"ખાસ પોલીસો પયોગી"

સને ૧૯૨૩ના આકટથી

"ક્રી. પ્રો. કોડ"માં થએલું સુધારા વધારા સાથે.

# પોલીસ દર્પણ.


કર્તા

નારહલાલ જેશંકર પોટા.

(સબ પોલીસ ઈન્સ્પેકટર)

પલસાણા (અચીન થઈને)



સંવત ૧૯૮૦. (સર્વ હક્ક સ્વાધીન) સને ૧૯૨૩.

કીંમત રૂપીયા બે.

(પોષ્ટેજ જુદું.)

# "ખાસ પોલીસોપયોગી"

સને ૧૯૨૩ના આકટથી

"ક્રી. પ્રો. કોડ"માં થએલું સુધારા વધારા સાથે.

# પોલીસ દર્પણ.


કર્તા

નારદલાલ જેશંકર પોટા.

( સબ પોલીસ ઈન્સ્પેકટર )

પલસાણા ( સચીન થઈને )



શ્રી "હરિ-હર" પ્રીન્ટીંગ પ્રેસમાં હરીલાલ મગનલાલે
છાપી ઠે૦ લીમડાચોક પટવાશેરી-સુરત.

પ્રસીદ્ધ કર્તાઃ—નારદલાલ જેશંકર પોટા.
પ્રસીદ્ધ કરવાનું ઠેકાણુંઃ—પલસાણા ( વડોદરા સ્ટેટ, )




કીંમત રૂપીઆ બે.

( પોષ્ટેજ જુદું. )

# વિષયાનુક્રમણિકા.

**પીનલકોડ.** **પાનુ ૧ થી ૧૧૧.**

(સાધારણ સમજણ વ્યાખ્યા પાનુ ૧, સાધારણ અપવાદ પાનુ ૮, મદદગારી પાનુ ૧૮, પરિશિષ્ટ બીજુ પાનુ ૨૦, મદદગારી પાનુ ૨૦, સાપ્રાધ કાવતરૂ પાનુ ૨૨, જમીનપરની કે દરિઆઇ ફોજ સંબંધી ગુન્હા પાનુ ૨૩, લોક સમાધાનની વિરૂદ્ધ ગુન્હા પાનુ ૨૫, સરકારી નોકર તથા તેઓ સંબંધી ગુન્હા પાનુ ૩૦, ખોટા પુરાવા તથા ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા પાનુ ૩૦, સિકકા તથા સ્ટાંપ સંબંધી ગુન્હા પાનુ ૩૫, આ ગુન્હા કરનાર ભટકતી જાતો પાનુ ૩૬, લોકોની તન્દુરસ્તી, સલામતી લજ્જા નીતી સંબંધી ગુન્હા પાનુ ૪૩, ધર્મ સંબંધી ગુન્હા પાનુ ૪૬, શરીર સંબંધી ગુન્હા પાનુ ૪૭, ખુન તથા શિક્ષણીય મનુષ્ય વધમાં તફાવત પાનુ ૫૦, મોત થવાના કારણો તથા તપાસ અને વૈદકીય અમલદારને પુછવાના સવાલો પાનુ ૫૨, લાસની ઓળખ પાનુ ૬૪, મહાવ્યથાના કેસમાં વૈદકીય અમલદારને પુછવાના સવાલો પાનુ ૬૮, ગેરવ્યાજબી અટકાવ તથા કેદમાં તફાવત પાનુ ૭૩, મનુષ્ય હરણ તથા નયનમાં તફાવત પાનુ ૭૭, બળાતકાર સંભોગના ગુન્હામાં કરવાની તપાસ પાનુ ૮૧, તે કામમાં વૈદકીય અમલદારને પુછવાના સવાલો પાનુ ૮૧-૮૨, સૃષ્ટિક્રમ વિરુદ્ધ મૈથુનના ગુન્હામાં કરવાની તપાસ પાનુ ૮૩, મીલકત વિરૂદ્ધ ગુન્હા પાનુ ૮૪, ચોરી તથા મીલકતના ખોટા ઉપયોગમાં તફાવત પાનુ ૮૫, સાપ્રાધ વિશ્વાસઘાત અને મીલકતના ખોટા ઉપયોગમાં તફાવત પાનુ ૯૨, મુદ્દેમાલ રૂપાંતર કરવા વપરાતી તદબીરો પાનુ ૯૫, લેખ સંબંધી ગુન્હા પાનુ ૧૦૮, ગુન્હો કરવાની કોસીસ સંબંધી ગુન્હા પાનુ ૧૧૦, બીજા કાયદા તોડી કરેલ ગુન્હા પાનુ ૧૧૧, )

**ક્રામીનલ પ્રોશીજર કોડ.** **પાનુ ૧૧૨.**

(વ્યાખ્યા પાનુ ૧૧૨, માજીસ્ટ્રેટ તથા પોલીસ તથા પકડનારા માણસને મદદ તથા ખબર આપવા બાબત પાનુ ૧૧૪, પકડવા નાસી જવા તથા હાજર થવાની જરૂર પાડવા વિષે પ્રોસેસો બાબત પાનુ

૧૨૮, ઝાડો લેવા સંબંધી સામાન્ય ઠરાવ પાનુ ૧૩૨, સુલેહ રાખવા તથા સારી રીતે ચાલવા સારૂ તારણ આપવા પાનુ ૧૩૪, કાયદા વિરુદ્ધ મંડળી પાનુ ૧૩૭, અટકાવ કરવા બાબત પોલીસનું કામ પાનુ ૧૩૮, પોલીસને ખબર આપવા બાબત તથા તપાસ કરવાના અધીકાર બાબત પાનુ ૧૪૦. પુરાવા બાબત વિશેષ નિયમો ૧૬૭, મીલકતની વ્યવસ્થા કરવા બાબત ૧૬૯, પરચુરણ ૧૬૯, એક્સ્ટ્રાડીશન એકટ પાનુ, ૧૭૦,

**પુરાવાનો કાયદો.** **પાનુ ૧૭૧.**

હકીકતનું લાગુ પણું પાનુ ૧૭૧, સાક્ષીઓ બાબત પાનુ ૧૭૩, સાક્ષીઓ તપાસવા બાબત પાનુ ૧૭૪, મુંબઈ ડીસ્ટ્રીકટ પોલીસ એકટ પાનુ ૧૭૭, અકસ્માત બનાવ તથા તેના તાતકાળીક ઇલાજ ૧૮૬, પરચુરણ ૧૯૮, વીલેજ પોલીસ એકટ ૨૦૦, ડબા એકટ ૨૦૬, જુગાર રમવાની મના કરનારો એકટ પાનુ ૨૧૦, ગાંડાપણા બાબતનો એકટ પાનું ૨૧૩, રેલ્વે એકટ પાનુ ૨૧૪, હીંદુસ્તાનનો મોટર વાહનો બાબતનો એકટ પાનુ ૨૧૯, લાયસન્સ આપવા બાબત નીર્બંધ રાખવા બાબત પાનુ ૨૨૦, મુંબઇનો ભાડાના વાહન બાબતનો એકટ પાનુ ૨૨૦ હીંદુસ્તાનનો ટ્રામ્વે બાબતનો કાયદો પાનુ ૨૨૨, સાર્વજનીક રસ્તા અને પુલો પર વેરો લેવાનો કાયદો ૨૨૨, સાર્વજનીક હોડી ઘાટ બાબતનો કાયદો પાનુ ૨૨૩, રૂ સંબંધી દગાનો આકટ પાનુ ૨૨૩, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવા બાબતનો આકટ પાનું ૨૨૩, મીઠાં બાબતનો આકટ પાનુ ૨૨૫, મ્યુનીસીપાલ આકટ પાનુ ૨૨૫, રાજદ્રોહી સભા અટકાવવા બાબતનો કાયદો પાનુ ૨૨૬, સરકારી દસ્તાવેજો તથા ખબર બહાર ન પાડવા દેવા બાબતનો આકટ પાનુ ૨૨૭, આબકારી આકટ પાનુ ૨૨૯, હથીઆરનો કાયદો પાનુ ૨૩૦, ગુન્હો કરનારી જાતોને નોંધવાનો તેમને નજરકેદમાં રાખવાનો તથા તેમનાપર નિર્બંધ રાખવાનો આકટ પાનુ ૨૩૩, અફીણ સંબંધી કાયદો પાનુ ૨૩૪, નાટકના ખેલ બાબતનો આકટ પાનું ૨૩૭, હીંદુસ્તાનનો પ્રેસ બાબતનો આકટ પાનુ ૨૩૭, હીંદુસ્તાનનો વીજળી બાબતનો આકટ પાનુ ૨૩૯, જંગલનો આકટ પાનુ ૨૩૯, યુરોપીઅન વેગ્રન્સી એકટ પાનુ ૨૪૦, મુંબઇનો જમીન મહેસુલનો કાયદો ( લેન્ડ રેવન્યુ કોડ ) પાનુ ૨૪૦, કવાયત પાનુ ૨૪૧, )

# ઉપયુકત નોંધ.

(૧) સને ૧૯૨૩ના આકટથી ક્રિમીનલ પ્રોશીજરમાં થએલ સુધારા વધારા પ્રમાણે આ પુસ્તકમાં સુધરેલી કલમો દાખલ કરવામાં આવેલ છે તે પીનલકોડમાંની કલમો–૧૧૮, ૧૧૯, ૧૨૦, ૨૧૩, ૨૧૫, ૨૯૪, ૩૧૭, ૩૧૮, ૩૨૭, ૩૪૩, ૩૪૬, ૩૫૭, ૩૬૩, ૩૬૬ (અ), ૩૬૬ (બ), ૩૬૮, ૩૭૪, (હવે વારંટ સીવાય પકડાય નહીં) ૪૧૯, ૪૨૦, ૪૩૦, ૪૫૧મી તથા ક્રિમીનલ પ્રોશીજર કોડમાની કલમો,–૪૫, ૫૪, ૫૬, ૫૯, ૧૦૩, ૧૧૦, ૧૫૭, ૧૬૧, ૧૬૨, ૧૬૫, ૧૬૬, ૧૬૭, ૧૬૯, ૧૭૩, ૧૭૪, ૩૩૭, ૩૪૫, ૫૨૫મી.

(૨) પોલીશ અમલદારે કોઇપણ ગુન્હા બાબતની કાંઇ પણ ખબર કયાંથી મેળવી તે કહેવાંને ફરજ પાડવામાં આવતી નથી. પુરાવાના કાયદાની કલમ ૧૨૫.

(૩) પોલીસ અમલદાર શાહેદી આપતાં પોતાની ડાયરી જોઇ યાદદાસ્તી તાજી કરે તો તે ડાયરી તોહમતવાળાની તરફેણવાળો જોઈ શકે છે અને તે પોલીસ અમલદારની ઉલટ તપાસણી પણ કરી શકે છે. પુરાવાના કાયદાની કલમ ૧૫૯–૧૬૧.

(૪) પ્રોશીકયુશન તરફથી ગુજારવાના શાહેદ, ખરાબ ચાલના, રખડતા, શિક્ષા પામેલા કે એવા બીજા દોશવાળા બને ત્યાં સુધી હોવા ન જોઇએ. એ તેમજ પંચાતનામા વખતે પણ બને ત્યાં સુધી તેવા લોકો રાખવા નહીં, શાહેદો બાબત પુરાવા કાયદાના બાબ ૯–૧૦

(૫) રેલવે આકટની કલમ ૧૨૬, ૧૨૭, ૧૨૮ પ્રમાણે ગુન્હો કરનાર બાર વરસની અંદરની વયનો સગીર માણસ હોય તો પણ પીનલકોડની કલમ ૮૨મી તથા ૮૩મી પ્રમાણે તેને અપવાદનો લાભ મળી શકતો નથી અને ગુન્હો કર્યો છે એમ સમજવું રેલવે આકટ કલમ ૧૩૦ (૧)

(૬) દંડ અથવા તેનો જે ભાગ આપવાનો બાકી રહે તેટલો

શિક્ષાનો હુકમ થયા પછી ૭ વર સુધીમાં કોઇપણ વખતે વસુલ થઈ શકે અગર તે શિક્ષાના હુકમ મુજબ ગુન્હેગાર ૭ વરસ કરતાં વધારે મુદતની કેદને લાયક હોય તો તે મુદત પુરી થતા પહેલાં કોઇપણ વખતે વસુલ થઇ શકે અને ગુન્હેગારના મોતથી જે મીલકત તેનું મરણ થયા પછી તેના કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય તે મીલકત તે દંડની જવાબદારીમાથી છુટતી નથી પીનલકોડ કલમ ૭૦

(૭) વધુ સજા કરાવવા ખાતર પેસ્તર સજાના દાખલા પીનલ-કોડના બાબ ૧૨૮ (સિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુન્હા) તથા બાબ ૧૭ (મીલકત વિરૂદ્ધ ગુન્હા) પ્રમાણેના ગુન્હા માટે રજુ થઇ શકે છે પી. કો. ક. ૭૫ તથા ક્રી. પ્રો. કો. ક. ૫૧૧ મી.

(૮) પીનલકોડ કલમ ૩૭૭ પ્રમાણેના ગુન્હા માટે રજામંદી આપેલ હોય તોપણ પીનલકોડ કલમ ૮૭ પ્રમાણે અપવાદનો લાભ મળી શકે નહીં. ૧૮ સી. અને પી. ૬૦૪

(૯) પીનકોડ પ્રમાણેના ગુન્હામાં મદદગારી કર્યા બદલ કલમ ૧૩૧, ૧૩૩: ૧૩૪, ૧૩૫; ૩૦૫; તથા ૩૦૬મી જુદી ઠરેલ હોવાથી તે સાથે મદદગારી કર્યા બદલ બીજી કલમ લગાડી શકાય નહીં.

(૧૦) પીનલકોડ પ્રમાણેના ગુન્હાની કોશિષ કર્યા બદલ કલમ ૧૩૧, ૩૦૭, ૩૦૮, ૩૦૯, ૩૯૩. ૩૯૫, (જુઓ ૩૯૧) ૩૯૭, ૩૯૮મી જુદી ઠરેલ હોવાથી તે સાથે કોશીષ કર્યા બદલ બીજી કલમ લગાડી શકાય નહીં.

(૧૧) પીનલકોડ પ્રમાણે કલમ ૩૯૬ "ડાકાઇટીમાં ખુન કરવું" એ જુદી કલમ બતાવવામાં આવેલ છે.

(૧૨) પીનલકોડમાં "ડાકાઇત કરવાની તૈયારી કરવી" એ બદલ કલમ ૩૯૯મી બતાવવામાં આવેલ છે. તે સિવાય કરીને ગુન્હો કરવાની તૈયારી શિક્ષાને પાત્ર નથી. ૧૮૬૮ પં. રે. ૧૮

(૧૩) કોઇ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે માટે એવી મદદગારીમાં મદદગારી કરવી એ પણ ગુન્હો છે. પી. કો. ક. ૧૦૮(૪)

(૧૪) ગુન્હો કરવામાં મદદગારી કરવાની કોશીશ હોય તો પણ તેનો સમાવેશ કલમ ૫૧૧ મા થઇ શકે ૧૮૮૭ પં. રે, ન. ૪૯.

(૧૫)કોઇ પુરૂષે પોતાની સ્ત્રી સાથે બળાત્કાર સંભોગ કર્યો હોય તો તે ગુન્હો વગર વારંટે પકડી શકાય નહીં એટલુંજ નહીં પણ માજીસ્ત્રેટના હુકમથી, પોલીસ ઇન્સ્પેકટરના દરજ્જાથી ઉતરતા દરજ્જાનો પોલીસ અમલદાર તપાસ કરી શકે નહીં. ક્રી. પ્રો. કો. ક, ૫૬૧(૨)

(૧૬) ગુન્હાની તપાસમાં, દાટેલ મુડદુ ખોદી કહડાવવા પોલીસને અધીકાર નથી મુડદુ ખોદી કહડાવવા તથા તેની તપાસ કરવા માજીસ્ત્રેટ મુખત્યાર છે. ક્રિ. પ્રો. કો. ક. ૧૭૬ (૨)

(૧૭) ક્રી. પ્રો. કોડની કલમ ૫૫મી પ્રમાણે પકડેલા સખસને જામીન ઉપર છોડવો જોઇએ. ७, લો. રી. અલ્હાબાદ, સીરીઝ પાન ૪૫ દોલતસીંહ.

(૧૮) ક્રી. પ્રો. કોડની કલમ ૧૬૭મી (પોલીસ અટકમાં વધારે મુદત રાખવા મંજુરી માટે) બાબ ૧૪ પ્રમાણે ચાલતા તપાસને લાગુ છે પરંતુ બાબ ૮ પ્રમાણે(સુલેહ રાખવા સારૂ તારણ બાબત) અટક કરેલ માણુસ માટે પોલીસ વધારે મુદત માગે તો માજીસ્ત્રેટ આપી શકે નહીં. ૫ મુ. લો. રી. ૨૭

(૧૯) જે ગુન્હા માંડીવાળી શકાય છે તે ગુન્હાઓની માંડવાળ કરવા કોને અધીકાર છે વીગેરે બાબત ક્રી. પ્રો. ક. ૩૪૫ પ્રમાણે તજવીજ થવાની છે.

(૨૦) પોલીસ અમલદાર કાયદા વિરૂધ્ધ મંડળીને જબરીથી વીખેરી નાંખે તો તે સંબંધમાં પોલીસ અમલદાર ઉપર મંજુરીસિવાય કંઈપણ ફરીઆદ લેવાઇ કામ ચાલી સકે નહીં ક્રી. પ્રો. કો. ક, ૧૩૨

(૨૧) વિશેષ કાયદા પ્રમાણે તપાસનું કામ ચલાવતાં તે વિશેષ કાયદો તે સ્થળ સીમાને લાગુ કરવામાં આવેલ છે કે કેમ, તે બદલ તપાસ કર્યા બાદ કામ ચલાવવું જોઇએ.

(૨૨) વિષેશ કાયદામાં વગર વારંટે પકડવા અધિકાર આપેલ હોય પરંતુ તે બાબત જામીન લેવાય કે કેમ? તે કંઇ ઉલ્લેખ ન હોય તો તે,બાબતમાં તથા વિશેષ કાયદામાંદરાવેલી શિક્ષાનુસાર વગર વારંટે પકડવા કયારે કયારે અધિકાર છે તે બાબત ક્રી, પ્રો. કોડના પરિશિષ્ટ (૨) "બીજા કાયદા તોડીને કરેલા ગુન્હા" એમાં બતાવ્યા પ્રમાણે તજવીજ કરવી જોઇએ.

(૨૩) જે કામમાં મંજુરીની જરૂર હોય તે બાબત પ્રથમ મંજુરી મેળવી બાદ તપાસનું કામ ચલાવવું. ક્રી. પ્રો. કો. ક.૧૯૫

(૨૪) જ્યારે કોઇ સ્ત્રીનો ઝાડો લેવાની જરૂર હોય ત્યારે લોકલજા ઉપર પકકી રીતે નજર રાખીને બીજી બાયડી પાસ ઝાડો લેવડાવવો ક્રી. પ્રો, કોડ ક. ૫૨

(૨૫) કયા ગુન્હા માટે તથા કેવી શરતે ગુન્હેગારને માફી મળી શકે છે તે બાબત ક્રી. પ્રો. કો. ક. ૩૩૭

---

# ટુંકાક્ષરનું સ્પષ્ટિકરણ.

અ. લો. જ. (અલ્હાબાદ લો જનરલ રીપોર્ટશ ૧૯૦૪) અ. વી. નો. (અલ્હાબાદ વીકલી નોટસ ૧૮૮૧. ૧૯૦૮) અલ્હાબાદ (ઇન્ડીન લૉરીપોર્ટશ અલ્હાબાદ) એલ. ટી. (લૉટાઇમ્સ ૧૮૪૫. ૧૮૫૮) કલકત્તા.(.ઇન્ડીયન લો રીપોર્ટશ કલકત્તા) ક. વી. નો. (કલકત્તા વીકલી નોટસ) ક્રિ. લો. જ. (ક્રિમીનલ લો જનરલ) ક્યુ. બી. (કવીન્સ બેંચ રીપોર્ટશ ૧૮૪૧. ૧૮૫૨) ક, લો. જ. (કલકત્તા લો જનરલ) કોક્ષ ક્રીમીનલ કેશીઝ ૧૮૪૩) નો. વે. પ્રે. હા. કો રી. (નોર્થવેસ્ટ પ્રોવીન્સીઝ હાઇકોર્ટ રીપોર્ટશ પ્રી. જ. લો, બ. પ્રીટેન્ડ જજમેંટસ લોઅરબર્મા ૧૮૯૩-૧૯૦૦ પં. રે. (પંજાબ રેકર્ડ

૧૮૬૨ ) પં વી, રી, ( પંજાબ વીકલી રીપોર્ટશ ૧૯૦૬ ) ફુ. બે, ( ફુલ બેન્ચ ) ફોસ્ટર સી અને પી (ફોસ્ટર ક્રાઉનલૉ ) અ. બ, લો. રી, ( અપર બરમાં રીપોર્ટશ) બં, સો, રી, (બગાલલો રીપોર્ટશ મદ્રાસ ઇન્ડીયન લોરીપોર્ટસ મદ્રાસ ) મ, લો જ રી, ( મદ્રાસ લો જનરલ રીપોર્ટશ ) મ, હા, કો, રી ( મદ્રાસ હાઈકોર્ટ રીપોર્ટશ ) મુંબઇ (ઇન્ડીયન લો રીપોર્ટશ મુંબઇ ) મુ, અ. કે, (મુંબઇ અન રીપોર્ટડ કેશીઝ ) મુ, લો, રી, મુંબઈ લો રીપોર્ટસ મુ, હા, કો રી, (મુંબઇ હાઇ કોર્ટ રીપોર્ટસ) મુ. ડ. મુડીઝ ક્રાઉન કેસીઝ રીઝવર્ડ ૧૮૨૪ ૧૮૪૪) લો, બ, રી, (લોઅર બરમા રીપોર્ટ ) વી, રી, ( વીકલી રીપોર્ટર કલકત્તા ૧૮૬૨, ૧૮૭૫ ) વેર ( વેરઝ લો ઓફ ઓફેન્સીઝ વ. ક. વડોદરા રાજ્યના ફોજદારી નીબધ પાચમા તથા છઠ્ઠાની નીકળતી કલમ સી, જી, લો, બ, (સીલેકટ જજમેંન્ટ લોઅર બરમાં) સે, પ્રે, હા, હા, કો, રી, (સેન્ટ્રલ પ્રોવિન્સીઝ હાઇકોર્ટ રીપોર્ટશ) સી, અને, એમ (ક્રોમટન એન્ડ મીસન ૧૮૩૨ ૧૮૩૪ ) હેઇલ (હોઇલ્સ પ્લીઝ ઓફ ક્રાઉન )

## ચૂકની દુરૂસ્તી.

પીનલકોડમાં–કલમ ૨૩૯ પ્રોસીજર સેશન પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે જામીન લેવાય નહિ માંગણું થાય છે કમલ ૨૪૦ પ્રોસીજર કલમ ૨૩૯ પ્રમાણે કલમ ૩૨૭ પ્રોસીજર સેસનકોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહિ માગણુ થાય છે કલમ ૩૭૩ પ્રોસીજર સેસન પ્રેસીડેન્સી પહેલા વર્ગનો માજીસ્ત્રેટટ ઇનસાફ કરે જામીન લેવાય નહિ માગણુ થાય છે એ પ્રમાણે જોઇએ.



# પોલીસ દર્પણ.

## પીનલકોડ.

### બાબ ૨ જો:—સાધારણ સમજણ.

**કલમ:—**૮ પુરૂષ સર્વનામ 'તે' તથા 'તેને' વિભકતી લાગીને સીદ્ધ થએલા શબ્દો પુરૂષ તથા સ્ત્રી એ બન્નેને લાગુ પડે છે. (વ. ક. નથી.)

૯ **એક** વચનમાં લખેલા શબ્દોને અનેક વચનમાં અને અનેક વચનમાં લખેલા શબ્દોને એક વચનમાં સમજવા (વ. ક. નથી.)

**૧૦ 'પુરૂષ'** શબ્દવડે કોઇપણ વયનો માનવી પુરૂષ અને "**સ્ત્રી**" શબ્દમાં કોઇપણ વયની સ્ત્રી સમજવી (વ. ક. ૩ ક)

**૧૧ સખસ** એ શબ્દમાં કોઇપણ કંપની, સભા, કે માણસોની મંડળીનો સમાવેશ થાય છે. (વ. ક. નથી.)

**૧૨ લોક** એ શબ્દમાં કોઇપણ વર્ગ કે જમાતનો સમાસ થાય છે. (વ. ક. ૩ ચ)

**૧૩ રાણી**—એ શબ્દ વડે ગ્રેટબ્રીટન તથા આર્યલાંડના એકઠા મળેલા રાજ્યનો જે વખતે જે સત્તાધીશ હોય તે સમજવા (વ. ક. નથી)

**૧૪ રાણીનો નોકર**—એ શબ્દમાં હીંદુસ્તાનનો રાજકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો એકટ એ નામનો વીકટોરીઆ રાજ્યમાં ૨૧ માં કે ૨૨ માં વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ઠા એ અથવા તેના આધાર ઉપરથી કે હીંદુસ્તાનની સરકારે કે કોઇપણ સરકારે કે તેની સત્તાથી હીંદુસ્તાન મધ્યે કાયમ રાખેલા ઠરાવેલા કે મુકરર કરેલા સઘળા અમલદારો અથવા નોકરો સમજવા (વ. ક. નથી.)

**૧૬ બ્રીટીશ ઈન્ડીયા**—એ શબ્દ હીંદુસ્તાનનો રાજકારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો એકટ એ નામના વીકટોરીઆના રાજ્યના ૨૧ મા તથા ૨૨ માં વર્ષમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠા ઉપરથી રાણી સાહેબને હાથે જે મુલક આવ્યો છે અથવા આવે તે મુલક સમજવો (વ. ક. નથી.)

**૧૬ હિંદુસ્તાન**—એ શબ્દ વડે હિંદુસ્તાનના ગવરનર જનરલ પોતાની કાઉનસીલથી ગેરહાજર હોય તે દરમ્યાનમાં પ્રેસીડેન્ટ કાઉન્સીલ અથવા એકલા હિંદુસ્તાનના ગવરનર જનરલ સમજવા ને તેઓ અથવા જેજે અખત્યાર પ્રમાણે કાયદા મુંજબ અમલ કરી શકે તેતે અખત્યારને સંબંધે સમજવા (વ. ક. નથી)

**૧૭ સરકાર**—એ શબ્દ વડે જે સખસ અથવા સખશેને બ્રીટીશ ઇન્ડીયાના કોઇપણ ભાગમાં હકુમત કરવાનો કાયદા પ્રમાણે અખત્યાર છે તે સખસ અથવા સખસો સમજવા (વ. ક. નથી)

**૧૮ પ્રેસિડેન્સી**—એ શબ્દ વડે એક• પ્રેસિડેન્સી સરકારનો તાબાનો મુલક સમજવો (વ. ક. નથી.)

**૧૯ જડજ**—એ શબ્દ વડે જે સખસને તેના હુદ્દાને લીધે જડજનું નામ આપ્યું હોય તે સખસજ નહીં પણ જે જે સખસને કાયદાથી દીવાની કે ફોજદારી મુકદમામાં આખરી ફેંસલો અથવા જે પર અપીલ ન થાય તો આખરી ગણાય એવા ફેસલા અથવા બીજા કોઇ અધિકારીઓ બહાલ રાખેથી આખરી થાય એવો ફેસલો આપવાનો અખત્યાર હોય અથવા એવો ફેસલો આપવાને કાયદાથી અખત્યાર પામેલા અનેક સખસોમાંનો જે એક હોય તે દરેક સખસ પણ સમજવો. (વ. ક. ૩ ધ)

**૨૦ ઈનસાફની કોર્ટ**—એ શબ્દો વડે જે જડજને કાયદાથી એકલા રહીને ઇન્સાફનું કામ કરવાનો અખત્યાર મળ્યો હોય અથવા જે જડજોને કાયદાથી એકઠા રહીને ઈનસાફનું કામ કરવાનો અખત્યાર

મળ્યો હોય તે જડજ અથવા જડજો સમજવા પણ જ્યારે તે જડજ અથવા જડજો ઇનસાફનું કામ કરતા હોય ત્યારે (વ. ક. ૩ ૭)

**૨૧ સરકારી નોકર**—એ શબ્દમાં-રાણીનો હરેક કવેનાજન્ટેડ સરવંટ, રાણીની જમીનપરની કે દરીઆઇ ફોજનો કમીશન્ડ ઓફીસર, દરેક જડજ, ઇનિસાફની કોર્ટનો દરેક અમલદાર જ્યુરી કે એસેસર કે ઇનસાફની કોર્ટને મદદ કરનારી પંચાયતનો માણુસ, લવાદ કે બીજો માણુસ જેને કોઈ સખસને કેદ કરવાનો હુદ્દાની રુએ અખત્યાર હોય, સરકારનો હરકોઇ અમલદાર, સરકારની વતી મીલકત લેવાનું, માપણી, જમાબંધી કે કરાર કરવાનું હોય તે અમલદાર દીવાની પ્રોશેશ બજાવનાર, કેદનાં વારંટો બજાવનાર, પટાવાળાઓ એ સર્વે સરકારી અમલદાર છે, મ્યુનીસીપલ કમીશનર સરકારી નોકર છે. (૧.ક.૩.)

**ફેંસલો**—જે નોકરને કાંઇ સરકારી કામ કરવાનું હોય છે તે સરકારી નોકર કહેવાય (૨૮ કલકત્તા ૩૪૪) બેંકનો સરાફ સરકારી નોકર કહેવા નહીં (૪ કલકત્તા ૩૭૬) સરકારી કામ સારૂ રાખેલા મજુર તથા બીજી હલકી પ્રકારની નોકરી કરનાર ચાકર તથા થોડા વખત માટે રાખેલો ગાડીવાળો સરકારી નોકર કહેવાય નહીં (૭ મદ્રાસ ૮) મીઠા ખાતાના સુપ્રીન્ટેન્ડન્ટની ઓફીસમાં કામ કરનાર પગારદાર સીપાઇ સરકારી નોકર છે (૭ મદ્રાસ ૮) સુધરાઈનો પાણીના પૈસા ઉઘરાવનાર સરકારી નોકર નથી (૧ અ. લો. જ. ૧૨૫) ગામનો ચોકી-યાત સરકારી નોકર કહેવાય (૨૬ અલ્હાબાદ ૫૪૨) મુલકી અને પોલીસ પટેલ સરકારી નોકર છે (૨૧ મુ. ૫૧૭) પતવારી સરકારી નોકર કહેવાય (૨ નો. વે. પ્રે. હા. રી. ૧૪૮) શીતળા મુકનાર સરકારી નોકર છે. (૧ વે. ર. ૨૭) ડબાવાળો સરકારી નોકર છે (ડબા આકટ કલમ ૬.)

**૨૨ જગંમ મીલકત**—એ શબ્દમાં જમીન અને જમીનને ચોટેલી વસ્તુ અથવા જમીનની વસ્તુ અથવા જમીનની વસ્તુ જોડે જાથુ જોડાયલી વસ્તુ સિવાયની કોઇપણ પ્રકારની મીલકત સમજવી (વ. ક. નથી)

**૨૩ ગેર વ્યાજબી લાભ**—કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મીલ્કતનું મેળવવું કે જે મીલ્કતપર તે મેળવનાર સખસને કાયદા પ્રમાણે હક્ક નથી. (વ. ક. ૩ ણ, ત)

**ગેરવ્યાજબી હાની**—એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મીલ્કતનું જવું. જે મીલ્કત પર તે જેની પાસેથી જાય છે તે સખસને કાયદા પ્રમાણે હક્ક છે. ગેરવ્યાજબી લાભમાં મીલ્કતનું ગેરવ્યાજબી રાખવું પણ સમજવું. ગેરવ્યાજબી હાનીમાં કાંઇ મીલકત લેવામાં ગેરવ્યાજબી પ્રતિબંધ થાય તે પણ સમજવું.

**૨૪ બદદાનતથી**—જે માણસ જે કાંઈ વસ્તુ એક સખસને ગેરવ્યાજબી લાભ કરવાના અને બીજા સખસને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી કરે તે માણસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું (વ. ક. ૩ થ)

**૨૫ દગલબાજી**—જો કોઇ સખસ કાંઇ વસ્તુ દગો કરવાના ઇરાદાથી કરે તો તે વસ્તુ તેણે દગલબાજીથી કરી એમ સમજવું. (વ. ક. ૩ દ.)

**૨૬ માનવાનું કારણ**—જે કોઇ સખસને કાંઇ વસ્તુ માનવાનું પાકુ કારણ હોય તેને વસ્તુ માનવાનું કારણ છે એમ સમજવું. નહીં તો નહીં. (વ. ક. ૩ ડ)

**૨૭ સ્ત્રી કે મહેતા કે નોકરના કબજામાંની મીલકત**—જ્યારે કાંઇ મીલકત કોઇ સખસની વતી તે સખસની સ્ત્રી, મહેતા કે નોકરના કબજામાં હોય ત્યારે આ કાયદાના અર્થ પ્રમાણે તે તેજ સખસના કબજામાં છે એમ સમજવું. (વ. ક. ૩ ઞ)

**૨૮ ખોટું બનાવવું**—જે સખસ એક વસ્તુ બીજી વસ્તુના શરખી કરે એવા ઇરાદાથી કે તે સરખાપણાથી ફરેબ કરવો અથવા એવું જાણીને તે સખસે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું (વ.ક.૩-પ)

**૨૯ લેખ**—એ શબ્દ વડે જે કાંઇ બાબત કાંઈ વસ્તુ ઉપર અક્ષર અંક કે ચિન્હ વડે સમજાવી કે બ્યાન કરેલી હોય અને જે

સામેમો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઈરાદો હોય અથવા વપરાય (વ. ક. ૩ જ)

**૩૦ કીમતી દસ્તાવેજ**—એ શબ્દો વડે જે લેખથી કાંઇ કાયદેસર હક ઉત્પન્ન થતો હોય, વધતો હોય કે બીજાને અપાતો હોય ઓછો થતો હોય, નાબુદ થતો હોય, કે છોડી દેવાતો હોય કે જે લેખથી કોઈ સખસ કબુલ કરતો હોય કે મારી જીમ્મેદારી છે કે ફલાણો કાયદેસર હકક મારો નથી એવો લેખ અથવા મતલબનો લેખ સમજવો. (વ. ક. ૩ ઝ.)

**૩૧ વીલ**—એ શબ્દ વડે કોઇપણ વસીયત નામાનો લેખ સમજવો. ( વ. ક. નથી. )

**૩૨ કાયદેસર કસુર**—આ કાયદામાં કરેલા કામનો બોધ કરનારા શબ્દો હોય તે શબ્દો કાયદા વીરૂદ્ધ કસુરોને પણ લાગુ છે એમ સમજવું પણ ઉલટો અર્થ જણાતો હોય તો તેમ અર્થ કરવો. (વ.ક.૬)

**૩૩ કામ**—એ શબ્દ એક કામને તેમ એક પછી એક એ પ્રમાણે કરેલા અનેક કામોને પણ લાગે છે અને કસુર એ શબ્દ એક કસુર તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલી અનેક કસુરોને પણ લાગે છે (વ. ક. નથી)

**૩૪ ઘણા** શખસોનો ઇરાદો હોય તે પાર પાડવા સારૂ તે સઘળા સખશોએ મળીને જયારે કાંઇ ગુન્હાનું કામ કર્યું હોય ત્યારે તેમાંનો દરેક સખસ તે કામ તેણે એકલાએજ કર્યું હોય એ રીતે તે કામને માટે જવાબદાર છે. (વ. ક. ૧૭)

**૩૫ જ્યારે**—એવું કાંઇ કામ સાપરાધ જ્ઞાન કે ઈરાદાથી થયા ને લીધે ગુન્હો ગણાતુ હોય તો તેઓમાંનો દરેક સખસ જે તે કામમાં તેવા જ્ઞાન અથવા ઈરાદાથી સામેલ થયો હોય તે તેણે એકલાએજ તેવા જ્ઞાન અથવા ઇરાદાથી તે કામ કર્યું હોય એ રીતે તે કામને માટે જવાબદાર છે. (વ. ક. ૧૮)

**૩૬ જે** કામથી કે કસુરથી કોઇ અસર કરવી તે ગુન્હો ગણાતો હોય તો તેજ અસર થોડા કામથી કે કસુરથી કરવી તે પણ ગુન્હો છે એમ સમજવું. (વ. ક. ૭)

**૩૭ ઘણા** કામો મળીને કાંઇ ગુન્હો થતો હોય તો જે સખસ એકલો કે બીજાની સાથે રહીને તેઓમાંનું એક કામ કરીને ગુન્હો કરવાના ઇરાદાથી મદદ કરે તો તે સખસે તે ગુન્હો કર્યો છે એમ સમજવું. (વ. ક. ૧૯)

**૩૮ કોઈ** ગુનાહનું કામ કરવામાં ઘણા સખસો લગેલા કે સામેલ હોય તો તેઓ તે કામથી જુદા જુદા ગુન્હાના તકશીરવાન થઈ શકે. (વ. ક. ૨૦)

**૩૯ બુદ્ધિપુર્વક**—જ્યારે કોઈ સખસે જે ઉપાયથી કાંઇ અસર પેદા કરવાનો ઇરાદો કર્યો હોય તે ઉપાય કામે લગાડતી વખતે તેણે જાણ્યું કે માન્યું હોય કે તે ઉપાયથી તે તે અસર પેદા કરશે તો તેણે બુદ્ધિપુર્વક તે અસર પેદા કરી એમ સમજવું, (વ. ક. ૩ ૯)

**૪૦ ગુન્હો**—આ કલમની બીજી અને ત્રીજી રકમમાં લખેલા બાબ અને કલમો શીવાય ગુન્હો એ શબ્દો વડે જે વસ્તુને માટે આ કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે તે વસ્તુ સમજવી. (વ. ક. ૨૧)

**૪૧ વિશેષ કાયદો**—એટલે કાંઈ ખાસ બાબતને લાગુ પડે એવો કાયદો (વ. ક. નથી)

**૪૨ સ્થાનીક કાયદો**—એટલે બ્રીટીશ ઇન્ડીયાના કોઇ વિશેષ ભાગનેજ લાગુ પડે તેવો કાયદો (વ. ક. નથી)

**૪૩ કાયદા વિરૂદ્ધ**—એ શબ્દો જે વસ્તુ ગુન્હો છે કે કાયદા એ મના કરેલી છે કે દીવાની ફરીઆદનું કારણ થાય છે તે પ્રત્યેકને લાગુ પડે છે અને જે સખસ જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વિરૂધ્ધ થાય તે વસ્તુ કરવાની તે સખસની " કાયદા પ્રમાણે ફરજ " છે એમ સમજવું. (વ. ક. ૩ ધ)

૪૪ **નુકશાન**—એ શબ્દ વડે કોઈપણ સખસના શરીરને, મનને, આબરૂને અથવા મીલકતને કાયદા વિરૂધ્ધ રીતે કરેલી કાંઈ પણ હાની સમજવી. (વ. ક. ૩ ન)

**ફેસલો**—નુકસાન એટલે કાયદા વિરૂદ્ધ કરેલું કૃત્ય (૨ મ. હા. કો. રી. ૫૮)

૪૫ **જીંદગી**—એટલે માણસની જીંદગી સમજવી (વ. ક. ૩ ખ)

૪૬ **મોત**—એટલે માણસનું મોત સમજવું (વ. ક. ૩ ખ)

૪૭ **જાનવર**—એટલે માણસ સીવાય બીજી કાંઇપણ જીવવાળી વસ્તુ સમજવી (વ. ક. ૩ ગ)

૪૮ **વહાણ**—એ શબ્દ વડે જળ માર્ગે માણસોને કે મીલકતને લઇ જવા કરેલી કાંઇ પણ વસ્તુ સમજવી (વ. ક. નથી)

૪૯ **વરસ**—કે-મહીનો-એટલે ઇંગ્રેજી પંચાંગ પ્રમાણે તે વરસ અથવા મહીનો ગણવો (વ. ક. નથી)

૫૦ **કલમ**—એટલે કાયદાના જે ભાગોની આગળ આકડાં લખીને તેઓને જુદા પાડેલા છે તેઓમાંનો એક ભાગ સમજવો (વ. ક.નથી)

૫૧ **સોગંદ**—એટલે ધર્મપુર્વક પ્રતિજ્ઞા કરવાનું ફરમાવ્યું હોય તે પ્રતિજ્ઞા, તથા ઇનસાફની કોર્ટમાં કેવળ જે ઠેકાણે સરકારી નોકરની આગળ કોઇપણ એકરાર કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય કે રજા આપી હોય કે જે એકરાર પુરાવાના કારણસર વાપરવો હોય તે એકરારનો પણ સમાવેશ થાય છે એમ સમજવું (વ. ક. નથી)

૫૨ **શુદ્ધબુદ્ધીથી**—જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વીના કરી કે માની હોય તે કરી અથવા માની એમ સમજવું. નહી(વ.ક.૩૯)

## બાબ ૪ થો
## સાધારણ અપવાદ.

૭૬ જે સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ હોય અથવા કાયદાની કાંઈ ભુલના સબબથી નહી પણ હકીકતના કે કાંઈ ભુલના સબબથી જે સખસ સુદ્ધબુદ્ધિથી એમ માને કે એ વસ્તુ કરવાના મારી કાયદા પ્રમાણે ફરજ છે તે સખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહી (વ. ક. ૨૨)

૭૭ જે અખત્યાર જેજે જડજને કાયદાએ આપેલો છે અથવા જે જડજ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે આ અખત્યાર મને કાયદાએ આપેલો છે એવો કોઇ અખત્યાર અમલમાં લાવતાં તે જડજ ઇન્સાફનું કામ કરવામાં જે વસ્તુ કરે તે ગુન્હો છે એમ સમજવું નહી. ( વ. ક. ૨૩ )

૭૮ કોઈ ઇનિસાફની કોર્ટનો ફેસલો અથવા હુકમ તે કાયમ હોત તે દરમ્યાનમાં તે ફેસલા અથવા હુકમ મુજબ કરેલી કોઇ વસ્તુ અથવા તે ફેસલો અથવા હુકમથી થઈ શકે એવી કોઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી પછી તે ફેસલો કે હુકમ કરવાનો તે કોર્ટનો અધિકારન હોય તેની કંઇ ચીંતા નહીં પણ તે કામ કરનાર સખશે શુદ્ધબુદ્ધિથી એમ માનવું જોઇએ કે તે કોર્ટને તે અધિકાર છે(વ.ક.૨૪)

૭૯ જે સખસને જે વસ્તુ કરવાની કાયદાથી રજા છે અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહી પણ હકીકતની કંઇ ભુલના સબબથી જે સખસ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની મને કાયદાથી રજા છે તે સખસ જો તે વસ્તુ કરે તો તે ગુન્હો છે એમ સમજવું નહી (વ. ક. ૨૫)

૮૦ કાંઈ કાયદેસર કામ કાયદેસર રીતે કાયદેસર ઉપાયોથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતાં કાંઇ તોફાન અથવા કમનસીબથી અને સાપરાધ ઇરાદા કે ગ્નાન વીના થએલી કંઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી. (વ. ક. ૨૬)

**૮૧ જો** કાંઈ વસ્તુ હાની કરવાના સાપરાધ ઇરાદા વગર તથા શુદ્ધબુદ્ધિથી શરીર અથવા મીલ્કતને થતી બીજી હાની અટકાવવાને અથવા તેથી તે બચાવવાને કરી હોય તો તે વસ્તુની હાની થશે એવો સંભવ છે એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબ ઉપરથી તે ગુન્હો છે એમ સમજવું નહીં.

**ખુલાસો**–એવી બાબતમાં તે અટકાવવાની અથવા બચાવ કરવાનો તે હાની એવી ન રહે તો અથવા એટલી નજદીકની હતી કે જે કામથી બીજી હાની થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામનું જોખમ માથે લેવું એ કાયદેસર અથવા માફ કરવા જેવું ગણાય એ હકીકતની બાબત છે. (વ. ક. ૨૭)

**૮૨ સાત** વરસથી ઓછી ઉમરના બાળકે કરેલી કંઈ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં. (વ. ક. ૧૨)

**૮૩ સાત** વરસથી વધારે અને બાર વરસથી ઓછી ઉમ્મરનુ બાળક જેની અકલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી સું પરીણામ થશે એ બાબત વીચાર કરી શકે એટલી પુખ્ત થઇ નથી તેણે કરેલી કાંઇપણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું. (વ. ક. ૧૩)

**ટીપ**–કલમ ૮૨, ૮૩ માં ગમે તે ઠરાવ હોય પરંતુ રેલ્વે એક-ટની કલમ ૧૨૬, ૧૨૭, ૧૨૮, ૧૨૯ પ્રમાણે રેલ્વે એકટ મુજબના ગુન્હામાં આ અપવાદનો લાભ મળી શકતો નથી. (જુઓ રેલ્વે એકટ કલમ ૧૩૦)

**૮૪ જે સખસ** કાંઇ કામ કરતી વખતે દીવાનગીના સબબથી. હું કેવી રીતનું કામ કરું છું એ અથવા જે કામ કરૂં છું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહીં (વ. ક. ૧૪)

**૮૫ જે સખસ** કાંઈ કામ કરતી વખતે કેફના સબબથી હું કેવી રીતનું કામ કરું છું અથવા હું જે કામ કરું છું તે ખોટું છે.

અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુન્હો છે એમ સમજવું નહીં પણ જે વસ્તુથી તેને કેફ ચઢી હોય તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો (વ૦ ક૦૧૫)

૮૬ જે બાબતોમાં કંઇક કામ અમુક જ્ઞાન અથવા ઇરાદાથી તે કર્યું ન હોય તો તે ગુન્હો ન ગણાય એવું હોય તે બાબતોમાં જે સખસ કેફની હાલતમાં હોઇને તે કામ કરે તે સખસની ઉપર જાણે તેને કેફ ચઢી ન હોય તો જે જ્ઞાન હોત તેજ જ્ઞાન તે હતું એમ સમજીને અમલ થવાને તે લાયક થશે પણ જે વસ્તુથી તેને કેફ ચઢી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી છતાં તેને ખવડાવી ન ન હોય તો (વ. ક. ૧૬)

૮૭ જે વસ્તુથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઇરાદો કર્યો નથી અને જેથી મોત અથવા મહાવ્યથા થશે એવો સંભવ છે એમ તેનો કરનાર જાણતો નથી તે વસ્તુ કરવાથી થતી હાની ખમવાની જે સખસે સાફ રીતે અથવા અર્થ સમજાય એવી રીતે રજામંદી આપી હોય એવા અઢાર વરસથી વધારે ઉમરના કોઇ સખસને કાંઇ હાની થાય અથવા કાંઇ હાની કરવાનો તે વસ્તુ કરનારે ઇરાદો કર્યો હોય તો તે હાનીના સબબથી અથવા જે સખસે તે હાનીનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે સખસને તે વસ્તુથી કાંઈ હાની થસે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવૂં નહીં (વ, ક. ૨૮)

૮૮ જે વસ્તુથી મોત થાય એવો ઇરાદો કર્યો નથી તે વસ્તુથી થતી હાની ખમવાની અથવા હાનીનું જોખમ માથે લેવાની જે સખસે સાફ રીતે અથવા સમજાય એવી રીતે રજામંદી આવી હોય તે સખસના ફાયદાને માટે શુદ્ધ બુદ્ધિથી તે કરવામાં તે સખસને કાંઇ હાની થાય અથવા તે હાની કરવાનો ઇરાદો તે કરનારે કર્યો હોય અથવા તેને

૧૧૪૩૩



તેથી કાંઇ હાની થશે એવો સંભવ છે એમ કરનારે જાણ્યું હોય અથવા તેને તેથી કંઈ હાની થશે એવો સંભવ છે એમ કરનારે જાણ્યું હોય તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં. (વ. ક. ૨૯)

૮૯ કોઈ બાર વરસથી ઓછી ઉમરના અથવા દીવાના સખસના ફાયદાને માટે તે સખસનો જે વાલી હોય અથવા જે બીજા સખસના કાયદેસર હવાલામાં તે સખસ હોય તે અથવા તેની સાફ રીતે અર્થાત સમજાય એવી રીતે રજા મંદી લઇને કોઈ બીજો સખસ શુધ્ધ બુદ્ધિથી કાંઈ વસ્તુ કરે અને તે વસ્તુથી તે સખસને કાંઇ હાની થાય અથવા તેને કાંઇ હાની કરવાનો ઇરાદો તે કરનારે કર્યો હોય અથવા તેને તેથી કાંઈ હાની થશે એવો સંભવ છે એમ કરનારે જાણ્યું હોય તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં પરંતુઃ—

૧ ઇરાદાથી મોત આણવાને કે મોત આણવાની કોશીશ કરવાને આ અપવાદ લાગુ નથી.

૨ કાંઈ વસ્તુનો કરનાર સખસ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે તે વસ્તુ મોત અથવા મહાવ્યથા અટકાવવા કે કાંઈ મોટો રોગ કે અશકતતા દુર કરવાના કારણ સિવાય કાંઇ બીજા કારણ માટે તે સખસ કરે તેને આ અપવાદ લાગુ પડશે નહીં.

૩ મોત અથવા મહાવ્યથા અટકાવવાના કે કાંઇ મોટો રોગ કે અશકતતા દુર કરવાના કારણ સીવાય બુદ્ધિ પૂર્વક મહાવ્યથા કરવાને કે મહાવ્યથા કરવાની કોશીશ કરવાને આ અપવાદ લાગુ પડતો નથી.

૪ જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે કહીં (વ. ક. ૩૦)

૯૦ કાંઇ નુકસાનની દહેશતથી અથવા હકીકતની ખોટી સમજથી કાંઈ રજામંદી કોઇ સખસથી અપાઈ હોય. અને તે રજામંદી તેવી

દહેશતથી અથવા ખોટી સમજથી અપાઇ છે એમ તે કામ કરનારે સખસ જાણતો હોય. અથવા એમ માનવાનું તેને કારણ હોય અથવા જે સખસ દીવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાની રજામંદી અપાતી ના હોય તે કામ કેવી તરેહનું છે તથા તેનો પરિણામ કેવું થશે એ સમજવાને અશકત હોય એવા સખસે રજામંદી આપી હોય તો તે રજા મંદીને આ કાયદાની કોઇપણ કલમમાં લખેલી રજા મંદી સમજવી નહીં (વ. ક. ૪)

**ટીપઃ**—નુકસાનની દહેસતથી આપેલી રજામંદી, હકીકતની ખોટી સમજથી આપેલી રજામંદી દીવાનાપણાની સબબથી આપેલી રજામંદી, કેફના સબબથી આપેલી રજામંદી અને બાર વર્ષથી ઓછી ઉમરના સખસે આપેલી રજામંદી કાયદેસર રજામંદી નથી.

**૯૧** જે સખસ રજામંદી આપતો હોય અથવા જેનાવતી રજામંદી અપાતી હોય તે સખસને હાની થાય અથવા જે હાની કરવાનો ઇરાદો થયો હોય અથવા જે હાની થશે એવો સંભવ છે એમ જાણવામાં આવ્યું હોય અથવા જે હાનીના સંબંધ વીના પણ જે કામો ગુન્હો છે તે કામોને ૮૭-૮૮-૮૯ મી કલમમાંના અપવાદો લાગુ પડતા નથી (વ. ક. ૩૧)

**૯૨** જે સખસના ફાયદાને માટે જે વસ્તુ કરવી છે તે એવી હાલતમાં આવી પડયો હોય કે તેથી રજામંદી બતાવી શકાતી નહોય અને કોઇ વાલી અથવા કાયદેસર હવાલામાં રાખનારો કોઇ બીજો સખસ ન હોય કે તે વસ્તુ કરેથી ફાયદો થાય એ રીતે વખતસર તેની રજામંદી મેળવી શકાય તો તેવી વેળાએ શુધ્ધ બુદ્ધિથી. તે સખસના ફાયદાને સારૂ તેની રજામંદી વગર કાંઇ વસ્તુ કરી હોય તો તેથી તે સખસને કાંઇ હાની થાય. તે હાનીના સબબથી ગુન્હો છે એમ સમજવું, નહીં પરંતુઃ-

ઇરાદાથી મોત આણવાને અથવા મોત આણવાની કોશીશ કરવાને અપવાદ લાગુ પડશે નહીં.

૨ કોઇ સખસ જાણુતો હોય કે એથી મોત આવે એવો સંભવછે તે વસ્તુ મોત કે મહાવ્યથા અટકાવવાના કે કાંઇ મોટો રોગ કે અશકતતા દુર કરવાના કારણ માટે તે સખસ કરે તેને આ અપવાદ લાગુ પડશે નહીં.

૩ મોત કે વ્યથા અટકાવવાના કારણથી કે કાંઇ બીજા કારણ માટે બુદ્ધી પુર્વક વ્યથા કરનારને કે વ્યથા કરવાની કોશીશ કરનારને આ અપવાદ લાગુ પડશે નહીં.

૪ જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી. તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહીં. (વ. ક. ૩૨)

**૯૩** કોઇ સખસના ફાયદાને સારૂ જો શુદ્ધ બુદ્ધિએ કંઈ કહેવામાં આવે અને તેથી તે સખસને કાંઇ હાની થાય તો તે હાનીના સબબથી તે કહેવું ગુન્હો છે એમ સમજવું નહીં (વ. ક. ૩૪)

**૯૪ ખુન** તથા રાજ વિરૂદ્ધ જે ગુન્હાને માટે મોતની. શીક્ષા ઠરાવેલી છે તે ગુન્હાઓ સિવાય જે કામ કોઈ સખસને કાંઈ ધમકીને લીધે કરવું પડે તે ધમકી એવી હોય કે જેથી તે કામ કરતી વેળાએ તે સખસના મનમાં એવી દહેસત પેદા થાય કે જો હું એ કામ નહીં કરૂં તો મારૂં મોત થશે તો તે કામ ગુન્હો છે એમ સમજવું નહીં પણ તે કામ કરનાર સખસ ખુશીથી અથવા પોતાને તાતકાળીક મોત કરતાં કાંઇ ઓછી હાનીના કારણસર દહેસતથી એવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાબ થયો હોય એમ ન થવું જોઇએ.

**ખુલાસો**—જે સખસ પોતાની ખુશીથી કે માર મારવાની ધમકીના સબબથી આ માણસો ડાકાઈટ છે એમ જાણીને તેમની ટોળીમાં ભળે અને પછી કાયદેસર ગુન્હો હોય એવી વસ્તુ તેના સોબતીઓના જોરથી તેને કરવી પડે તો તેને આ કલમનો ફાયદો મળી શકે નહીં.

**ખુલાસો ૨ જો**—કોઇ સખસને ડાકાઈટીની એક ટોળી પકડે અને તેને મારી નાંખવાની તરત ધમકી દેખાડીને કાયદા મુજબ ગુન્હો

થતો હોય એવી કાંઇ વસ્તુ તેની પાસે કરાવે જેમકે લુહાર પાસે તેનાં હથીઆર લેવડાવીને પોતે કોઈ ઘરમાં પેસીને તે લુંટી લેવા સારૂ તે ઘરનાં બારણાં ઉઘડાવે તો તેને આ અપવાદનો લાભ મળી શકે છે. ( વ. ક. ૩૫ )

૯૫–કાંઇ વસ્તુથી કાંઈ હાની થાય અથવા હાની કરવાનો ઈરાદો કર્યો હોય અથવા કાંઇ હાની થશે એવો સંભવ જાણ્યામાં હોય પણ તે હાની એટલી જુજ હોય કે સાધારણ. સમજ અથવા સ્વભાવનો કોઇ સખસ તે હાની બાબત ફરીઆદ કરે નહીં તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં (વ. ક. ૩૬)

## ખાનગી બચાવના હક્ક

૯૬ ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી. કાંઇપણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહીં (વ. ક. ૩૭)

૯૭ દરેક માણસને નીચે લખેલા બચાવ કરવાનો હક છે પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલો હદો લાગુ પડે છે.

૧ શરીર સંબંધી કોઇપણ ગુન્હાથી પોતાના તથા બીજા કોઇપણ સખસનો બચાવ.

૨ ચોરી, અપહરણ બીગાડ કે સાપરાધ પ્રવેશ એ ગુન્હાઓના લક્ષણમાં દાખલ થઇ શકે એવો ગુન્હો જે કામ હોય અથવા જે કામ ચોરી અપહરણ બીગાડ કે સાપરાધ પ્રવેશ કરવાની કોશીશ હોય તે કામથી પોતાની કે બીજા કોઇ સખસની સ્થાવર જંગમ મીલકતનો બચાવ. (વ. ક. ૩૮)

૯૮ જે કામ બીજી હાલતમાં થએથી ગુન્હો ગણાય એવું હોય તે જે તે કામ કરનારની નાની ઉમરના. બુદ્ધિની કચાઇના કે દીવાનગીના સબબથી કે તેને કેફ ચઢી હોય કે તે સખસની કાંઇ ખોટી સમજ હોય તે સબબથી ગુન્હો થઈ શકતો ન હોય તોપણ જાણે તે કામ તે ગુન્હો હોય એવી રીતે તેથી ખાનગી બચાવ કરવાનો

દરેક સખસનો તેવોજ હક છે (વ. ક. ૩૯)

**૯૯** જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉતપન્ન થતો નથી એવું કામ કોઇ સરકારી નોકર પોતાના હુદ્દાની રૂએ શુદ્ધ બુદ્ધીથી અમલ કરતાં જો કરે અથવા કરવાની કોશીશ કરે તો પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ ત કામથી ખાનગી બચાવ કરવાનો હક નથી.

૨ ઉપર પ્રમાણે સરકારી નોકર પોતાના હુદ્દાની રૂએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કાંઈ કરે કે કરવાની કોશીશ કરે તો પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

૩ સરકારી અધીકારીઓનો આશરો માગવા જવાની વેળા હોય એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

૪ કોઇપણ બાબતમાં બચાવ કરવાના કારણસર કરવી જોઈએ તે કરતાં વધારે હાની કરવા સુધીનો ખાનગી બચાવ હક નથી.

**ખુલાસો**–૧ આ કામ કરનાર સરકારી નોકર છે એવું જે સખસ જાણતો નથી. કે એવું માનવાને કારણ નથી તે સખસને તે સરકારી નોકર જે કામ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

૨ આ કામ કરનારો માણુસ સરકારી નોકરના હુકમથી એ કરે છે એવું જે સખસ જાણતો નથી કે એવું માનવાનું જેને કારણ નથી અથવા ફલાણા અખત્યારથી એ કામ કરૂં છું એમ તે માણુસ કહે નહીં અગર તે અખત્યાર લખેલો હોય તો માગેથી તે બતાવે નહીં તો તે સખસનો તે સરકારી નોકરના હુકમથી માણુસ જે કામ કરે કે કરવાની કોશીશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી. (વ. ક. ૪૦)

**૧૦૦** જે ગુન્હા ઉપર ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારમાંનો હોય તો હુમલો કરનારને બુધ્ધી પૂર્વક મોત કે બીજી કંઇ હાની કરતાં સુધી સરીરના ખાનગી બચાવનો

હક પોંહચે છે પણ તે હકને ઉપલી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

૧ જો બચવાનો હક એટલેસુધી અમલમાં ન લેવાય તો તેનું પરીણામ મોત થશે એવો કારણસર ભય, જેથી ઉતપન્ન થાય એવો હુમલો

૨ જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લેવાય તો તેનું પરીણામ મહાવ્યથા થસે એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.

૩ બળાત્કાર સંભોગ કરવાના ઇરાદાથી કરેલો હુમલો

૪ સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુનની ઇચ્છા પૂર્ણ કરવાના ઇરાદાથી હુમલો

૫ મનુષ્ય હરણ કે મનુષ્ય નયન કરવાના ઇરાદાથી હુમલો

૬ કોઈ સખસને ગેરવ્યાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી. હુમલો અને તે એવી હાલતમાં હોય કે તેથી પેલા સખસને કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધીકારીઓને અરજ કરવાનું મહારાથી બની શકશે નહીં. (વ. ક. ૪૧)

**૧૦૧** જો ગુન્હો ઉપલી કલમમાં લખેલા પ્રકારમાંના કોઇપણ પ્રકારનો ન હોય તો શરીરના ખાનગી બચાવનો હક હુમલો કરનારને બુધ્ધી પૂર્વક મોત કરતા સુધી પહોંચતો નથી પણ હુમલો કરનારને મોત સીવાયની બુધ્ધી પુર્વક કાંઇ બીજી હાની કરતાં સુધી પહોંચે છે અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે (વ. ક. ૪૨)

**૧૦૨** અગર ગુન્હો ન થયો હોય પણ ગુન્હો કરવાની કાંઈ કોશીશ અથવા ધમકીથી શરીરને જોખમ પહોંચવાનો કારણસર ભય ઉત્પન્ન થાય કે તુરત શરીરના ખાનગી બચાવને હક શરૂ થાય છે અને જ્યાં સુધી શરીરને જોખમનો ભય જારી રહે ત્યાંસુધી તે હક જારી રહે છે (વ. ક. ૪૩)

**૧૦૩** જે ગુન્હો કરવા કે તેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુન્હો જો નીચેના કોઇપણ પ્રકારમાંનો હોય તો ગુન્હો કરનારને બુધ્ધિ પૂર્વક મોત કે બીજી કોઇપણ હાની કરતાં સુધી મીલકતના ખાનગી બચાવનો હક પોંહચે છે પણ તે

હકને કલમ ૯૯ મીમાં લખેલી હદો લાગુ પડે છે.

૧ અપહરણ, (૨) રાતને વખતે ઘર ફોડવું, (૩) કોઈ ઇમારત તંબુ, કે વહાણ જે માણસના ઘર દાખલ વપરાતું હોય અથવા મીલકત રાખવાની જગા દાખલ વપરાતું હોય તે ઇમારત, તંબુ, કે વહાણ પર આગથી બીગાડ કરવો (૪) ચોરી બીગાડ કે ગૃહપ્રવેશ અને તે એવી હાલતમાં કરવો કે તેથી કારણસર એવો ભય ઉતપન્ન થાય કે જો ખાનગી બચાવનો હક અમલમાં નહીં લેવાય તો તેનું પરીણામ મોત કે મહાવ્યથા થશે. (વ. ક. ૪૪)

૧૦૪–જો ગુન્હો કરવા કે જેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે જો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઇપણ પ્રકારની ચોરી બીગાડ કે સાપરાધ પ્રવેશ નહીં હોય તો તે હક બુધ્ધિપૂર્વક મોત કરતા સુધી પહોંચતો નથી પણ ગુન્હેગારને મોત સીવાયની બુદ્ધિપૂર્વક બીજી કંઇપણ હાની કરતા પહોંચે છે અને તે હકને (૯૯)મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે (વ. ક. ૪૫)

**૧૦૫–મીલકત ખાનગી બચાવના હકની સીરૂઆત**

(૧) જ્યારથી કાંઇ મીલકતને જોખમના કારણસર ભય ઉત્પન્ન થાય ત્યારથી તે મીલકતના ખાનગી બચાવનો હક સીરૂ થાય છે (૨) ચોરીથી મીલકતના ખાનગી બચાવનો હક મીલકત લેઇને ગુન્હેગાર ન્હાસી જાય અથવા સરકારી અધીકારીઓનો આશરો મળે કે મીલકત પાછી હાથ લાગે ત્યાં સુધી જારી રહે છે (૩) અપહરણથી મીલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર કોઇ સખસને મોત અથવા મહાવ્યથા અગર ગેરવ્યાજબી અટકાવ કરે અથવા કરવાની કોશીશ કરે કે જ્યાંસુધી તાતકાળીક વ્યથાનો કે સરીર સંબંધી તાતકાળીક અટકાવનો ભય જારી રહે ત્યાંસુધી જારી રહે છે. (૪) સાપ્રાધ પ્રવેશ કે બીગાડથી મીલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર સાપરાધ પ્રવેશ કે બીગાડ કરવામાં જારી રહે ત્યાસુધી જારી રહે છે. (૫)

રાતને વખતે ઘર ફોડવાથી શીરૂ થવાનો ઘરપ્રવેશ જ્યાંસુધી જારી રહે ત્યાં સુધી જારી રહે છે (વ. ક. ૪૬)

૧૦૬—જો કોઈ હુમલો એવો થાય કે તેથી મોતનો કારણસર ભય ઉત્પન્ન થાય અને તે હુમલાથી ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર સખસ એવી હાલતમાં આવી ગએલો હોય કે કોઈ બેગુન્હા સખસને હાની કરવાના જોખમ સિવાય તેથી તે હક ધાર્યું થાય એવી રીતે અમલમાં લાવી શકાય નહીં તો તેને જોખમમાં પડતાં સુધી ખાનગી બચાવનો હક તેનો પહોંચે છે (વ. ક.૪૭)

---

## બાબ ૫મો—મદદગારી બાબત

**૧૦૭—મદદગારી એટલે** કાંઇ વસ્તુ સબંધી નીચે લખ્યા પ્રમાણે જે માણુસ કરે તે માણુસે તે વસ્તુ કરવામાં મદદગારી કરી એમ સમજવું.

૧ જે માણુસ તે વસ્તુ કરવાને કોઇ સખસને ઉસ્કેરે (૨) જે માણુસ તે વસ્તુ કરવાને કોઇ સખસ કે સખસોની સાથે કાંઇ મસલતમાં સામેલ થાય પણ તે ક્યારે કે તે મસલત મુજબ તે વસ્તુ કરવા માટે કાંઇ કામ કે કાંઈ કાયદા વિરૂધ્ધ કસુર કરવામાં આવે તો (૩) જે માણુસ કાંઈ કામ કે કાયદા વિરૂધ્ધ કસુર કરીને તે વસ્તુ કરવામા ઇરાદાથી સહાય કરે.

**ખુલાસો** ૧—કોઈ સખસ જાણી જોઇને કાંઇ વાત કરીને જે જરૂરની હકીકત જાહેર કરવાની પોતાની ફરજ હોય તે હકીકત જાણી જોઇને છુપાવીને બુદ્ધિપુર્વક કંઈ વસ્તુ કરાવે કે કરાવવાની કોશીસ કરે તો તેણે તે વસ્તુ કરવાની ઉસ્કેરણી કરી એમ સમજવું.

**ખુલાસો** ૨—જો કામ કરતા પહેલાં કે તે વખતે કામ કરવું સહેલ કરવા સારૂ જે માણુસ કાંઇ વસ્તુ કરીને તે કામ સહેલ કરે તો તે માણુસે તે કામ કરવામાં સહાય કરી એમ સમજવું. (વ. ક. ૫૦૦)

૧૦૮—મદદગાર એટલે; જે સખસ કાંઇ ગુન્હો કરવામાં મદદગારી કરે અથવા જે કામ મદદગાર સખસના ઇરાદા કે જ્ઞાનથી ગુન્હો કરવાને કાયદા પ્રમાણે કોઇ સાકતવાન સખસે કર્યું હોય તો ગુન્હો થાય એવુ કાંઇ કામ કરવામાં મદદગારી કરે તે સખસે ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું.

**ખુલાસો ૧**—કાંઇ કામની કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુન્હો થઇ શકે છે પછી તે કામ કરવાની અગર તે મદદગારની ફરજ નહીં હોય તો પણ.

**ખુલાસો ૨**—મદદગારીનો ગુન્હો થવામાં એવું કાંઈ જરૂરનુ નથી કે મદદગારી કરેલું કામ થવું જોઈએ અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે તે અસર પેદા થવી જોઇએ.

**ખુલાસો ૩**—એવું કાંઇ જરૂરનુ નથી કે જે સખસને મદદગારી કરી હોય ત સખસ કાંઇ ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શકતીવાન જોઇએ અથવા તે મદદગારના જેવોજ તે સખસને સાપ્રાધ ઇરાદો કે જ્ઞાન જોઇએ અથવા તે સખસનો કાંઈ પણ સાપ્રરાધ ઇરાદો અથવા જ્ઞાન જોઇએ.

૧૦૮—(અ) જે કાંઇપણ કામ બ્રિટીશ ઇન્ડીયામાં કર્યું હોય તો ગુન્હો થાય એવું કાંઇ કામ બ્રિટીશ ઇન્ડીયાની બહાર તથા પેલી ગમ કર્યું હોય તેમાં જે સખસ બ્રિટીસ ઇન્ડીયામાં મદદગારી કરે તે સખસ આ કાયદાના અર્થ પ્રમાણે ગુન્હો કરવામાં મદદગારી કરે છે એમ સમજવું (વ. ક. નથી)

**ખુલાસો ૪** કોઇ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે માટે એવી મદદગારીમાં મદદગારી કરવી એ પણ ગુન્હો છે.

**ખુલાસો ૫**—મસલતથી મદદગારીને ગુન્હો કરવામાં એવું જરૂરનું નથી કે જે સખસ ગુન્હો કરે તે સખસની સાથે તે મદદગારે તે ગુન્હા બાબત મનસુબો કરવો જોઈએ જે મસલત મુજબ તે ગુન્હો કરવામાં આવે તે મસલતમાં તે સામેલ થયો તો બસ છે (વ.ક.૫૦૧)

(ક્રીમીનલ પ્રોશીજર કોડમાંનું)

# પરિશિષ્ટ બીજું.

## પીનલકોડની કલમ પ્રમાણે પોલીસ વગર વારટે પકડી શકે તેવા ગુન્હાઓ.

(આ ગુન્હા મુંબઇ તથા કલકત્તા શહેરની પોલીસ પણ વગર વારટે પકડી શકે છે.)

### બાબ ૫ મોઃ—મદદગારી બાબત.

**૧૦૯**–કોઇ ગુન્હાની મદદગારી, જો તે મદદગારીપરથી કરેલું કામ કરવામાં આવે અને એવી મદદગારીને માટે સાફ શિક્ષા ઠરાવી ન હોય તો.

**ખુલાસો**—મદદગારી કરવા ઉપરથી કોઈ ગુન્હો કરવામાં આવ્યો એમ ક્યારે સમજવું કે તે ગુન્હો તે મદદગારીમાં ઉશ્કેરણી, અશલત કે સહાય કરવામાં આવી હોય તે ઉપરથી કરવામાં આવે ત્યારે(વ ક.૫૦૨)

**પ્રોશીજર**–જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનો ઇન્સાફ જે કોર્ટથી થઇ શકતો હોય તે કોર્ટ ઇનસાફ કરે, જે ગુન્હાની મદદગારી કરી હોય તેને માટે જામીન લઇ શકાતા હોય તો લેવાય, નહીં તો નહીં; જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હો માંડીવાળી શકાતો હોય તો માંડીવાળી શકાય; નહીં તો નહીં.

**ટીપ**—જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હો વગર વારટે પકડી શકાતો હોય તો પકડી શકાય નહીં તો નહીં.

**૧૧૦**–કોઈ ગુન્હાની મદદગારીને, જો મદદગારી કરેલો સખસ તે કામ મદદગારના ઇરાદા કરતાં જુદા ઇરાદાથી કરે (વ. ક. ૫૦૩)

પ્રોશીજર–ઉપર પ્રમાણે.

**૧૧૧**–કોઇ ગુન્હાના મદદગારી જ્યારે એક કામમાં કરી હોય અને જુદુંજ કામ બને ત્યારે શરતને પાત્ર. (વ. ક. ૫૦૪)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૧૧૨**–મદદગારી કરેલું કામ પણ કરવામાં આવે અને ઉપલી કલમ પ્રમાણે જે કામને માટે મદદગાર જવાબદાર છે તે કામ પણ કરવામાં આવે અને તે કામ જુદોજ ગુન્હો થાય તો તે મદદગાર તે ગુન્હાઓમાંના દરેક ગુન્હાના શીક્ષાની લાયક છે (વ. ક. ૫૦૫)

**૧૧૩**–કોઈ ગુન્હાની મદદગારી જ્યારે મદદગારી કરેલા કામથી મદદગારના ધાર્યા કરતાં જુદી અસર પેદા થાય ત્યારે (વ. ક. ૫૦૬)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૧૧૪**–કોઇ ગુન્હાની મદદગારી; જો ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો (વ. ક. ૫૦૭)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૧૧૫**–મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહીં થાય તો; અગર જેથી વ્યથા થાય એવું કાંઇ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો (વ. ક. ૫૦૮)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે (પરંતુ) જામીન લેવાય નહીં.

**૧૧૬**–કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો મદદગારી ઉપરથી નહીં થાય તો (વ. ક. ૫૦૯)

**પ્રોશીજર**–ઉપરની કલમ ૧૦૯ પ્રમાણે.

અગર તે મદદગારી અથવા મદદગારી કરેલો સખસ સરકારી નોકર હોય અને તેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો (વ. ક. ૫૦૯)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૧૧૭**–લોક પાસે અથવા દશથી વધારે માણસો પાસે કાંઇ ગુન્હો કરાવવામાં મદદગારી કરવી. (વ. ક. ૫૧૦)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

૧૧૮–મોતની અથવા જીવતા સુધી શમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઇ ગુન્હો કરવાની ધારણા છૂપાવવી અગર તે ગુન્હો થાય તો (વ. ક. ૧૫૮)

**પ્રોશીજર**–ઉપરની કલમ ૧૧૫ પ્રમાણે.

અગર તે ગુન્હો ન થાય તો

**પ્રોશીજર**–ઉપરની કલમ ૧૧૫ પ્રમાણે (પરંતુ) જામીન લેવાય છે. (આ કલમ સન ૧૯૨૩ ના આકટ ૧૮ થી સુધરી છે.)

૧૧૯–જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય એવો ગુન્હો કરવાની ધારણા કોઇ સરકારી નોકરે છુપાવવી અગર તે ગુન્હો થાય તો (વ. ક. ૧૦૭)

**પ્રોશીજર**–ઉપરની કલમ ૧૦૯ પ્રમાણે

અગર તે ગુન્હો મોત અથવા સમુદ્રપારની શિક્ષા જોગ હોય તો.;

**પ્રોશીજર**–ઉપરની કલમ ૧૧૫ પ્રમાણે (પરંતુ) જામીન લેવાય નહીં,

અગર ગુન્હો થાય નહી તો.

**પ્રોશીજર**–ઉપરની કલમ ૧૧૫ પ્રમાણે (પરંતુ) જામીન લેવાય છે ( આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮થી સુધરી છે. )

૧૨૦*–કેદની શીક્ષા થઇ શકે એવો ગુન્હો કરવાની ધારણા છુપાવવી તે ગુન્હો થાય તો (વ. ક. ૧૫૮)

**પ્રોશીજર**–ઉપરની કલમ ૧૦૯ પ્રમાણે

અગર ગુન્હો ન થાય તો

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે ( પરંતુ ) જામીન લેવાય છે

* (આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮ થી સુધરી છે.)

---

## બાબ ૫ મો (અ.) સાપરાધ કાવતરૂં.

૧૨૦-(અ) મોતની સમુદ્રપારની અથવા બે વર્ષ અથવા તેથી વધારે વર્ષની સખત મજુરીની કેદની શિક્ષા થઇ શકે એવો ગુન્હો કરવા માટે સાપરાધ કાવતરૂ. (વ. ક, નથી.)

**પ્રોશીજર**—સદરહુ કાવતરાનો ઉદ્દેશ જે ગુન્હો કરવાનો હોય તે ગુન્હાનો ઇન્સાફ ફક્ત સેસન કોર્ટથી થઇ શકતો હોય તો તે કોર્ટ; બીજા સઘળા ગુન્હાની બાબતમાં સેશન કોર્ટ પ્રેસીડેન્શી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, કાવતરાનો ઉદ્દેશ જે ગુન્હો કરવા માટેનો હોય તે ગુન્હા માટે જામીન લઇ શકાતા હોય તો લેવાય; નહીં તો નહીં.

**ટીપ**—સદરહુ કાવતરાનો ઉદ્દેશ જે ગુન્હો કરવાનો હોય તે ગુન્હો વગર વારંટે પકડી શકાતો હોય તો પકડાય, નહીં તો નહીં.

---

## બાબ ૭ મો

## જમીનપરના કે દરીઆઇ ફોજ સંબંધી ગુન્હા.

**૧૩૧**—બંડમાં મદદ કરવી અથવા કોઈ ઓફીસરને અથવા સોલજરને કે ખલાસીને પોતાની નોકરીથી અથવા પ્રજા ધર્મથી ભ્રષ્ટ કરવાની કોશીષ કરવી (વ. ક. ૯૦)

**પ્રોશીજર**—સેશન કોર્ટ ઇન્સાફ કરે; જામીન લેવાય નહીં.

**ફેંસલા**—આરોપીએ એક વર્તમાન પત્રમાં એક આર્ટીકલ છાપી તેમાં દેશી અને બ્રીટીશ સીપાઇની સરખામણી કરીને દેશી સીપાઇને સેવાધર્મથી ભ્રષ્ટ કરવાની ઉશ્કેરણી કરી હતી. અને તે વર્તમાન પત્રની ત્રણ હજાર નકલ લોકોમાં વહેંચી તેમાં આ કલમ મુજબ કોશીશનો ગુન્હો ઠરાવ્યો (૧૯૦૭ પં. વી. રી. ૩૭)

**૧૩૨**—બંડ કરવામાં મદદગારી કરવી જો તેથી બંડ થાય તો (વ. ક. ૯૦)

**પ્રોશીજર**—ઉપરની કલમ પ્રમાણે.

**૧૩૩**—કોઈ ઉપરી અમલદાર પોતાનો હુદો ચલાવતો હોય તે દરમ્યાનમાં તેની ઉપર કોઇ ઓફીસરે સોલજરે અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારી કરવી (વ. ક. ૯૧)

**પ્રોશીજર**–શેશન કોર્ટ, પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે. જામીન લેવાય નહીં.

**૧૩૪**–આવા હુમલામાં મદદગારી કરવી જો તે હુમલો થાય તો (વ. ક. ૯૧)

**પ્રોશીજર**–સેશન કોર્ટ ઇન્સાફ કરે; જામીન લેવાય નહીં.

**૧૩૫**–કોઇ ઓફીસર, સોલજર અથવા ખલાસીને નાસી જવામાં મદદગારી કરવી (વ. ક. ૯૨)

**પ્રોશીજર**–પ્રેસીડનસી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે, જામીન લેવાય છે.

**૧૩૬**–નાસી આવેલા સદરહુ પ્રકારના કોઈ ઓફીસર, સોલજર અથવા ખલાસીને ઘરમાં રાખવો.

**અપવાદ**–કોઇ સ્ત્રી પોતાના વરને ઘરમાં રાખે તેને આ ઠરાવ લાગુ નથી. (વ. ક. ૯૩)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૧૩૮**–કોઈ ઓફીસર સોલજર અથવા ખલાસીને નાફરમાનીનુ કંઇ કામ કરવામાં મદદગારી કરવી જો તેથી ગુન્હો થાય તો (વ. ક.૯૫]

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૧૩૯**–રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજને સારૂ અથવા રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજના કોઈ ભાગને સારૂ કરેલાં કોઇ લશ્કરી કાયદાને તાબે હોય એવા કોઇ શખસને આ કાયદા મુજબ આ બાબમાં બ્યાન કરેલા ગુન્હાઓમાંના કાંઇ ગુન્હાઓને સારૂ શિક્ષા થઇ શકે નહીં (વ. ક. ૯૬)

**૧૪૦**–સોલજરમા ખપવાના ઇરાદાથી સોલજરનો પોશાક પહેરવો અથવા સોલજરનું કંઈ ચિન્હ ધારણ કરવુ (વ. ક. નથી.)

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

---

## બાબ ૮ મો
### લોક સમાધાની વિરૂદ્ધ ગુન્હા.

**૧૪૧**—જો પાંચ અથવા વધારે શખસોની એક મંડળી મળે અને જે સખસો તે મંડળીમાં હોય તેઓનો સામાન્ય હેતુ નીચે લખ્યા પ્રમાણેનો હોય તો તે મંડળીને "કાયદા વિરૂદ્ધ મંડળી" કહેવી.

(૧) હીંદુસ્તાનની કાયદા કરનારી અથવા હકુમત કરનારી સરકારને અથવા કોઇ પ્રેસીડન્સીની સરકારને અથવા કોઇ લેફટેનંટ ગવર્નરને અથવા પોતાના હુદ્દાનો કાંઈ કાયદેસર અખત્યાર અમલમાં લાવતાં કોઈ સરકારી નોકરને સાપ્રાધ બળ કરીને અથવા સાપ્રાધ બળ દેખાડીને ડરાવવાનો અથવા

(૨) કંઇ કાયદો કે કાયદેસર હુકમ બજાવતાં હરકત કરવી

(૩) કંઇ બીગાડ અથવા સાપ્રાધ પ્રવેશ અથવા બીજો ગુન્હે કરવો અથવા,

(૪) કોઇ સખસની ઉપર સાપ્રાધ બળ કરીને અથવા તેને સાપ્રાધ બળ દેખાડીને કંઈ મીલકતનો કબજો લેવો અથવા મેળવવો અથવા કોઇ સખસનો આવવા જવાનો હક અથવા પાણી વાપરવાનો હક અથવા બીજો જે નીરાકાર વસ્તુ સંબંધી હકક તે સખસના કબજામાં કે ભોગવટામાં હોય તે તેની પાસેથી લઇ લેવો અથવા કાંઇ હક કે ધારેલો હક અમલમાં લાવવો અથવા,

(૫) સાપ્રાધ બળ કરીને અથવા સાપ્રાધ બળ દેખાડીને જે કામ કરવાની જે સખસની કાયદા પ્રમાણે ફરજ નહીં હોય તે કામ તે સખસ પાસે કરાવવું અથવા જે કરવાનો તેનો કાયદા પ્રમાણે હકક હોય તે કરવામાં તેની પાસે કસુર કરાવવી.

**ખુલાસો**—જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂદ્ધ ન હોય તે પાછળથી કાયદા વિરૂધ્ધ મંડળી થઇ શકે છે (વ. ક. ૨૧૬)

**ફેંસલા**—"પાંચ સખસ જુગાર રમવા ભેગા થયા હોય તોપણ તે કાયદા વિરૂધ્ધ મંડળી કહેવાય નહીં (૧ વે. ર. ૫૩). "ઝડતી લેવાના સંબંધમાં કાયદાએ જે રીત ઠરાવી હોય તે રીત પ્રમાણે ઝડતી લેવી જોઇએ તેમ ન થાય તો તેની સામે થનારા

એ કલમ ૧૪૧ મુજબ ગુન્હો કીધો કહેવાય નહીં (૧ બરમા ૧૫૨)"

ટીપ–મંડળી વીખેરી નાંખવા જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે મુખત્યાર છે. (ક્રી. પ્રો. કોડ ૧૨૭–૧૨૮)

૧૪૨–" કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત " એટલે જે હકીકતને લીધે કોઇ મંડળી કાયદા વિરૂદ્ધ મંડળીમાં થતી હોય તે હકીકતો જણાયા છતાં જે માણસ ઇરાદાથી તે મંડળીમાં સામેલ થાય અથવા તેમાં જારી રહે તે માણસને કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભૂત સમજવો. (વ. ક. ૨૧૭)

૧૪૩–કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુત હોવું (વ. ક. ૨૧૮)

પ્રોશીજર–કોઇપણ માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે, જામીન લેવાય છે.

૧૪૪–જીવ લે એવું હથીઆર પાસે રાખીને કોઇ કાયદા વિરૂધ્ધ મંડળીમાં સામેલ થવું (વ. ક. ૨૧૮)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

ફેંસલા–જે સખસ પાસે ખરેખર પ્રાણઘાતક શસ્ત્ર હોય તેજ આ કલમ મુજબ ગુન્હેગાર થાય છે. (૨૨ કલકતા ૨૭૬) સાધારણ લાકડીથી મોત નીપજવાનો સંભવ નહીં હોય તોપણ લાકડીના કદ અને વજનથી તેવું રૂપ તેને મળી શકે છે. ( ૧૫ અલ્હાબાદ ૧૯ ) લોખંડની કડીવાળી લાકડી તથા જાડા બાંબુ પણ એવી વસ્તુ ગણાય છે. (૧૮૮૨–૧–વેર, ૧૭૦)

૧૪૫–કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીને વીખરાઇ જવા હુકમ થયો છે એમ જાણ્યાં છતાં તેમાં સામેલ થવું અથવા જારી રહેવું (વ. ક. ૨૧૯)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

ફેંસલો–પોતાની મીલકત ઉપર કોઈ કાયદા વિરૂધ્ધ મંડળી મળી હોય તે મીલકતમાં આવવા તે ઉપર તેનો માલીક જાય અને તે મંડળીનો ભય દુર થતાં સુધી તે ત્યાં રહે તેથી તે કાયદા વિરૂધ્ધ મંડળીમાં સામેલ થયો અથવા જારી રહયો ગણાય નહીં (૧૯ વી. રી. ૬૧)

૧૪૬–હંગામો એટલે કાયદા વિરૂધ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે કાયદા વિરૂધ્ધ મંડળી અથવા તેનો કોઇ અંગભુત

બળ અથવા જુલમ વાપરે તો તે મંડળીના દરેક અંગભુતે હંગામાનો ગુન્હો કર્યો એમ સમજવું (વ. ક. ૨૨૪)

ફેંસલા–જુલમ શબ્દ વાપરેલ છે તે માણસનેજ લાગુ પડે છે. એમ નથી પણ માણસ સીવાય વસ્તુ જેવું કે ઘર તેને પણ લાગુ પડે છે (૪૦ કલકત્તા ૩૬૭) કાયદા વિરૂધ્ધ મંડળીએ અથવા તેના અંગભુતે સહેજ બળ વાપર્યું હોય તો હંગામો થાય છે (૨૬. વી. રી. ૬) મેળામાં કે બીજા કોઇપણ કાયદેસર કારણ માટે તે ભેળા થએલા લોકોમાં એકાએક મારામારી થાય તે હંગામો કહેવાય નહીં. મારામારીમાં જેટલા લોકોએ ભાગ લીધો હોય તે લોકોજ જવાબદાર છે (૨૪. વી. રી. ૨૬). હંગામાના ગુન્હામાં કઇ બાજુવાળા ખરા હતા ને કઈ બાજુ-વાળા ખોટા હતા તે નકકી કરવાનું કામ પોલીસનું નથી (૧૩ ક્રી. લો. જ. ૭૩૭. ૨. પં. રે, ૧૯૧૩)

૧૪૭–હંગામો કરવો (વ. ક. ૨૨૫)

પ્રોશીજર–કોઇપણ માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે, જામીન લેવાય છે.

ફેંસલા–કોઇપણ ધર્મના પંથવાળાને શરીઆમ રસ્તા ઉપરથી સરઘસ કાઢી જવાનો હક છે ને જે લોકો તેને હરકત કરવાના સામા-ન્ય હેતુથી તેની ઉપર હુમલો કરે તે હંગામો કહેવાય (૧૩. ક્રી. લો. જ. ૫૭૪) હંગામો થયો એવું ફરીઆદી તરફથી કહેવામાં આવ્યું ન હોય અથવા એ વાત બન્ને પક્ષના પુરાવાથી સાબીત થઇ નહોય તો હંગામો ઠરાવી શકાય નહીં (૩. પં. વી. રી. ૧૯૧૩, ૧૪ ક્રી. લો. જ. ૫૯૩)

૧૪૮–જીવ લે એવું હથીઆર પાસે રાખી હંગામો કરવો. (વ. ક. ૨૨૫)

પ્રોશીજર–સેશન, પ્રેસીડન્સી અથવા પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે, જામીન લેવાય છે.

**૧૪૯**–એકાદી કાયદા વિરૂદ્ધ મંડળીના કોઈ અંગભુત કાંઈ ગુન્હો કરે તો તે મંડળીના બીજા પ્રત્યેક અંગભુતને તે ગુન્હાનો તકસીરવાન સમજવો (વ. ક. ૨૨૦)

**પ્રોશીજર**–તે ગુન્હાનો જે કોર્ટથી ઇન્સાફ થતો હોય તે કોર્ટ ઇન્સાફ કરે. જામીન લેવાતા હોય તો લેવાય; નહીં તો નહીં.

**ટીપ**–તે ગુન્હો વગર વારંટે પકડી શકાતો હોય તો પકડી શકાય નહીં તો નહીં (વડોદરા રાજ્યના કાયદામાં ઉપર પ્રમાણે કાંઈ પ્રોસીજર બતાવવામાં આવેલ નથી)

**ફેંસલા**–આ કલમ પ્રમાણે આરોપી કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હતો એ વાત સાબીત થવી જોઇએ; એટલુંજ નહીં પણ તે મંડળીના બીજા અંગભુતે તે ગુન્હો કર્યો હતો એમ પણ સાબીત થવું જોઇએ (૧૮૮૯ પં. રે. ન. ૪) જે સખસે આ કલમ મુજબ ગુન્હો કીધાનું તોહમત હોય તેનાથી એવો બચાવ કરી શકાય નહીં કે પોતે તે ગેરકાયદે મંડળીનો હેતુ પાર પાડવા સારૂ કંઈ ગુન્હો કીધો નથી (૮ અલ્હાબાદ ૧૨૧) જે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુતો મારો મારો એવી રીતે બોલે અને તેમાંથી કેટલાક તરવાર વાપરે અથવા તો મંડળીના બધા અંગભુતો માર મારવામાં ભાગ લે તો બધા તેના પરીણામને માટે જવાબદાર થાય છે (૭, વી. રી. ૫૮) આ કલમ મુજબ હંગામો બનવો શરૂ થવા પહેલાં સામાન્ય ઇરાદો કરેલ હોવો જોઇએ, એવું જરૂરનું નથી જો તે મારામારીમાં ભાગ લેનાર બધા સખસો સામાન્ય હેતુથી મારામારી કરે તો બસ છે (૩૫. મદ્રાસ ૨૪૩)

**૧૫૦**–કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામલ થવાને કોઈ સખસને ભાડે રાખવા રોકવા અથવા કામે લગાડવા (વ. ક. ૨૨૧)

**પ્રોશીજર**–તે ગુન્હાનો જે કોર્ટથી ઇન્સાફ થઇ શકતો હોય તે કોર્ટ ઇન્સાફ કરે, તે ગુન્હા માટે જામીન લેવાતા હોય તો લેવાય; નહીં તો નહીં.

**ફેંસલો**–કોઈ સખસ પોતાની મીલકતનો કબજો ખુંચાવી લેતાં અટકાવવા સારૂ લાઠીવાળાઓને એકઠા કરે તો ગુન્હો નથી (૨૯ કલકત્તા ૨૧૪)

**૧૫૧**–પાંચ અથવા વધારે સખસોની કોઇ મંડળીને વીખરાઇ જવાનો હુકમ થયા પછી જાણી બુઝીને તે મંડળીમાં સામેલ થવું કે જારી રહેવું (વ. ક. ૨૨૯)

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ટ્રેટ ઇનસાફ કરે; જામીન લેવાય છે.

**૧૫૨**–હંગામો બંધ પાડવા વીગેરેનું કામ કરતો હોય એવામાં કોઇ સરકારી નોકરના ઉપર હુમલો કરવો અથવા હરકત કરવી (વ.ક.૧૨૭)

**પ્રોશીજર**–સેશન, પ્રેસીડન્સી, પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરશે, જામીન લેવાય છે.

**ફેંસલો**–આ કલમ કોઇ ચોકસ સરકારી નોકર ઉપર હુમલો કરે તને લાગુ પડે છે. (૧૭ મુંબઈ ૨૬૦૭)

**૧૫૩**–હંગામો કરવાના ઇરાદાથી દુષ્ટતાથી કોઇના મનમાં ક્રોધ ઉત્પન્ન કરવો, અને જો હંગામો થાય અથવા ન થાય તો (વ.ક.૨૨૬)

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ટ્રેટ ઇનિસાફ કરે, જામીન લેવાય છે.

**૧૫૭**–કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીને સારૂ ભાડે રાખેલ સખસોને ઘરમાં રાખવા (વ. ક. ૨૨૨)

**પ્રોશીજર**–પ્રેસીડેન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે, જામીન લેવાય છે.

**૧૫૮**–કોઈ કાયદા વિરૂધ્ધ મંડળીમાં અથવા હંગામમાં સામેલ થવા સારૂ પૈસા લેવા કરીને રહેવું. (વ. ક. ૨૨૩)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૧૫૯**–અથવા હથિયારબંધ થઇને ફરવું.

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

## બાબ ૯ મો.

### સરકારી નોકરના તથા તેઓ સંબંધી ગુન્હા બાબત.

૧૭૦–સરકારી નોકરનો વેષ લેવો. (વ. ક. ૪૨૦)

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

**ફેંસલા**–માત્ર સરકારી નોકરનો વેષ લેવાથી ગુન્હો થતો નથી પણ તે ઓદ્ધા ઉપર હોય એવો ઢોંગ કરીને અથવા એવો વેષ લઇને કંઈ કૃત્ય કીધું હોય તો ગુન્હો થાય છે. ( ૧૮૯૬ અપર બરમા ૧૬૮ ) એક મુલકી પટેલે પોતાને માજીસ્ટ્રેટનો અધિકાર છે એમ શુદ્ધબુદ્ધિથી માની તે ગામના માજીસ્ટ્રેટની ગેરહાજરીમાં પોતે માજીસ્ટ્રેટનું કામ કર્યું તેમાં ગુન્હો થતો નથી (૧ વે. ૨. ૭૪)

૧૭૧–કોઈ સરકારી નોકર જેવો પોષાક પહેરતો હોય અથવા જેવી નીશાની સાથે રાખતો હોય એવો પોષાક અથવા એવી નીશાની દગલબાજીના ઇરાદાથી પહેરવો અથવા સાથે રાખવી (વ. ક. ૪૨૧)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

---

## બાબ ૧૧ મો.

### ખોટા પુરાવા તથા ઇનસાફ વિરૂદ્ધ ગુન્હા

૨૧૨–કોઈ ગુન્હેગારને ઘરમાં રાખવો. તે ગુન્હો જો દેહાંત શિક્ષા જોગ હોય તો અગર તે ગુન્હો જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષ સુધીની કેદની શિક્ષા જોગ હોય તો.

**અપવાદ**–ગુન્હેગારના વરથી અથવા ગુન્હેગારની વહુથી ગુન્હેગારને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય તો તે બાબતમાં આ ઠરાવ લાગુ પડશે નહીં. (વ. ક. ૧૬૩)

**પ્રોશીજર**–સેશન કોર્ટ, પ્રેસીડેન્સી, કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનિશાફ કરે, જામીન લેવાય છે.

જો તે ગુન્હા દશ વર્ષ સુધીની નહીં પણ એક વર્ષ સુધીની કેદની શિક્ષા જોગ હોય તો.

**પ્રોશીજર**–પ્રેસીડેન્સી, પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ અથવા જે કોર્ટથી તે ગુન્હાનો ઇનસાફ થઇ શકતો હોય તે કોર્ટ, જામીન લેવાય છે.

(**૨૧૨**)–આ કલમમાં ગુન્હો આ શબ્દમાં બ્રિટીશ ઇન્ડીઆ બહારની કોઇ જગામાં કરેલું જે કોઇપણ કૃત્ય બ્રિટીશ ઇન્ડીયામાં કર્યું હોય તો તે બદલ ૩૦૨, ૩૦૪. ૩૮૨, ૩૯૨, ૩૯૩, ૩૯૪, ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૦૨, ૪૩૫, ૪૩૬, ૪૪૯, ૪૫૦, ૪૫૭, ૪૫૮, ૪૫૯, તથા ૪૬૦ મી કલમો પઇકી કોઇપણ કલમ પ્રમાણે શિક્ષા થઇ શકતી હોય તે કૃત્યનો સમાવેશ થાય છે અને આ કલમના કારણ સારૂ એવું દરેક કૃત્ય જાણે તોહમતવાળા શખસે બ્રિટીશ ઇન્ડીયામાં કર્યું હોય તે પ્રમાણે તે શિક્ષાને લાયક થશે એમ સમજવું.

**ફેંસલા**–કાંઇ ગુન્હો બન્યો હતો અને તે ગુન્હો કરનારને આશ્રય આપ્યો હતો અથવા છુપાવ્યો હતો એવું સાબીત થાય તોજ કલમ ૨૧૨ મુજબ શિક્ષા થઇ શકે ( ૧૨ અલ્હાબાદ ૪૩૨ )

**૨૧૩**–કોઈ સખસને શિક્ષાથી બચાવવાને બક્ષીસ વીગેરે લેવી તે ગુન્હો દેહાંત શિક્ષા જોગ હોય તો (વ. ક. ૧૬૧)

**પ્રોશીજર**–સેશન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

જો તે ગુન્હો જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષ સુધીના કેદની શિક્ષા જોગ હોય તો.

**પ્રોશીજર**–સેશન કોર્ટ, પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય છે.

જો દશ વર્ષ કરતાં ઓછી મુદ્દતની કેદની શિક્ષા જોગ હોય તો.

**પ્રોશીજર**–પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ અથવા જે કોર્ટથી તે ગુન્હાનો ઇનસાફ થતો હોય તે કોર્ટ ઇનસાફ કરે જામીન લેવાય છે (આ કલમ સને ૧૯૨૩ના આકટ ૧૮થી સુધરી છે)

**૨૧૫**—ગુન્હાથી ગએલી જંગમ મીલકત પાછી મેળવવામાં મદદ કરવા સારૂં કાંઈ બક્ષીસ લેવી અને ગુન્હેગારને પકડાવવો નહી ( વ. ક. ૧૭૨ )

**પ્રોશીજર**—પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો મેજીસ્ટ્રેટ ઇન્સાફ કરે જામીન લેવાય છે.

(આ કલમ સને ૧૯૨૩ના આકટ ૧૮થી સુધરી છે.)

**૨૧૬**—જે ગુન્હેગાર કેદમાંથી નાઠો હોય અથવા જેને પકડવાનો હુકમ થયો હોય તે ગુન્હેગારને ઘરમાં રાખવો તે ગુન્હો દેહાંત શીક્ષા યોગ્ય હોય તો.

**અપવાદ**—જે માણસને પકડવું હોય તેના વરથી અથવા તેની વહુથી તે માણસને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયુ હોય તો તે બાબતને આ ઠરાવ લાગૂ પડતો નથી. (વ. ક. ૨૧૬)

**પ્રોશીજર**—શેસન કોર્ટ, પ્રેસીડનસી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનિસાફ કરે, જામીન લેવાય છે.

જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસ સુધી કેદની શીક્ષા યોગ્ય હોય તો

**પ્રોશીજર**—ઉપર પ્રમાણે

જો દસ વરસ સુધી નહીં પણ એક વરસ સુધીની કેદની શીક્ષા યોગ્ય હોય તો.

**પ્રોશીજર**-પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો મેજીસ્ટ્રેટ અથવા જે કોર્ટથી તે ગુન્હાનો ઇનસાફ થઇ શકતો હોય તે કોર્ટ ઇન્સાફ કરે, જામીન લેવાય છે.

**અપવાદ**—જે માણસને પકડવું હોય તેના વરથી અથવા તેની વહુથી તે માણસને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોય તો તે બાબતને આ ઠરાવ લાગુ પડતો નથી.

**ફેંસલા**—જે સખસને આશ્રય આપ્યો હોય અથવા છુપાવી રાખ્યો હોય તે સખસને પકડવો અટકાવવાના ઇરાદાથી તેમ કીધું હોય તોજ આ કલમ મુજબ ગુન્હો થાય છે. એવો ઇરાદો સાબીત ન થાય તો ગુન્હો બનતો નથી તે સખસ ડાકાઇટ છે એમ જાણતો હોય તો પણ ૧૮૮૩; ૧, લો બ. ૧૭૪)

૨૧૬ અ—અપહરણ અથવા ડાકાઇટી કરનારને ઘરમાં રાખવો.

ખુલાસો—આવું અપહરણ અથવા આવી ડાકાઇટી બ્રીટીશ ઇન્ડીઆમાં અથવા બ્રીટીશ ઇન્ડીઆ બહાર કરી હોય અથવા બ્રીટીશ ઇન્ડીઆમાં અથવા બ્રીટીશ ઇન્ડીઆ બહાર કરવાનો ઇરાદો સર્યો હોય એ વાત આ કલમના કારણ સારૂ મુદ્દાની નથી.

અપવાદ—ગુન્હેગારના વરથી અથવા ગુન્હેગારની વહુથી ગુન્હેગારને ઘરમાં રાખવાનુ કામ થયુ હોયતો તે બાબે આ ઠરાવ લાગુ પડશે નહીં (વ. ક. ૧૫૫)

૨૧૬-બ-૨૧૨મી, ૨૧૬ મી. ૨૧૬ (અ) કલમોમાં ઘરમાં રાખવો એ સંજ્ઞામાં કોઇપણ સખસને આશ્રય ખોરાક પીવાનો પદાર્થ પૈસા કપડાં હથીઆર, યુદ્ધ, સામગ્રી, અથવા વાહન પુરાં પાડવાં એનો અથવા કોઇપણ સખસને તે પકડાય નહીં તે માટે ગમે તે પ્રકારે સહાય કરવી એનો સમાવેશ થાય છે એમ સમજવું (વ. ક. ૧૬૭)

પ્રોશીજર—સેસનકોર્ટ પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય છે.

ફેંસલા—આ ગુન્હો થવામાં જ્ઞાન અને ઇરાદો બંન્ને હોવાં જોઇએ એકલો ઇરાદો અથવા એકલુ જ્ઞાન હોય તે ચાલે નહીં (૧૮૯૫ મુ.) અ. કે. ૭૭૫)

૨૪૪—કોઇસખસને કાયદા મુજબ પકડતાં હોય તેમાં તેણે સામા થવું અથવા હરકત કરવી (વ. ક. ૧૬૮)

પ્રોશીજર—પ્રેસીડન્સી પહેલાં કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય છે. માંગણું થાય છે.

ફેંસલા—સુલેહનો ભંગ નહીં કરવા તારણ લેવામાં આવે છે ને તેવા સખસને કેદમાં રાખવામાં આવે છે પણ તે કોઇ ગુન્હા બાબત કેદમાં છે એમ કહેવાય નહીં તેથી આ કલમ લાગૂ નથી પણ ૨૨૫ બી. મુજબ શીક્ષા થઇ શકે છે. (૮ કલકત્તા ૭૩૧)

**૨૨૫**—કોઇ સખસને કાયદા મુજબ પકડતાં હોય તેમાં કોઇ બીજા સખસે સામા થવું અથવા હરકત કરવી અથવા કાયદેસર કેદમાંથી તેને છોડાવવો. (વ. ક. ૧૬૯)

**પ્રોશીજર**—પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે જામીન લેવાય છે.

તેની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસ સુધીની શીક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહમત હોય તો.

**પ્રોશીજર**—સેસન પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો મેજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં,

જો દેહાંત શીક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહમત હોય અથવા તે સખસના ઉપર જીવના સુધી સમુદ્ર પારની શીક્ષાનો અથવા દસ વરસની કે તેથી વધારે મુદ્દત સુધી સમુદ્રપાર સાસનીક દાસત્વ કે કેદની શીક્ષા અગર મોતની શીક્ષાનો હુકમ થયો હોય તો.

**પ્રોશીજર**—શેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં

**ફેંસલા**—જો ઇરાદા પુર્વક કેદીને છોડાવ્યો હોયતોજ આ કલમ મુજબ ગુન્હો બને છે. ગફલતથી કેદી નાસી ગયો હોય તો આ કલમ મુજબ ગુન્હો બને નહીં.(૧૮૮૩ પં, રે. ન. ૧૯)

**૨૨૫-બ**—બીજીરીતે ઠરાવ કર્યો ન હોય એવા પ્રસંગોમાં કાયદેસર પકડવાની સામા થવું હરકત કરવી, નાસી જવું કે છોડાવવું(વ. ક. ૧૭૦)

**પ્રોશીજર**—પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇન સાફ કરે જામીન લેવાય છે.

**ફેંસલા**—સારી ચાલના જામીન આપવા ફારૂ કેદ રાખેલો હોય એવો સખસ નાસી જાય કે કોઇ છોડાવે તો આ કલમ મુજબ ગુન્હો ગણાય ( ૮ કલકત્તા ૩૩૧ )

**૨૨૬**—સમુદ્રપારથી કાયદા વિરૂદ્ધ પાછા આવવું (વ. ક. ૧૭૨)

**પ્રોસીજર**—સેસન કોર્ટ ઇન્સાફ કરે; જામીન લેવાય નહીં

**ફેંસલો**—ખરેખર જેને દેશનીકાલ કર્યો હોય તેનેજ આ કલમ લાગુ પડે છે દેશનીકાલની શીક્ષા ભોગવવા મોકલતા રસ્તામાંથી જેલમાંથી કે પહેરામાંથી નાસી જાય તેને લાગુ નથી (૪. મ. હા. કો. રી. ૧૫૨)

---

## બાબ ૧૨મો સિક્કા તથા સ્ટાંપ સંબંધી ગુન્હા

**૨૩૦**—સીકકો એટલે જે ધાતુ નાણાં દાખલ વપરાતી હોય તથા જે પર છાપમારીને નાણાં દાખલ વાપરવા તેને કોઇ સરકારના હુકમથી બહાર પાડયો હોય તે ધાતુ

**રાણીનો સીકકો**—એટલે જે ધાતુ ઉપર છાપ મારીને રાણીના હુકમથી અથવાં હીંદૂસ્તાનની સરકારના કે કોઇ પણ પ્રેસીડન્સી સરકારના અથવા રાણીના રાજ્ય માંહેલી કોઇપણ સરકારના હુકમથી નાણા દાખલ વાપરવા માટે બહાર પાડી હોય તે ધાતુ અને આ પ્રમાણે છાપ મારીને બહાર પાડેલી ધાતુ નાણા દાખલ વપરાતી બંધ થઇ હોય તોપણ તે આ બાબના કારણસાર રાણીના સીકકા તરીકે ચાલુ રહેશે.

કોડી—સીકકો નથી, વગર છાપના તાંબાના ગઠ્ઠા અગર નાણાં દાખલ વપરાય તોપણ સીકકો નથી. ચાંદ કાંઇ સીકકો ન ગણાય કેમકે તે નાણાં દાખલ વાપરવાના ઇરાદાથી થએલ નથી. જે સીકકાનું નામ કંપની રૂપીઓ પાડયું છે તે રાણીનો સીકકો છે (વ. ક. ૧૯૦)

**ફેસલા**—શાહજહાનના વખતની સોનાની મહોર તથા ચાંદીના રૂપીઆનો સમાવેસ સીકકામાં થતો નથી (૨૯ અલ્હાબાદ ૧૪૧) કલદાર ને જેપુર મોહોર શીકકો ગણાય છે (૫ નો. વે. પ્રો. હા. કો.રી. ૧૮૭) બ્રીટીશ ઇન્ડીઆમાં ચોકકસ સાલના કલદાર રૂપીઆ નાણાં તરીકેનાં વપરાસમાંથી પાછા ખેંચી લેવામાં આવેલા છે તોપણ એવા રૂપીઆ

ખોટા બનાંવનારને શિક્ષા થઇ શકે છે મુરાદાબાદી રૂપીઓ નાણાં તરીકે વપરાતો બધ થયો હોય તોપણ કલદાર રૂપીઓ સમજવો (૨૮ અલ્હાબાદ ૬૨) ફરૂકાબાદી રૂપીઓ નાણાં તરીકે વપરાતો બંધ થયો હોય તોપણ કલદાર રૂપીઓ સમજવાનો છે (૧૧ મુ. હા. કો. રી. ૧૭૨) આ ગુન્હા કરનાર ભટકતી જાતોઃ-

**કમેફકીર**-ખોટા સિકકા બનાવી ચલાવે છે. ખોટા સિકકા બનાવવા એક માટીનો શંચો, લોખંડનો ચમચો, એક નાનો ચપ્પુ. તથા એક ચીમટો હોય છે માટીના બદલે હાલ તેઓ પ્લાસ્ટર ઓફ પેરીસ. વાપરે છે એ લોકો હથીઆર તથા એક ચલકતી. ધાતુ ચામડાના પાકીટમાં રાખી મુકામ વખતે કયાંઇ દાટે છે પણ મુસાફરી કરતાં સાથે હોવાથી પકડાઇ જાય છે. પોતા પાસે ખુડદો હોવાનું જણાવી રૂપીયો. લઈ બદલી સારો રૂપીઓ આપવા. ફરી ખોટો રૂપીઓ બદલી પાછો આપે છે. ખોટાં નાણાં લંગોટીમાં રાખે છે,

**છપ્પરબંધ**-ખોટા રૂપીઆ બનાવી તે ઉપર ગુજરાન ચલાવે છે આ લોકનો ઉતારો નદી, તળાવ, કે પાણીના કાંઠે હોય છે, ખોટાં નાણાં બનાવતી વખતે તે છોકરાને ચોકી ઉપર રાખે છે છતાં કોઈ આવી જાય તો તુરત હથીઆર, રૂપીઆ વીગેરે પાણીમાં ફેંકી દે છે. નહાવા અગર પુજા કરવાને બ્હાને જતાં આ લોક કયારેક પકડાય છે આ લોકનો તપાસ ચલાવતાં અવલ હાથ કડી કરવી જોઇએ અને તેમ ન થાય તો તે બીજા સાથે ટટો કરી ગડબડમાં રૂપીયા સંતાડી દે છે અગર ફેંકી દે છે આ લોક બીજો ગુન્હો કરતા નથી ચોરી કરે તો આ લોકને જમાત બહાર મુકવામાં આવે છે.

**નાનકસાઈ**-ખોટાં નાણાં તથા ખોટાં દાગીના આપી છેતરે છે. ચોરી કે ડાકાઇટી કરતા નથી. જુગાર ખેલવાના બહુ શોખીન હોય છે.

**૨૩૧**-સિકકો ખોટો બનાવવો અથવા સિકકો ખોટો બનાવવાની ક્રિયાનો કંઇપણ ભાગ કરવો. (વ. ક. ૧૯૧)

પ્રોસીજર–સેસન કોર્ટ ઇનસાફ કરે જામીન લેવાય નહીં. માગણું થાય છે.

૨૩૨–રાણીનો સિક્કો ખોટો બનાવવો અથવા બનાવવાની ક્રિયાનો કોઈપણ ભાગ કરવો (વ. ક. ૧૯૧ અ.)

પ્રોસીજર–સેસન કોર્ટ ઇનિસાફ કરે, જામીન લેવાય નહી, માગણું થાય છે.

૨૩૩–સિક્કો ખોટો બનાવવાના કારણસર હથીઆર બનાવવું, ખરીદવું અથવા. વેચવું (વ. ક. ૨૦૧)

પ્રોસીજર–સેસન. પ્રેસીડન્સી પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય નહીં, માગણું થાય.

ફેંસલો–આરોપી પાસેથી મળેલી છાપ અગર હથીયારથી કંઇ ખોટો સિક્કો પુરેપુરો બને એવો હોવા જરૂર નથી. (મુર ૨ સી, અને પી. ૨૦૫) આ ગુન્હા માટે એવું સાબીત થવું જોઇએ કે તે હથીયારથી ખોટો સિક્કો બનાવી શકાય તેવું તે હથીઆર હતું (૧.વેર,૨૧૯)

૨૩૪–રાણીનો ખોટો સિક્કો બનાવવાના કારણસર હથીઆર. બનાવવું, ખરીદવું, વેચવું (વ. ક. ૨૦૧ અ.)

પ્રોસીજર–સેસન કોર્ટ ઇનિસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે.

૨૩૫–સિક્કો ખોટો બનાવવાના. કારણસર કંઇ હથિઆર અથવા કંઇ સામાન પાસે રાખવો (વ. ક. ૨૦૨)

પ્રોસીજર–સેસન કોર્ટ પ્રેસીડન્સી પહેલાવર્ગનો માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે જામીન લેવાય નહીં. માગણું થાય છે.

જો તે રાણીનો સિક્કો હોય તો (વ. ક. ૨૦૨)

પ્રોસીજર–સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે.

**ફેંસલા**-વીજળી પેદા કરવાનું હથીઆર એકલું ખોટા સિક્કા બનાવવાનું હથીઆર ગણાય નહીં પણ જો તે સંબંધે સફેદ ધાતુ અને સિક્કો પાડવાની બીજી વસ્તુ મળી આવે અને ખોટા સિક્કા ઉપર ઢોળ ચઢાવીને તે ચલાવવામાં આવ્યા હતા એવું જણાઈ આવે તો તે સિક્કો પાડવાનું હથીઆર ગણાય. ( ૯. કોકસ- ૨૮૨ )

૨૩૬ બ્રીટીશ હીંદુસ્તાનમાં રહીને બ્રીટીશ હિંદુસ્તાનની બહાર કોઈ સિક્કો ખોટા બનાવવામાં મદદ કરવી (વ. ક. ૨૦૫)

**પ્રોસીજર**-સેસન કોર્ટ ઇન્સાફ કરે જામીન લેવાય નહીં. માગણું થાય છે.

૨૩૭-સીક્કો ખોટાં બનાવેલો છે એમ જાણીને તે આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બહાર લઈ જવો. (વ. ક. ૧૯૨)

**પ્રોસીજર**-સેસન કોર્ટ પ્રેસીડનસી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનિસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે.

૨૩૮-રાણીનો સિક્કો ખોટો બનાવેલો છે એમ જાણીને આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બહાર લઈ જવો (વ. ક. ૧૯૨ અ.)

**પ્રોસીજર**-સેસન કોર્ટ ઇનિસાફ કરે, જામીન લેવાય નહીં માગણું થાય છે.

૨૩૯-કોઈ સિક્કો ખોટો છે એમ તે લેતી વખતે જાણીને રાખવો અથવા તે બીજાને આપવો (વ. ક. ૧૯૩)

**પ્રોસીજર**-સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે.

**ફેંસલો**-આ કલમ પ્રમાણેનો ગુન્હો ખોટા સિક્કા બનાવનારને, લાગુ પડતો નથી એ સીક્કા બનાવનાર સિવાય બીજો સખસ હોવો જોઇએ. (૩. નો, વે, પ્રો, હા, કો, રી, ૧૫૦)

૨૪૦-રાણીના કોઇ સિક્કા બાબત તેમ કરવું. (વ. ક. ૧૯૩ અ)

**પ્રોસીજર**-ઉપરની કલમ પ્રમાણે

**૨૪૧**–કોઇ માણસની પાસે કોઈ સિક્કો પહેલાં આવે તે વખતે તે એમ જાણતો નહીં હોય કે આ સિક્કો ખોટો છે તે સિક્કો તે માણસે કોઇને જાણી બુજીને ખરા દાખલ આપવો. (વ. ક. ૧૫૪)

**પ્રોસીજર**–પ્રેસીડેન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે.

**ફેંસલા**–આ કલમ મુજબ ગુન્હો બજવામાં સિક્કો ચલાવતી વખતે તે ખોટો છે એમ આરોપી જાણતો હોવો જોઇએ માત્ર તેને શક હોય ને ચલાવ્યો હોય તો ગુન્હો બનતો નથી (સુરત ૪ નો. વે. હા કો. રી. ૬૨)

**૨૪૨**–કોઇ સિક્કો કોઇ સખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ સિક્કો ખોટો છે તે સખસે તે ખોટો સિક્કો પાસે રાખવો (વ. ક. ૧૯૫)

**પ્રોશીજર**–સેસન કોર્ટ, પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય નહીં. માંગણું થાય છે,

**૨૪૩**–રાણીનો સિક્કો કોઈ સખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે તે સિક્કો ખોટો છે તે સખસે તે ખોટો સિક્કો પાસે રાખવો (વ. ક. ૧૯૫. અ. )

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે

**ફેંસલા**–આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત માનવા પહેલાં આરોપીના કબજામાં એ સિક્કો આવ્યો તે વખતે તે બનાવટી છે એમ આરોપી જાણતો હતો એ વાત ફરીઆદીએ સાબીત કરવી જોઇએ (૧૨. ક્રી. લો- જ ૧૭૯ )

**૨૪૪**–ટંકશાળમાં નોકર રહેલા માણસે કાયદામાં ઠરાવેલા વજન અથવા મેળવણીથી જુદા વજન અથવા મેળવણીનો સીકકો બનાવવા (વ. ક. ૨૦૩ )

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનસાફ કરે; જામીન લેવાય નહી માગણું થાય છે.

૨૪૫–સિક્કો પાડવાનું કાંઇ હથિયાર ટંકશાળમાંથી કાયદા વિરૂદ્ધ લેઇ જવું. (વ. ક. ૨૦૪)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

૨૪૬–દગલબાજીથી સિક્કાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો (વ. ક. ૧૯૬)

પ્રોશીજર–સેસન કોર્ટ પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે; જામીન લેવાય નહીં માગણું થાય છે.

૨૪૭–દગલબાજીથી કોઇ રાણીના શિક્કાનું વજન ઓછું કરવું કે તેની મેળવણીમાં ફેરફાર કરવો (વ. ક. ૧૯૬ અ)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

૨૪૮–કોઇ શિકકો બીજા સિકકાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે સિક્કાનું રૂપ બદલવું (વ. ક. ૧૯૭)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે

૨૪૯–રાણીનો કોઇ શિકકો બીજા સિકકો ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શિક્કાનું રૂપ બદલવું (વ. ક. ૧૯૭ અ)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

૨૫૦–અમુક શિકકામાં ફેરફાર થયો છે એમ જાણીને તે પાસે રાખીને બીજાને આપવો (વ. ક. ૧૯૮)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

૨૫૧–અમુક રાણીના સિકકામાં ફેરફાર થયો છે એમ જાણીને તે પાસે રાખીને બીજાને આપવો. (વ. ક. ૧૯૮ અ)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

૨૫૨–કોઇ સખસના પાસે કોઇ ફેરફાર થએલો સિક્કો આવતી વખતે તેમાં ફેરફાર થયેલો છે એમ તેણે જાણ્યા છતાં પાસે રાખવો (વ. ક. ૨૦૦ પ્રમાણે વગર વારંટે પકડાય નહી.)

પ્રાશીજર–ઉપરની કલમ પ્રમાણે.

૨૫૩–કોઇ સખસના પાસે કોઇ ફેરફાર થએલો રાણીનો સિકકો આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યા છતાં પાસે રાખવો. (વ. ક. ૨૦૦ અ)

પ્રાશીજર–ઉપરની કલમ પ્રમાણે.

૨૫૪–જે સિકકો કોઈ માણુસ પાસે પહેલા આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યું ન હોય તે સિકકો તેણે બીજાને ખરા સિકકા દાખલ આપવો. (વ. ક. ૧૯૯)

પ્રાશીજર–પ્રેસીડન્સી, પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં માગણું થાય છે.

૨૫૫–સરકારી સ્ટાંપ ખોટો બનાવવો (વ. ક. ૨૦૭ પ્રમાણે વગર વારંટે પકડવા અધિકાર નથી.)

પ્રાશીજર–સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં. માગણું થાય છે.

ફેંસલા–સ્ટાંપ એ શબ્દમાં કોર્ટ ફી અને પોસ્ટ ઓફીસના સ્ટાંપનો પણ સમાવેશ થાય છે. (સે. પ્રો. લો. રી. ૪૩)

૨૫૬–કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઇ હથિયાર અથવા સામાન પાસે રાખવો. (વ. ક. ૨૧૧)

પ્રાશીજર–ઉપરની કલમ પ્રમાણે.

ફેંસલા–સ્ટાંપ ખોટો બનાવવા હથિઆર આબેહૂબ ખોટો સ્ટાંપ પાડી શકે એવું હોવાની જરૂર નથી તેમ એકજ વખતે છાપ્યાથી આખો અથવા પુરો સ્ટાંપ પડવો જોઇએ એ પણ જરૂરનું નથી પણ જો તે સ્ટાંપ ખોટો બનાવવા કામે લાગે તેવું હોય તો બસ છે. (રેસ્ટર ૭. સી. અને પી. ૪૯૫)

૨૫૭–કોઈ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણ સારૂ કાંઇ હથીઆર બનાવવું અથવા ખરીદવું અથવા વેચવું. (વ. ક. ૨૧૨)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૨૫૮**–સરકારી સ્ટાંપ ખોટા બનાવેલો વેચવો (વ. ક. ૨૦૮)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**ફેંસલા**–કોઇ સખસ ખોટા બનાવેલો સ્ટાંપ વેચે અને તે સ્ટાંપ ચોરી નાંખેલો હોય તો પણ તે ખોટા બનાવટી સ્ટાંપ વેચવાનો ગુન્હેગાર થાય છે (૧૯૧૪ કે. બી. ૧૪૪)

**૨૫૯**–સરકારી સ્ટાંપ ખોટા બનાવેલો પાસે રાખવો (વ. ક. ૨૦૯)

**પ્રોશીજર**–સેશન કોર્ટ પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે. જામીન લેવાય નહીં માગણું થાય છે.

**ફેંસલો**–જે સખસ ખોટા સ્ટાંપ બનાવે તેને આ કલમ લાગુ પડતી નથી, ખોટા સ્ટાંપ બનાવનાર સિવાય બીજા સખસને લાગુ છે, ખોટા સ્ટાંપ બનાવે તેને કલમ ૨૫૫ પ્રમાણે સજા થાય છે. (૩ નો. વે. પ્રો. હા. કો. રી. ૧૫૦)

**૨૬૦**–કોઇ સરકારી સ્ટાંપ ખોટા બનાવેલો છે એમ જાણ્યા છતાં તે ખરા દાખલ વાપરવો. (વ. ક. ૨૧૦)

**પ્રોશીજર** ઉપરની કલમ પ્રમાણે.

**૨૬૧**–સરકારને હાની કરવાના ઇરાદાથી જે ઉપર સરકારી સ્ટાંપ હોય એવા પદાર્થ ઉપરથી કંઇ લખાણુ ચોરી નાખવું અથવા કોઇ લેખને માટે જે સ્ટાંપ વાપર્યો હોય તે તે લેખ ઉપરથી કાઢી નાંખવો. (વ. ક. ૨૧૩) પ્રમાણે વગર વારંટે, પકડવા અધિકાર નથી.)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૨૬૨**–કોઈ સરકારી સ્ટાંપ આગળ વાપરેલો છે એમ જાણ્યા છતાં તે પાછો વાપરવો ( વ. ક. ૨૧૪ પ્રમાણે વગર વારંટે પકડવા અધીકાર નથી.)

**પ્રોશીજર**–પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે, માંગણું થાય છે.

**ફેંસલો**–આરોપીએ દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી વપરાયલો સ્ટાંપ ફરીથી વાપર્યો હતો એ વાત સાબીત થવી જોઇએ (૧૮૮૧ અલ્હાબાદ વી. નો. ૫૬)

**૨૬૩**–સ્ટાંપ વાપરેલો છે. એવી રીતની કોઇ નીશાની છોલી નાંખવી. (વ. ક. ૨૧૫ પ્રમાણે વગર વારંટે પકડવા અધીકાર નથી.)

**પ્રોશીજર**–સેશન પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ જામીન લેવાય છે, માંગણુ થાય છે.

**૨૬૩**–(અ) બનાવટી સ્ટાંપ (વ. ક. નથી.)

**પ્રોશીજર**–પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે. માંગણું થાય છે.

---

## બાબ ૧૪મો–લોકોની તન્દુરસ્તી સલામતી, લજ્જા નીતી સંબંધી ગુન્હા.

**૨૬૯**–જીંદગીને જોખમ પોહોંચે એવા રોગનો ચેપ જેથી પસરવા સંભવ છે એમ માલમ પડે એવું કોઇ કૃત્ય ગફલતથી કરવું. (વ. ક. ૨૩૨)

**પ્રોશીજર**–પ્રેસીડન્સી, પહેલા કે બીજા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

**૨૭૦**–જીંદગીને જોખમ પોંહચે એવા રોગનો ચેપ પસરવાનો સંભવ છે એમ માલમ પડે એવું કૃત્ય દ્વેષબુદ્ધિથી કરવું. (વ. ક. ૨૩૨)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૨૭૭**–સાર્વજનીક ઝરા અથવા જલાશયનું પાણી મેલું કરવું. (વ. ક. ૨૩૯)

પ્રોસીજર–કોઈપણ માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

૨૭૯–સરીઆમ રસ્તા ઉપર બેપીકરાઇથી અથવા ગફલત ભરેલી રીતે હાંકવું. કે સ્વારી કરી જવું એવી રીતે કે તેથી માણુસની જીંદગી જોખમમાં આવે. (વ. ક. ૨૪૧. )

પ્રોશીજર–કોઇપણ માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

૨૮૦–બેપીકરાઇ અથવા ગફલત ભરેલી રીતે વહાણુ ચલાવવું એવી રીતે કે તેથી માણુસની જીંદગી જોખમમાં આવે વગેરે.(વ. ક. ૨૪૨)

પ્રોશીજર–પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

૨૮૧–ખોટું અજવાળું નિશાની અથવા બોયું દેખાડવું (વ.ક. ૨૪૩)

પ્રોશીજર–સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

૨૮૨–ઘણો ભાર ભરેલો અથવા દહેશતવાળા વહાણુમાં ભાડું કરીને કોઈ સખસને જળ માર્ગે લેઇ જવો કે જેથી તેની જીંદગી જોખમમાં આવે (વ. ક. ૨૪૪)

પ્રોશીજર–પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

ફેંસલો–કોઈ મછવાના તળીઆમાં ફાટ પડેલ હોય એવા મછવામાં સો માણુસ ભાડા સારૂ બેસાડયા હોય તો આ કલમ મુજબ ગુન્હો થાય છે. (૧ મુ. હા. કો. રી. ૧૩૭).

૨૮૩–સરિયામ રસ્તામાં અથવા વહાણુનાં રસ્તામાં અડચણુ કે નુકશાન કરવું.

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

ફેંસલો–આ કલમ મુજબ ગુન્હો થવા સારૂ આરોપીના કૃત્ય અથવા વર્તનથી. કોઈ સખસને ખરેખર ભય, હરકત અથવા નુકશાન થયુ હતું એ વાત સાબીત થવી જોઇએ (૨૫ કલકત્તા ૨૭૫)

૨૮૫–અગ્ની અથવા શિઘ્ર જવાળા ગ્રાહી પદાર્થથી એવું કામ કરવું કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે વીગેરે (વ. ક. ૨૪૭)

પ્રોશીજર–કોઇપણ માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

૨૮૬–અવાજ સાથે ફુટે એવા પદાર્થ સંબંધી ગફલતી ભરેલી ચાલ (વ. ક. ૨૪૮)

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

ફેંસલા–ખાલી બંદુક અથવા રીવોલવર એ અવાજ સાથે ફુટે એવો પદાર્થ નથી. (૧૮૮૬, ૧, વેર. ૨૩૫)

૨૮૯–કોઈ સખસના કબજામાં કોઇ જનાવર હોય તે જનાવરથી માણસની જીંદગીને કંઈ નુકશાન થાય નહીં અથવા તેથી મહાવ્યથા થાય નહીં. એવો બંદોબસ્ત રાખવા માટે તે સખસ કસુર કરે (વ. ક. ૨૫૧).

પ્રોશીજર–ઉપરની કલમ પ્રમાણે.

ફેંસલા–જે જનાવર સંબંધી ફરીયાદ થઇ હોય તે જનાવર પાળવામાં આવે છે એવી જાતનું હોય અને તે સાધારણ રીતે સાવચેતીના ઉપાય લીધા વગર છુટું ફરવા દેવામાં આવતું હોય તો જનાવર ઘણા ભયંકર સ્વભાવનું હતું એવું સાબીત થવું જોઇએ (૧.વેર.૨૭૮)

૨૯૧–બંધ કરવાની તાકીદ થયા પછી અપકૃત્ય જારી રાખવું. (વ. ક. ૨૫૫)

પ્રોશીજર–પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગના માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

૨૯૨–બીજા પુસ્તકો વીગેરેનું વેચાણ.

અપવાદ–કોઈ દેવસ્થાન મધ્યે અથવા ઉપર અથવા મુર્તીઓને બેસાડવા સારૂ વપરાતા કોઇ રથ ઉપર કોરેલી અથવા નકસી પાડેલી અથવા ચીતરેલી અથવા બીજી રીતે કહાડેલી અથવા ધર્મથી સબંધી

કાંઇ કારણસર રાખેલી કે વપરાતી કોઇ પણ પ્રતિમાને આ કલમ લાગુ પડતી નથી. (વ. ક. ૨૬૧)

**પ્રોશીજર**–પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગના માજીસ્ટ્રેટ ઇનિસાફ કરે, જામીન લેવાય છે.

**ફેંસલા**–બીભત્સ એટલે જે સખસના હાથમાં એ પુસ્તક વીગેરે આવે તેમના મન નીતી આચરણ સંબંધમાં બગડે અથવા ખરાબ કરે એવું હોય તે સમજવું. (૧૮૯૫ ક્રી. રૂ. ૧–૨૦ મુંબઇ ૧૯૩–૩૨ કલકત્તા ૨૪૭).

**૨૯૩**–વેચવા અથવા દેખાડવા સારૂ બીભસ્ત પુસ્તકો વીગેરે કબજામાં રાખવા. (વ. ક. ૨૬૨)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૨૯૪**–બીભસ્ત ગીતો (વ. ક. ૨૬૦)

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ટ્રેટ ઇનિસાફ કરે જામીન લેવાય છે.

**ફેંસલો**–લાવણી હંમેશ બીભસ્ત હોતી નથી મરેઠા લોક કેટલીક લાવણી પવિત્ર ગણે છે (૪ મુા. હા. કો. રી. ૨૫) ગીત વીગેરે બીભસ્ત હોવા જોઇએ એટલુંજ નહીં પણ તેથી બીજાને દુઃખ થવું જોઇએ, જો બીજાને દુઃખ થતું ન હોય તો ગુન્હો નથી (૧૮૮૫ લો. બ. ૩૩૨)

---

## બાબ ૧૫મો ધર્મ સંબંધી ગુન્હાઓ.

**૨૯૫**–કોઇપણ જાતના લોકોને ધર્મને અપમાન કરવાના ઇરાદાથી કોઈ પુજાના ઠેકાણાનો અથવા પવિત્ર વસ્તુનો નાશ કરવો અથવા તેને નુકશાન કરવું કે તેને ભ્રષ્ટ કરવું (વ. ક. ૨૫૬)

**[પ્રો]શીજર**–પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનિસાફ કરે, જામીન લેવાય છે.

**ફેંસલો**-પદાર્થ એ શબ્દ જે વસ્તુતમાં જીવ ન હોય તે વસ્તુ સમજવાની છે. ગાય ઢોર માણસ એવા જીવવાળા પ્રાણીનો સમાવેશ થતો નથી (૧૭ કલકત્તા ૮૫૨) આ કલમ મુજબ કોઈ પુજાનું ઠેકાણું અથવા પવિત્ર પદાર્થ જે જાતીના લોકોના હોય તે જાતીના લોકો નાશ વીગેરે કરેતો પણ ગુન્હો થાય છે (૧૦ અલ્હાબાદ ૧૫૦ ફુલબેન્ચ)

**૨૯૬**-કોઇ ધર્મ સંબંધી મંડળી પુજાના કામમાં છતાં તેને અડચણ કરવી. (વ. ક, ૨૫૭)

**પ્રોશીજર**-ઉપરની કલમ પ્રમાણે.

**૨૯૭**-પુજાની જગા અથવા કબરસ્તાનમાં વગર રજાએ જવું અથવા કોઇ સખસના મનને દુઃખ કરવાના અથવા તેના ધર્મને અપમાન કરવાના ઇરાદાથી પ્રેત સંસ્કાર થતો હોય ત્યાં ગડબડ કરવી અથવા કોઇ પ્રેતનું અપમાન કરવું. (વ. ક. ૨૫૮)

**[પ્રો]શીજર**-પ્રેસી., પેહલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

---

## બાબ ૧૬ મો—શરીર સંબંધી ગુન્હાઓ.

**૨૯૮**-શિક્ષણીય મનુષ્યવધ એટલે-મોત આણવાના ઇરાદાથી અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કંઇ શરીરનું નુકસાન કરવાના ઇરાદાથી કંઇ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરીને જે માણસ મોત આણે તે માણસે શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો કર્યો એમ સમજવું.

**ખુલાસો ૧ લો**—જે શખસને કંઈ રોગ વ્યાધી અથવા શરીરની અશક્તતા થઇ હોય એવા કોઈ શખસને જે માણસ શરીરનુ નુકશાન કરે અને તેથી કરીને પેલા શખસનું મોત વહેલું થાય તો તે માણસે તે શખસનું મોત આણ્યું એમ સમજવું.

**ખુલાસો ૨ જો** જે ઠેકાણે કંઇ શરીરના નુકશાનથી મોત થાય તો તે ઠેકાણે જે શખસે તે શરીરનું નુકશાન કર્યું હોય તેણે તે મોત આણ્યું એમ સમજવું, પછી જો બરાબર ઈલાજ કર્યાથી તથા હુશિયાર હકીમની દવા કરેથી તે મોત થતું બચી શકત તો પણ.

**ખુલાસો ૩ જો**–માના પેટ માંહેના બચ્ચાનું મોત આણવું તે મનુષ્ય વધનો ગુન્હો નથી પણ જો જીવતાં બચ્ચાનો કંઇપણ ભાગ બહાર નીકળ્યો હોય પછી તે બચ્ચાંથી શ્વાસોશ્વાસ ન લેવાયા હોય અથવા તે પુરેપુરૂ જન્મ્યું ન હોય તોપણ તે જીવતાં બચ્ચાનુ મોત આણવું તે શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો થઈ શકે. (વ. ક. ૨૭૮)

**૩૦૦**–ખુન એટલે નીચે બાતલ કરેલી બાબતો મુકી દઇને બીજી સર્વ બાબતોમાં શિક્ષણીય મનુષ્ય વધને ખુન સમજવું પણ ક્યારે કે જો જે કામથી મોત થાય તે કામ મોત આણવાના ઈરાદાથી કર્યું હોય તો અથવા (૨) કોઇ શખસને જેથી તે શખસનું મોત થવાનો સંભવ તકસીરવાન માણસ જાણતો હોય એવું કંઇ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી તે કામ કર્યું હોય અથવા (૩) કોઈ શખસને કંઇ શરીરનુ નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કર્યું હોય અને તે ઇરાદો કરેલું શરીરનું નુકશાન એવી રીતનું હોય કે ચાલતા સૃષ્ટિક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ હોય અથવા (૪) તે કામ એવું તુરત ભયંકર છે કે તેથી સો વસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકશાન થશેજ એમ તે કામ કરનાર શખસ જાણતો હોય અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકશાનના જોખમમાં પડવા કંઇ કારણ વિના તે શખસ કામ કરે તો.

**અપવાદ ૧ લો**–ભારે તથા અકસ્માત ક્રોધ ઉત્પન્ન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની શકિત ગઇ છે એવી આવસ્થામાં છતાં કોઇ માણસ તે ક્રોધ ઉત્પન્ન કરનાર શખસનું મોત આણે અથવા ભુલથી કે ઇત્તેફાકને બીજા શખસનું મોત આણે તો શિક્ષણીય મનુષ્યવધ ખુન

નથી ઉપલા અપવાદને નીચેની શરતો લાગુ પડે છે. પહેલી–કોઇ શખ્સને મારી નાખવા અથવા કંઇ હાની કરવાના બહાના દાખલ તે ગુન્હેગારે ક્રોધ માંગી આણેલો અથવા બુદ્ધિપુર્વક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ. બીજી; કાયદા મુજબ અને સરકારી નોકરનો અખત્યાર અમલમાં લાવતાં કોઈ સરકારી નોકરે કરેલી કંઈ વસ્તુંથી તે ક્રોધ ઉત્પન્ન થએલ ન હોવો જોઇએ. ત્રીજી–ખાનગી બચાવનો હક્ક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કંઈ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થએલો ન હોવો જોઇએ.

**ખુલાસો**–તે ક્રોધ એવો ભારે અથવા અકસ્માત હતો કે તેથી તે ગુન્હો ખુન થઈ શકે નહી. એ હકીકતની બાબત છે.

**અપવાદ ૨ જો**–કોઇ માણસ શુદ્ધબુદ્ધિથી શરીરના અથવા માણુસના ખાનગી બચાવનો હક્ક અમલમાં લાવતાં કાયદાએ તેને આપેલા અખત્યારની હદબહાર જાય અને આગળ વિચાર કર્યા વિના તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાની કરવાના ઇરાદા વગર જે શખસની સામે તે બચાવનો હક્ક અમલમાં લાવતો હોય તે શખસનું મોત આણે તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

**અપવાદ ૩ જો**–કોઈ માણુસ સરકારી નોકર હોય અથવા સરકારી ઇનિસાફનો વધારો કરવાને કામ કરનારા કોઈ સરકારી નોકરને સહાય કરતો હોય તે માણુસ કાયદાએ તેને આપેલા અખત્યારની હદની બહાર જાય અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરોબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુદ્ધબુદ્ધિએ કાયદેથી તથા જરૂરનું માનતો હોય એવું કાંઇ કામ કરવાથી તે મોત આણે પણ જે શખસનું મોત થાય તે શખસના ઉપર તેનો કંઈ દ્વેષભાવ ન હોય તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

**અપવાદ ૪ થો**–આગળ વિચાર કર્યા વગર એકાએક ઝગડો થઇને ઘણો ક્રોધ ચઢ્યો હોય એવામાં એકાએક મારામારી થઇને શિક્ષણીય મનુષ્યવધ થાય ને તે ગુન્હો કરનારે કાંઇ ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોય અને તે ઘાતકી રીતે અથવા નનાઇની રીતે ચાલ્યો ન હોય તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

**ખુલાસો**–એવી બાબતોમાં ક્રોધ ઉત્પન્ન કરનાર કોણ તથા પહેલો હુમલો કરનાર કોણ એ વાત કાંઇ જરૂરની નથી.

**અપવાદ ૫ મો**–જે શખસનું મોત થયું હોય તે શખસ અઢાર વર્ષથી વધારે ઉમરનો છતાં તેણે પોતાની રજામંદીથી મોત થવા દીધું હોય અથવા મોતનું જોખમ માથે લીધું હોય તો તે ઠેકાણે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી. (વ. ક. ૨૮૧ થી ૨૮૭)

**ફેંસલા**–ખુન તથા શિક્ષણીય મનુષ્ય વધમાં તફાવત.

| કલમ ૨૯૯<br>શિક્ષણીય મનુષ્ય વધ | કલમ ૩૦૦<br>ખૂન. |
|---|---|
| (૧) મોત આણવાના ઇરાદાથી કંઇ કૃત્ય કરીને મોત આણ્યું હોય | (૧) મોત આણવાના ઇરાદાથી કાંઇ કૃત્યકરીને મોત આણ્યું હોય. |
| (૨) મોત થવાનો સંભવ છે એવી શારીરીક ઇજા કરવાના ઇરાદાથી મોત આણ્યું હોય. | (૨] મોત થવાનો સંભવ છે એમ જાણીને ઇરાદાપુર્વક એવી ઇજા કરે. |
| (૩) એવું જાણીને કે એવા કૃત્યથી મોત થશે એ સંભવીત છે તો, | (૩) શારીરીક કાંઇ ઇજા કરવાના હેતુથી કૃત્ય કરવામાં આવે અને ચાલુ વ્યવહાર મુજબ તે ઇજા મોત આણવાને પુરતી હોય. |
| 'શિક્ષણીય મનુષ્ય વધ થાય.' છે. | (૪) કૃત્ય કરનાર એમ જાણતો હોય કે તેનું કૃત્ય એટલું બધું ભયંકર છે કે તેથી મોત થવાનો પુરો સંભવ છે તે છતાં તે કૃત્ય કરવાને યોગ્ય કારણ ન છતાં તે કૃત્ય કરે તો. ખુન થાય. |

(ઇ. લો. રી. મુંબઇ સીરીઝ વોલ્યુમ ૧ પાન ૩૪૨ રાણી વી. ગોવીંદા) આ કલમના ચોથા ભાગમાં "કાંઈ કારણ વિના" એ શબ્દો વાપરેલા છે જે કારણ એ કલમના પાંચે અપવાદમાં બતાવેલા કારણ સિવાય કામની હકીકત ઉપરથી નીકળતા બીજા કારણ પણ હોઈ શકે અને કોઈ કામમાં એવું જોખમ ખેડવા કારણ હતું કે નહીં તે પુરાવાની વાત છે. કાયદાની વાત નથી (૧૮૮૭ પં. રે. નં. ૪૦-૩૨) આ કલમના છેલ્લા ભાગમાં "કાંઇ પણ કારણ વિના તે કૃત્ય કરે" એવા શબ્દો વાપરેલા છે એનો અર્થ એવો છે કે તે કૃત્ય માફ થઇ શકે એવા કંઇ કારણ વગર તે કૃત્ય કરે (૧૮૮૮ પં. રે. ન. ૪૦) જે કૃત્યથી મોત નીપજ્યું હોય તે તરત ભયંકર હોય તો આરોપી તે કૃત્યનું જોખમ જાણતો હતો એવું સાધારણ રીતે માની શકાય (૧૮૮૮ મુ. અ, કે. ૪૧૧) આ કલમ મુજબ ગુન્હો થવા સારૂ તે કૃત્ય આરોપીએ કરેલું હોવું જોઇએ એટલુંજ નહીં પણ તે ઉપરાંત બીજી બે વાત સાબીત થવી જોઇએ તે એ કે (૧) તે કૃત્ય એવું તુરત ભયંકર હતું કે તેથી સો વસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું શારીરીક નુકશાન થશેજ એવું આરોપી જાણતો હતો. (૨) મોત આણવાના અથવા ઉપલા પ્રકાર જોખમમાં પડવા કાંઇ પણ કારણ વિના તે કૃત્ય કીધું હતું. હવે જો પહેલી વાત સાબીત થાય તો તેટલા ઉપરથી ખુન થતુ નથી પણ શિક્ષણીય મનુષ્ય વધ થાય છે પણ જો એ પહેલી વાત સાથે બીજી વાત પણ સાબીત થાય કે તે કૃત્ય કરવાને કાંઇ પણ કારણ નહોતું તોજ ખુનનો ગુન્હો થાય છે (૧૮૮૭ પં. રે. ૩૨) ક્રોધ ભારે અને આકસ્મીક હતો કે નહીં તે નકકી કરવા સારૂ તે ક્રોધ થયો હોય તે વખતની ગુન્હેગારના મનની સ્થિતી ધ્યાનમાં લેવી જોઇએ (૨ મદ્રાસ ૧૨૨) ક્રોધ થવાનું પુરતું કારણ હોવું જોઈએ (૧૦ વી. રી. ૨૬) મોઢે બોલેલા શબ્દોથી અથવા ચાળાથી પણ ક્રોધ ઉત્પન્ન થઈ શકે છે (૧૨ કોકસ ૧૪૫) કૃત્યથી પણ ક્રોધ ઉત્પન્ન થઇ શકે (૧૦ વી. રી. ૩૫) અપવાદ આરોપીએ સાબીત કરવો જોઇએ, (૮, ક. વી. નો ૭૧૪)

**૩૦૧**–જે વસ્તુથી મોત આણુવાનો ઈરાદો કર્યો હોય અથવા જેથી મોત થવા સંભવ છે એમ પોતાના જાણુવામાં હોય એવી કાંઇ વસ્તુ કરવાથી, કે કોઇ સખસ જેનું મોત આણુવાનો તેણે ઈરાદો કર્યો નહી હોય અને જેનું મોત પોતાનાથી થવાનો સંભવ તેના જાણ્યામા પણ ન હોય એવા સખસનું મોત આંણીને શિક્ષણીય મનુષ્ય વધ કરે, તો જે સખસનું મોત આણુવાનો તેણે ઇરાદો કર્યો હોય અથવા જેનું મોત પોતાથી થવાતો સંભવ તેના જાણ્યામાં હોય તે સખસનું તેણે મોત આણ્યું હોય તો તે જે પ્રકારનો શિક્ષણીય મનુષ્ય વધ થાય તેજ પ્રકારનો ને ગુન્હેગારે કરેલો મનુષ્ય વધ છે એમ સમજવું (વ. ક. ૨૮૦)

**૩૦૨**–ખુનની શિક્ષા (વ. ક. ૨૮૯)

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇન્સાફ કરે, જામીન લેવાય નહીં. માગણું થાય છે.

**ફેંસલા**–લાસ મળી નહી આવે તો ખુન થયુજ નથી એમ માની શકાય નહીં (૩ અલ્હાબાદ ૩૮૩) લાસ મળી આવી ન હોય એવા કામમાં ખુન થયાનો મજબુતમાં મજબુત પુરાવો જોઇએ (૧૧ કલકતા ૬૩૫) લાસ મળી આવી ન હોય તોપણ કામની હકીકત ઉપરથી ગુન્હો બન્યો છે એવી ખાત્રી થાય તો તે ગુન્હો બન્યાની વાત વ્યાજબી રીતે સાબીત માની શકાય (૧૮૮૬ પં. રે. ન. ૬)

**ટીપ**–**મોત** થવાનાં ત્રણ કારણો સાધારણ રીતે માનવામાં આવે છે. ૧–કુદરતી મોત. ૨–આકસ્મીક મોત. ૩–ગુન્હાઇત મોત–કુદરતી મોત રોગ વીગેરે કારણથી જીંદગી પુરી થતાં થાય છે તે પણ મુર્છા શ્વાસાવરોધ અને સમાધી એ ત્રણ અવસ્થા એવી છે કે ખરા મોતની ભુલ થઇ શકે છે. ખરા મોતની નીશાનીઓ જેવી કે–ખરા મોતમાં લોહીનું ફરવું તથા શ્વાસ બંધ પડી જાય છે, હાલવા ચાલવાની તથા જ્ઞાન શકિતનો નાશ થાય છે, ચહેરાનો દેખાવ મૃત્યવત દેખાય છે,

આંખની સ્થિતીમાં ફેરફાર માલમ પડે છે, ચામડીની સ્થીતી બદલાઈ જાય છે. માંસના લોચાની સ્થીતીનો નાશ થાય છે, શરીર ઉપર કાળા આસમાની રંગના ચાઠાં જોવામાં આવે છે ને છેવટ મુડદું સડવા લાગે છે.

**આત્મઘાત:**—મરનાર પોતાની ઇચ્છાથી મૃત્યુ નીપજાવે છે. આત્મઘાત કરવાના કરણો. કુટુંબ કલેષ, જુઠું કલંક આવવાથી, નાસવંત જીંદગી સમજીને, પ્યારમાં નાસીપાસ થતાં, ખોટું કામ થઈ જતાં શરમ લાગવાથી, પૈસા સંબંધી આવેલ ભારી જવાબદારી વીગેરે વીગેરે. આત્મઘાત, પાણીમાં ડુબીને, ગળે ફાંસો ખાઇને, ઝેરી પદાર્થ કે સસ્ત્ર વીગેરેનો ઉપયોગ કરીને કરવામાં આવે છે. ઝેરનો ઉપયોગ કરતાં બહુ કરી અફીણ વપરાય છે જખમ ચપ્પુ, છરી, અસ્ત્રો વીગેરેથી કરવામાં આવે છે. પાણીમાં ડુબી આત્મઘાત–પાણીમાં ડુબી બે રીતે મોત થાય ૧–ફેફસામાં હવાના બદલે પાણી જવાથી મોત થાય છે અને તેથી ચહેરો કાળો સુજેલો દેખાય છે, હોઠ કાળા પડી ગએલ હોય છે, આંખ લાલ હોય છે, મોં નાક, દમ લેવાની નળી ને ફેફસામાં ફીણવાળું પાણી હોય છે. ૨–મુર્છાથી મોત થાય તો ચહેરો ફીકો, મોં નાક વીગેરેમાં ફીણવાળું પાણી નહી જેવું (બહુ થોડું) હોય છે. (આવા કેસમાં જીવની આશા વધારે રહે છે.)

**નદી** તળાવ કે કુવામાંથી મુડદુ મળતાં કરવાનો તપાસ:–તે તળાવ કુવો વીગેરેનાં મોં આસપાસ અથવા બાજુ ઉપર લોહીના ડાઘ કે વળગાઝુમીના નીશાન છે કે કેમ, મુડદું બહાર કાઢયા પછી તેના શરીર ઉપર કે વીશેષ કરી માથા ઉપર અને ગળા ઉપર કંઈ વાગવાના એંધાણો છે કે કેમ મુડદાની ચામડીની સ્થિતી કેવી છે? નરમ લાગે છે કે કકરી? (ખરેખર ડુબવાથી જીવ ગયો હશે અથવા જીવ ગયા પછી તુરતજ મુડદુ પાણીમાં નાંખ્યું હશે તો ચામડું ઘણું કરી કરકર લાગશે) મુડદાના હાથમાં કંઈ વસ્તુ પકડેલ તે કે કેમ? (હાથમાં ડાખલાં પાંદડાં વીગેરે સખત પકડી રાખ્યા હોય, નખમા રેતી માટી

સેવાળ વીગેરે ભરેલા હોય અને આ પદાર્થ જો પાણીમાંની જાતના હોય તો પાણીમાં ડુબવાથી મોત થવાનું અનુમાન થઇ શકે) મુડદાની મુઠી વળી ગએલ છે કે કેમ ? મુડદુ મળી આવેલ પાણીવાળી જગામાં પાણી કેટલું ઉંડું છે ? મરનાર પડતા ડુબી શકે તેમ છે કે કેમ. (પાણી ઓછું હોય તો પણ મુર્છા વીગેરેથી માણસ પાણીમાં પડી જાય તો મોત નીપજી શકે છે. મુડદુ પાણીમાં ઘણો વખત રહેતાં ફુલી જવાથી ઓળખવામાં આવતું ન હોય તો જમીનમાં ચોવીસ કલાક દાટી રાખવું ને ત્યાર બાદ બહાર કાઢવાંથી તે મુડદુ ઓલખી શકાય છે તેમજ જબરીથી માર્યાની નીશાનીઓ હસે તે પણ નજરે પડી શકે છે.)

ડુબવાથી મોત થવાના કેસમાં વૈદકીય અમલદારને પુછવાના સવાલો–૧–(બ), જગામાં રહેનાર (અ)નું શરિર તમે તપાસ્યું છે ? (૨) જો તપાસ્યું છે તો તમને શું માલમ પડયું ? ૩–મોત થવાનું શું કારણ તમે ધારો છો? તમારા સબબો કહી બતાવો. ૪–શરિર ઉપર જોર જુલમના કંઇ બહારના ચિન્હ હતા ? જો હતાં તો તેનુ બ્યાન કરો. ૫–શરિરનો વધારે તપાસ કરતાં તમારા જોવામાં જે અસ્વભાવીક દેખાવો આવ્યા હોય તેનું બ્યાન કરો ? ૬–મરનારના હાથમાં પકડેલા કે વાળમાં અથવા પવન જવાના ઠેકાણામાં અથવા શરીરના કોઇ પણ ભાગને વળગેલ ઝાડ તણખલા વીગેરે કંઇ બીજી ચીજો તમારા જોવામાં આવી છે. ૭–તમને પેટમાં કંઇ પાણી માલમ પડયું.

ગળે ફાંસો ખાઇ આતમઘાત–ગળે ફાંસો ઘાલી લટકવાથી જીવ ગયો હશે તો ફાંસીની દોરી કાપી નીચે ઉતાર્યા પહેલાં ફાંસી હશે તો કાઢયા પહેલાં જોવું કે મોં ઉપર કે મુખ્યત્વે કરીને હોઠ ઉપર તથા મુડદાની પાપણો કાળાસ કીંવા લીલાશ પર છે કે કેમ ? આંખો બહાર નીકળેલ છે ? જીભ ફુલીને બહાર આવી છે કે હોઠના અંદર દબાઇ ગઈ છે ? મોંમાંથી કે નાકમાંથી કંઈ પદાર્થ વહે છે કે કેમ, ને વહેતું

હશે તો તે કઇ તરફ વહે છે (ગળે ફાંસો ખાતા ચહેરાનો રંગ ફીકો પડી થોડા કલાક પછી આંખ પાપણુ વીગેરે આસમાની થઇ જાય છે ને તેથી વધારે વારે કાળો થઇ સુજી જાય છે. ફાંસો ખાવાથી પુરૂષની ઇંદ્રી જાગ્રત થાય છે, વીર્ય કે પૈસાબ બહાર નીકળેલ જોવામાં આવે છે, અને ઝાડો પણુ થઈ જાય છે) મુડદુ નીચે ઉતરાવ્યા પછી જોવું કે, ગળાની સ્થીતી કેવી છે? જેટલી જગામાં ફાંસી હશે એટલી સર્વ જગામાં ઇજા થઇ છે કે કેમ? ફાંસાનો કાપો કઇ તરફ પડેલ છે? કાપો ગોળ છે કે વાંકો ચુકો. મુડદાના હાથના આંગળાની સ્થીતી કેવી છે. અંગુઠા, હાથ બાજુ વાંકા વળી ગયા છે કે કેમ. જે કાપો હશે તે મળેલ વસ્તુથી થવા જેવો છે કે કેમ. (બની શકે તો તે વસ્તુ ડાકટર તરફ મોકલવી) મુડદાની સ્થીતી કેવી છે. ઝાડો પેસાબ થઈ અથવા રકતશ્રાવથી પહેરેલ વસ્ત્ર બગડેલ છે કે કેમ. (ગળામાં ફાંસો ઘાલી અથવા શ્વાસ બંધ કરી પ્રથમ જીવ ગયો હશે તો અથવા લીધો હશે અને પછી મુડદુ લટકાવેલું હશે તો ઉપર કહેલા કાપા એકથી વધારે થવા સંભવ છે અને કદાચ તે શીવાય મુડદુ ફાંસો ઘાલી લટકાવ્યાનો ગરદન ઉપર બીજો કાપો પણુ પડેલ હશે. મોંમાંથી અને નાકમાંથી દાઢી તરફ નીચેની બાજુમાં કંઈ વહેતું ન જણાય ને બીજી બાજુ તરફ વહેતું જણાય કે નિશાન દેખાય તો મુડદુ ઉંચકતી વખત બાજુએ પ્રવાહ વહેલો હોવાનું અનુમાન થઈ શકે. ગળુ દબાવ્યાથી કે ડુબાવ્યાથી જીવ ગયો હશે અને પછી મુડદુ લટકાવેલું હશે તો કદાચ ગળા ઉપર કાપો જણાઈ શકતો નથી. ગળા ફાંસો પોતાની જાતે ખાતાં જે ઓરડામાં મુડદુ પડયું હોય તેના બારણાને બંધ કરી અંદરથી સાંકળ વાસેલ હોય છે ને જે દોરડાથી ફાંસો ખાધો હોય તે તેના શરીરનો ભાર ઝીલી શકે તેવું હોય છે. મુડદા ઉપર મારહાણુના નીશાન કે કપડાં વીગેરે બાઝાબાઝી થઇ ફાટેલ જણાતા નથી. ફાંસો બાંધેલ જગા ફાંસો લેનારથી વધારે ઉંચાઈની હોય છે.)

ગળા ફાંસો દેવાથી કે ગુંગળાવીને મોત થયું હોય ત્યારે વૈદકીય

અમલદારને પુછવાના સવાલો-૧-બ, જગાના રહીસ મરનાર (અ) નું શરિર તમે તપાસ્યું છે. જો તપાસ્યું છે તો તમને શું માલમ પડયું. ૨-મોત શા કારણને લીધે થવાનું તમારી નજરમાં આવે છે. તમારા અભિપ્રાયના કારણ કહો. ૩-શરીર ઉપર બહાર કંઇ જોર જુલમની નિશાનીઓ તમારા જોવામાં આવી હતી. ૪-શરિરનો અંદરથી તપાસ કરતાં કંઇ અસ્વભાવીક દેખાવો તમારા જોવામાં આવ્યા. ૫-તમે શરીર દીઠું ત્યારે ગરદનની આસપાસ દોરડુ અથવા બીજી કંઇ ચીજ હતી. ૬-તમે જે નીશાની કે નીશાનીઓ દીઠી તે મુવા પહેલાં કે પછી થએલી, તે તમો કહી શકો છો. ૭-કેવી જાતની ચીજોથી મરનારને ફાંસો દીધેલો કે ગુંગળાવેલો તમારા ધ્યાનમાં આવે છે. ૮-જે નિશાની તમે દીઠી એ નીશાની આ દોરડુ અથવા બીજી ચીજ જે તમારા આગળ છે તેથી થએલ હશે. ૯-તમે ધ.રો છો કે આ દોરડે તેના શરિરનો ભાર ઝીલ્યો હશે. ૧૦-ગુંગળાવેલ હોય તો-જે હાની તમે કહી બતાવો છો તે કરવાને ઘણા જોર જુલમની જરૂર હશે.?

**મોત** સ્વહત્યાત્મક કે ખુન કરવાથી મોત થયું છે તે બહલ તપાસઃ-મરનારને સ્વહત્યા કરવા કંઇ કારણ હતું. લાસ જે ઓરડી અથવા ઘરમાં ટંગાએલી મળે તેના બારી બારણા અંદરથી બંધ હતાં કે બહારથી. મુડદાંના લુગડાં ફાટેલા છે કે તેની અવ્યવસ્થા થઇ છે. મુડદાના વાળ છુટા છે કે કેમ. ટાંગેલા માણસના અવયવો મરતી વખતે જે સ્થીતીમાં જોઇએ તે સ્થીતીમાં છે કે તેમાં ફેરફાર કરવામાં આવ્યો છે. મુડદાના શરીર ઉપર, દોરડા ઉપર કે જ્યાં મુડદુ પડેલ હોય ત્યાં લોહીના ડાઘ છે કે કેમ. મુડદા પર લોહી જખમ અથવા બીજા જોર જુલમની નીશાનીઓ છે કે કેમ. ગરદન ઉપર દોરડાથી થએલ નીશાની સાથે દોરડુ મળતું આવે છે? દોરડુ શરીરનો ભાર ઝીલવા જેટલું મજબુત છે?

**આત્મઘાત** કરવામાં પાંચ પ્રકારના ઝેર વપરાતાં ગણવામાં આવે

છે. ૧–દાહક (સલ્ફ્યુરીક એસીડ, હાઇડ્રોક્લોરીક એસીડ). ૨–ખનીજ વિષ, (સોમલ, હડતાળ, એન્ટમની, પારો, ચોખ્ખું રસકપુર, હીંગળો, કેલોમેલ, રેડઓકસાઇડ ઓફ મરકયુરી, તાંબાનું ઝેર મોરથોથુ. ૩–વનસ્પતી વિષ–(ચીત્રક, ભીલામા, આંકડાનું દુધ, થોરનું દુધ, નેપાળો, કણેર, ઝેરકોચલું, હાઇડ્રોસ્યાનીક એસીડ, ડીજીટેલીસ, કોનાયલા, ધંતુરો, ભાંગ, ગાંજો, વછનાગ, તમાકુ, અફીણ) ૪–માદક વિષ, (દારુ, ઇથર, કલોરોફોર્મ, કલોરલ હાઇડ્રેટ,) ૫–વિષવાળા જખમ (સર્પદંશ, વીંછી ડંસ વીગેરે)

**જખમ** કરવામાં આવી કરેલ આત્મઘાતઃ–જખમ કરી આત્મઘાત કરતાં જે હથીઆરથી જખમ થવાનું જણાય તે હથીઆર શોધી કાઢવું જોઇએ. પોતાના હાથે જખમ કરતાં તે ઉપર છલા ને બહુ કરી ઉપર હોય છે. પીઠના ભાગે જખમ જણાઈ આવતા નથી. જખમ કરતાં હથીઆર હાથમાં સજડ પકડેલ હોય છે; અગર હથીઆર ત્યાં નજીક ફેંકી દીધેલ જણાયે છે. બીજે કયાંઈ શરીરે જખમના નિશાન જણાતાં નથી. બંદુક પીસ્તોલ વગેરેનો અવાજ કરી જખમ કરેલ હોય તો શરીર ઉપર ફકત ગોળીનું એકજ છીદ્ર જણાય છે. અને છરાના જખમ હોય તો છરાના છીદ્રો જણાય છે. જખમ આસપાસ ચામડી વીદારેલ ને બળેલ જણાય છે. હાથ કાળો છતાં જખમ પણ કાળો જણાય છે. બંદુક વીગેરે તુરત ફુટેલ હોય તો દારુનો વાસ આવે છે, અને જખમ થએલ માણસ આસપાસ ગોળી, છરા, ડુચા, કાગળ, જે મળી આવે તે ધ્યાન દઇ તપાસવું જોઇએ. જખમ આકસ્મીક છે. પરહત્યાત્મક છે કે સ્વહત્યાત્મક છે તે બાબત તપાસ–૧–મુડદાનું સ્થળ. ૩–જખમની જાત. ૩–જખમની દીશા. ૪–જખમનો ફેલાવો. ૫–જખમની જગા. ૬–જખમની સંખ્યા. ૭–મુડદાની સ્થીતી. ૮–હથીઆરનું સ્થાન. ૯–હથીઆર ઉપર લોહીના ડાઘ છે કે કેમ ૧૦– લુગડાં ઉપર અને મરનારના નજીકનાં પદાર્થ ઉપર લોહીના ડાઘો છે કે કેમ?

**ગુન્હાઇત**–મોત–મેદાનમાંથી મુડદુ મળે ત્યારે કરવાનો તપાસ.

૧–મુંડદાને ઇજા થઈ હોય તો તે કેટલી અને કેવી છે ? તથા તે કેવી દેખાય છે ? ૨–જગાનો તપાસ. મુડદાની સ્થીતી તથા આસન–અને આસપાસ ચીજોનો તપાસ ૩–કંઈ હથિઆર લુગડાં વીગેરે જડે તો તેના ઉપર લોહી વીગેરેના ડાઘ છે કે કેમ ? (ડાઘ જણાય તો તે ચીજ કાગળમાં વીંટી મોહોર બંધ કરી ડાઘ કાયમ રાખવા અને તેને કંઇ કેસ લાગેલ હોય તો મુખ્યત્વે કરી લખી રાખીને કેસ સંભાળી રાખવા) ૪–તુરતનું જન્મેલ બાળક કોઇએ નાંખી દીધું હશે તો તે પ્રસંગે નાળની સ્થીતી, ને નાળ બાંધ્યો હશે તો તે જોઇ લખીરાખવું તેમ. તે છોકરાંને કંઇ ઇજા કર્યાની નિસાની છે કે કેમ તે પણ જોવું. ખુન કર્યા પછી મુડદું દાટેલ છે એવો શક આવેથી કરવાનો તપાસ–( દાટેલ મુડદું ખોદી કઢાવી તપાસ કરવા અધિકાર માજીસ્ટ્રેટને છે, પોલીસને નથી.) મુડદા ઉપર જબરદસ્તી કરવાની એધાણીઓ શી છે ? (મસ્તકની ખોપરી વિશેષ કરી તપાસવી) દાટેલ મુડદુ સ્ત્રી છે કે પુરૂષ? (તે જે ઉપરથી સમજાય તે તપાસવું અને દુંટી પેડુના બેઉ બાજુના હાડકા જડે તો દાકટર તરફ મોકલવા) દાટેલ મુડદાને ઝેર આપી મારી નાખવાનો શક આવે ત્યારે મુડદાનું માંસ કાયમ હોય તો મુડદાનો કોઠો તથા કાળજું કાઢી દાકટર તરફ મોકલવું. અનેકદી માંસ ન હોયતો કોઠાને ઠેકાણે મટોડીપડેલ હોયતે મટોડીકાઢી દાકટરતરફ મોકલવી. મુડદુ બાળી નાંખેલ હોય તો રાખોડીમાંથી હાડકાના કડકા જડે તે ભેગા કરી દાકટર તરફ મોકલવા અને મુડદુ જોતાંજ તે ઉપરના લક્ષણુ જોઇ લખી રાખવા જોઇએ. કેમદે મુદડુ કોહવાઇ ગયું એટલે લક્ષણો તાબડતોબ બદલાઇ જાય છે અને બીલકુલ જતાં પણ રહે છે.

ઝેર–બાબત કરવાનો તપાસ–૧–ચીન્હ, ૨–મરણોતર સ્વરૂપ, ૩–જનાવર ઉપર પ્રયોગ, ૪–રસાયન પરીક્ષા, ૫–શકદારની વર્તણુંક, (મરનાર માટે ખોરાક તૈયાર કરવામાં અથવા ઓસડ બનાવવામાં અને તેની માવજત કરવામાં આગળ પડતો ભાગ લેતો જણાય. ખોટૂં બહાનું કરી ઝેર વેચાતું લાવેલ હોય, ઉલટી વીગેરે પદાર્થની પરીક્ષા ન થાય એવા

હેતુથી ફેંકી દેવા ઉતાવળ કરતો જણાય, દાક્ટરના બદલે વૈદની મદદ લે, મુડદુ બાળવા કે દાટવા માટે ઉતાવળ કરતો હોય તેમજ પરીક્ષા કરાવવાના પદાર્થ તેણે જ્યાં ત્યાં ફેંકી દીધા જણાય.)

ઝેર–આપેલ હોય એવા કેસમાં વૈદકીય અમલદારને પુછવાના સવાલો—(૧) તમે બ, જગાના રહેવાસી મૈયત અ, નું શરિર તપાસ્યું. જો તપાસ્યું હોય તો તમને શું માલમ પડયું. (૧) તમારી નજરમાં મોતનું શું કારણ આવે છે. તે તમારા કારણ બતાવો. (૩) શરીર ઉપર જોર જુલમની કોઈ બહારની નીશાનીઓ તમારા જોવામાં આવી છે. જો આવી છે તો કહી બતાવો. (૪) શરિરની વધારે તપાસણી કરતાં કંઈ અસાધારણ દેખાવ તમોને માલમ પડયો છે. હોય તો કહી બતાવો. (૫) આ દેખાવો શાને લીધે થવાનું તમે કહો છો. રોગ, ઝેર, કે બીજું કારણ. (૬) જો ઝેરના લીધે તો કયા વર્ગનું ઝેર. (૭) કયું ઝેર વાપર્યું હશે. તે વિષે તમારો શો અભિપ્રાય છે. (૮) અમુક જાતના ઝેર દેવાથી જે દેખાવો નજરે પડે છે એ સિવાય બીજા કોઇ વીકારી દેખાવો તમારા જોવામાં આવેલ છે. આવ્યા હોય તો કહી બતાવો. (૯) આ કેસમાં જેવા દેખાવો તમોને માલમ પડયા તેને મળતા દેખાવો કોઇ રોગથી મુવા પછી થતા હોય એમ તમારા જાણવામાં છે. (૧૦) એ રોગમાં મુવા પછીના દેખાવો આ કેસમાં તમોને માલમ પડયા તે દેખાવોથી શી બાબતમાં જુદા હતા. (૧૧) જીવતા એ રોગના શા શા ચિન્હો છે. (૧૨) ફલાણી જાતના ઝેરથી જે દેખાવો ચાલુ હોય છે તેમાંના એવા કોઇ દેખાવ છે કે જે આ કેસમાં તમોને માલમ પડયા નથી. (૧૩) જે દેખાવો તમે કહ્યા તે દેખાવો મુવા પછી જે ફેરફાર પેટમાં સ્વભાવિક થાય છે તેથી તો થયા નહીં હોય. (૧૪) પેટ તથા આંતરડા ઉલટી અને ઝાડો થાય એવી સ્થીતીમાં હતાં. (૧૫) ફલાણી જાતનું ઝેર દેવાથી શા શા ચિન્હો જણાય છે. (૧૬) ઝેર લીધા પછી સાધારણ રીતે કેટલીવારે ચીન્હો શરૂ થાય છે. (૧૭) તે કેટલા વખતની અંદર પ્રાણઘાતક થાય છે. (૧૮) પેટ તથા

આંતરડાની અંદરનો ગર તમે રસાયણ શાસ્ત્ર સંબંધી પરિક્ષા થવા મોકલ્યો હતો. (૧૯) તે ગર શરીરમાંથી કાઢી લીધા પછી તરતજ તમારા દેખતાં શીલ કર્યો હતો. (૨૦) કેવા વાસણમાં તે સીલ કર્યો હતો. ને સીલ ઉપર શું કોતરેલું હતું. (૨૧) રસાયન શાસ્ત્ર સંબંધી પરિક્ષક પાસેથી તમોને જવાબ મળ્યો છે. જો મળ્યો છે તો હમણાં રજુ કરેલો રીપોર્ટ જે તમને જવાબ મળ્યો છે તે છે. (૨૨)ગર્ભસ્થાન કેવી સ્થીતીમાં હતું (આ પ્રસ્ન જો જુવાન સ્ત્રી હોય તો પુછવાનો છે)

**ખુનના**-કામે કરવાનો તપાસ—૧ જેનું ખુન થયાનું કહેવામાં આવતું હોય તે બરાબર મુવો છે કે કેમ? એ બાબત બનતી મહેનત કરી મુંડદુ શોધી કાઢવું, મુડદુ મળ્યા પછી તે મરનારનુંજ છે કે કેમ. તે રૂપ, કપડાં, દાગીના વીગેરે ઉપરથી તેમ મરનારના સગા સંબંધી વીગેરે આડોસી પાડોસીને બતાવી નકી કરવું ને પંચાતનામામાં પણ એની ખાત્રી કરવા બદલ ઉલ્લેખ કરવો. તપાસ કરતાં જો મુડદૂ ન જડે તો જેનું ખુન થવાનો વહેમ હોય તે મુવો છે એવું સાબીત થવા માટે બીજો જે પુરાવો મુડદા વગર મળે તે મેળવવો.

૨–તે બીજાના હાથથી મુવો છે કે કેમ? એ બદલ તપાસ કરતાં મુડદા ઉપરના જખમો તથા જુલમ થવાની બીજી જે નિશાનીઓ જોવામાં આવે તે પુર્ણપણે ને સ્પષ્ટ લખતા જવી. કે જુલમથી મોત થવાનું સિદ્ધ કરી શકાય. લોહીના ડાઘ કયા કયા છે. કયા હથીઆરથી ઘા કર્યો હશે. બાઝાબાઝી થયાની નીશાનીઓ કપડાં ઉપર, જમીન ઉપર કે બીજે કયાંઈ માલમ પડે છે કે કેમ; (પગલા પડેલ હોય તો તેનું માપ લેવડાવવું.) ભીંત ઉપર, મરનારના શરીર ઉપર, કપડાં ઉપર કે બીજે કયાંઇ ખુન કરનારના લોહીવાળા હાથ લાગેલા છે કે કેમ. ખુની ચીજો જેવી કે હથીઆર કપડાં કે બીજું કંઇ ખુન થએલ જગોએ પડી રહેલ છે કે કેમ. (જો તેવી ચીજ જડે તો સંભાળી રાખવી, તે મળેલ હથિઆરથી ખુન થયું છે કે કેમ તે પણ જોવુ) જખમવાગેલ

ઠેકાણેથી નીકળેલા લોહીના રેલા અંગ નીચે ઉતર્યા. ઉપર ચઢ્યા, કે બાજુએ ગયા છે, જખમ કયા ભાગ ઉપર, કેવી તરેહથી, કઇ બાજુથી વાગેલ હશે એ સર્વ બાબત તપાસ કરી પંચનામામાં લખવું. (એ હકીકતથી ખુન કેવી રીતે થયું, ખુન વખતે ખુન થએલ માણસ તથા ખુન કરનાર માણસ એ બંને કઇ કઈ જગોએ કેવી રીતે હતા તે જણાઈ આવે છે.)

જખમના કારણે મોત થવાના કેસમાં વૈદકીય અમલદારને પુછવાના સવાલો:-(બ) જગાના રહેનાર(અ)નું શરિર તમે તપાસ્યું છે જો તપાસ્યું છે તો તો તમને શું માલમ પડ્યું, ૨-મોત શા કારણથી થવાનું ધારો છો, તેના કારણ બતાવો, ૩-શરિર ઉપર જોર જુલમની બહારની નીશાનીઓ તમને કંઇ માલમ પડી, જો માલમ પડી હોય તો કહી બતાવો. ૪-આ હાની મુવા પછી કે પહેલાં કરી હશે, તે બાબત તમારો શો અભીપ્રાય છે તેના કારણ બતાવો. ૫-તમે શરિરને અંદરથી તપાસ્યું છે? જો કંઈ અસ્વભાવીક દેખાવો તમોને માલમ પડયા તે કહી બતાવો. ૬-તમે કહો છો કે મોતનું આ કારણ છે તો શાથી તે કારણ પ્રાણઘાતક થયું, ૭-તમને શરિરમાં કંઈ રોગ માલમ પડયો છે, ૮-જો માલમ પડયો છે તો તમારા ધ્યાનમાં બેસે છે કે મરનારને આ રોગ ન હોત તો પણ આ હાનીથી તેનો જીવ જાત, ૯-તમે ધારો છો કે આ રોગના દરદના લીધે આ હાનીમાંથી બચવાનો થોડો સંભવ હતો. ૧૦-આ બધી ઇજા એકઠી લઇએ તો (કે તેમાંની કોઇપણ) સાધારણ રીતે અને એકદમ જીવનું જોખમકર્ત્તા છે. ૧૧ એ હાની કંઇ હાથના જોરથી કે હથિઆરથી થએલ છે, ૧૨-જખમમાં તમને બીજું કંઇ માલમ પડયું છે, ૧૩-કેવી જાતના હથિઆરથી જખમ કર્યો હશે, ૧૪-એ હાનીઓ તમારા આગળ પડેલ હથિઆરથી થઇ જશે, ૧૫-આવી હાની થયા પછી મરનાર આગળ ચાલી શકત કે બોલી શકત. ૧૬-તમે રસાયન શાસ્ત્રના નિયમ પ્રમાણે અગર બીજી રીતે (આ ડાઘ અથવા હથિઆર કપડાં

વિગેરે) આ તમારી આગળ છે તે તપાસ્યાં છે. ૧૭–તમે માનો છો કે ડાઘ લોહીના છે, ૧૮–આ હાનીથયા પછી કેટલીવારે તમે ધારો છો કે મોત થયું હશે, ૧૯ જખમ કઇ દિશાએ હતો ને જખમી માણસથી જખમ કરનાર કેવી રીતે ઉભો હસે તે વિષે અભિપ્રાય બાંધી શકો છો, ૨૦ આવો જખમ કોઈ માણસ પોતાના શરિર ઉપર કરે એમ બની શકે તેના કારણો બતાવો. ૨૧–(બંદુક વીગેરે હોય એવા કેસમાં)જખમની બરોબર દિશા બતાવો. ૨૨–જખમના દેખાવ ઉપરથી માલમ પડતું હતું કે બંદુક શરિરની નજીકથી છોડવામાં આવેલ હતી કે કંઈ છેટેથી છોડવામા આવેલ હતી, ૨૩–જખમમાં તમને ગોળી કે બીજું કંઇ માલમ પડયું, ૨૪–તમને લાગે છે કે તમે ભુલથી અંદર પેસવાનું બાંકુ બહાર નીકળવાના બાંકાના બદલે લીધું હોય.

**૩–મારવાનો**–હેતું લુંટ કરવી, બદ કર્મની શંકા કે વેરનો બદલો લેવાનો હતો કે કંઈ બીજો હતો તે તપાસ કરવો. (ખુન થએલ મુડદા ઉપરના દાગીના કે બીજી કંઇ વસ્તુ ગઇ હશે તો લુંટવાનો હેતુ માની શકાય. માટે ખુન થતાં પહેલાં મરનાર પાસે દાગીના કીંવા પૈસા હતા કે કેમ. તે બાબતનો જે પુરાવો મળે તે મેળવવો. જો મુડદા ઉપર દાગીના વીગેરે કાયમ હશે તો લુટવાના હેતુથી ખુન થએલ હોવું ન જોઈએ ખુન થએલ જુવાન સ્ત્રી હશે તો બદ કર્મની શંકા એજ હોવું જોઇએ અને ખુન થએલ માણુસ સાથે કોઇની બોલચાલ થઇ હોય તો વેર લેવાનો હેતુ ગણી શકાય, અને ખુન કરવાનો બીજો કંઇ હેતુ હોય તો મરનારના સગા સ્નેહી વીગેરે તરફથી જાણી લેવું જોઇએ, ને તે જણાય તો તેનો પુરાવો મળી શકે છે. જો ખુન કરવાનો હેતુ ઘણા માણસનો જાણવામાં આવે તો તે ઠેકાણે અથવા ઠેકાણા નજીક તેમાંનો કયો માણુસ હતો કે જેનો હેતુ છતાં લાગ મળેલ હોય તે તપાસવું.

**ખુન** કરનાર પકડાઇ ગુન્હો કબુલ કરતો હોય ત્યારે તેનાથી કરવાનો તપાસઃ—એ ખુન કરનારને ખુન થયાં પહેલાં તથા પછી બાર

બાર કલાક વચ્ચેનો અને ખુન થયું તે વખતનો ખૂલાસો પુછવો,ખુન કરવાનો હેતુ શો હતો તે કરવા માટે કેવો વખત મળ્યો ખુન સંબધે શું શું થયું ખુન કરવા જતા અવલ અને કર્યા પછી તે કોને કોને મળ્યો તેમની સાથે શું શું બોલવું થયું જે હથિઆરથી ખુન કર્યું તેનું તેણે શું કર્યું તેની પોતાની કે મરનારની ચીજોનું શું કર્યું તે બદ્દલ ચોકસ તપાસ કરવો. ખૂની માટે કરવાનો તપાસ–ખુન પહેલાની તથા પછીની તેની વર્તણુંક, કોઇને મળેલ હોય તે કયે વખતે, ક્યાં શું શું બોલવું થયું, ખુન થયા પછી તે નાસી ગયો, સંતાઇ રહ્યો, લોહીના ડાઘ કાઢી નાંખવા પોતાના કપડાં કે હથિઆર ધોયાં કે કેમ શરીર ઉપર કંઇ બાઝાબાઝીના નીશાન છે કે કેમ; ને હોય તો તે બાબતમાં તે શું કહે છે, ખુન થયા પછી પોતના સ્નેહી કે પાડોસી વીગેરેને મળી કંઇ બોલ્યો હતો કે કેમ બોલ્યો હશે તો શું બોલેલ ખુન સાથે પોતાનો સંબંધ નથી એમ બતાવવા કોઇને સાહેદી પુરવા કહેલ કે કેમ તેને ખુનની ખબર ક્યારે અને કેવી રીતે મળી કોણે આપી ને તે વેળા તે શું બોલ્યો પોતા ઉપરનું તોહમત દુર થવા માટે તેણે બોલવામાં કે કંઈ કૃત્યમાં કંઇ બતાવ્યું કે કેમ તે બાબત તપાસ કરવો.

**બાળહત્યાના**–કેસમાં વૈદકીય અમલદારને પુછવાના સવાલો—૧ ફલાણી સાલની ફલાણી તારીખે પોલીસ અધિકારીએ તમારી પાસે મોકલેલ છોકરાનું શરીર તમે તપાસી જોયું હતું. જો તપાસ્યું છે તો તમને શું માલમ પડયું. ૨–તમે કહી શકો છો કે એ બાળક તદ્દન જીવતું જનમ્યું હતું કે મુવેલ જન્મેલ. ૩–તમારા અભિપ્રાયના કારણ કહો. ૪–મોત શાથી થયું તે તમારા જાણવામાં આવેલ છે. તમારા કારણ આપો, ૫–એ બાળક ગર્ભવાસમાં કેટલું રહેલું તમે ધારો છો, તેના કારણ આપો, ૬–બાળક ગર્ભવાસ બહાર કેટલું રહેલું તમે ધારો છો તેના કારણ આપો, ૭–જોર જુલમની કંઇ નિશાનીઓ

અથવા બીજા બહારના કંઇ અસાધારણ દેખાવો તમારા જોવામાં આવ્યા છે, આવેલ હોય તો બરોબર કહી બતાવો. ૮–તમે જોએલ નીશાનીઓ મુવા પછી કરેલ કે પહેલા, તેના કારણ આપો. ૯–તે અકસ્માત હતો કે કેમ. તે વિષે શું ધારો છો. તેના કારણ આપો. ૧૦ બાળકે શ્વાસ સંપુણ રીતે લીધેલો કે થોડો કે સમુળજ નહીં. ૧૧–ફલાણી ઓરત જે બાળકની મા કહેવાય છે તેનું શરિર તમે તપાસ્યું છે. જો તપાસ્યું છે તો તમારે માનવાનુ કારણ છે કે તેને હાલમાં છોકરૂં જનમ્યું હતું. ૧૨–એ બાળક કયારે જન્મેલ તેની તારીખ તમે કહી શકો છો. તેના કારણ આપો.

**લાસની**–ઓળખ બાબત–માણસની ઓળખ તલ, મસા, રસોળી, હાડકાના ભાંગી જવાથી અથવા ખસી જવાથી થએલ નીશાની, એક કે બંને આંખે ખોડ, ચાઠા, છુંદણા, હાથ પગે ઓછી વત્તી આંગળીઓ બીજી કંઇ અપંગતા અને ફોટોગ્રાફને મળતાપણું એ પરથી થઈ શકે છે. લાસ મુસલમાન પુરુષની હોય તો અગીઆર વરસનો દરેક સુનત કરેલ હોય. (યાહુદી પણ સુનત કરેલ હોય) મુંબઇ ઇલાકામાં મુસલમાન કદી પણ ઉપલો જમણો કાન વીંધાવતા નથી ને બંગાળા ઇલાકામાં બંને કાનની બુટી વીંધાવતા નથી, અંગરખાની કસો ડાબી બાજુ તરફ બાંધતા એ બાજુ તાપની અસરથી ડાઘ હોય છે, ડાબા નળા ને પગ ઉપર આંટણ હોય છે. શરીર ઉપર મેંદી હોય છે, મોંએ દાઢી કે માથે મુંડો હોય છે ને કોઇને આગળ બાબરી હોય છે. અંગ ઉપર તસ્વીર પહેરેલ હોય છે તેના પાસે ડમરો, પાંનડી હોવાની સુંગધ આવે છે. સ્ત્રી જાત હોય તો કાનના ઉપલા ભાગમાં ઘણા વીંધ હોય છે ને રૂપાના વેળીયા પહેરેલ હોય છે, બુલાક વીંધાવેલ હોય છે, શરીર ઉપર મેંદી હોય છે, જોડા પહેવારથી પગનો આગલો પંજો રૂપાળો હોય છે, શરીરે ત્રાંજવા છુંદણા કશું હોતું નથી, કાચની બંગડીઓ પહેરેલ હોય છે, ઇજાર પહેરેલ હોય છે (પારસણને ઇજાર ઉપર કમરે જનોઇ જોવામાં આવે છે) પડો પાંનડીની–ખૂશબો કપડામાંથી આવે છે–લાસ

હીંદુ પુરૂષની હોય તો અગીઆર વરસની ઉમરવાળાને બંને કાન વીંધાવેલ હોય છે. અંગરખાની કસ જમણી તરફથી બાંધતા સુર્યના પ્રકાશનો ડાઘ છાતી ઉપર જણાય છે, શરીર ઉપર ગલાલ કંકુ સિંદોર ચંદન કે મેશના ડાઘ હોય છે. માથા ઉપર ચોટલો કે ચોટલી હોય છે. મુંડો હોતો નથી ડોકમાં અંગ ઉપર કંઠી જનોઇ પહેરેલ હોય છે. સ્ત્રી જાત હોય તો, ભમરની વચ્ચે તથા શરીરના બીજા ભાગે છુંદણા હોય છે, હાથે ચુડો કે ચુડી હોય છે, ઉપલા કાનમાં ચાર વીંધ હોય છે અને તેમાં ઘણું કરીને સોનાના વેળીયાં પહેરેલ હોય છે નીચલા બંને કાનની બુંટ વીંધેલ હોય છે. નાકના ડાબા ફોયણા ઉપર વીંધ હોય છે, શરીર ઉપર કંકુ કાજળ સિંદોર વીગેરે લાલ રંગના ડાઘ જોવામાં આવે છે. સાડી એકવડી હોય છે. લાસ પુરુષની છતાં તે મોચી હોય તો છાતીના હાડકામાં થોડો અથવા ઘણો ખાડો હોય છે. હથેલીમાં અંગુઠા તરફ ચામડા કાપવાનું હથીઆર પકડતાં ઘસારો કે દબાણના નિસાન હોય છે ગાડી ચલાવનાર હોય તો. ઘોડાની રેન પકડતાં અંગુઠા અને તર્જની વચ્ચે આંટણુ હોય છે. કડીઆ કામ કરનાર હોય તો અંગુઠાનું ટેરવું તથા તર્જની ચપટી હોય છે, રંગારો છબી પાડનાર કે ચીતારો હોય તો હાથે ડાઘ હોય છે તે પરથી અનુમાન લેવાના છે.

ઝેર દેવાના પ્રયોગ કરનાર લોકો તથા તેની કૃતી—આ લોક સારા બળદની ગાડી ભાડે બાંધે છે. ગાડીવાળા સાથે રસ્તામાં પ્રીતિથી વરતે છે અને ખાવા પીવાનો પદાર્થ આપતાં ઝેર સોમલ અને કવચીત ધતુરો નાંખી આપે છે. ગાડીવાન બેભાન થઇ જાય છે. બરોબર બેભાન ન થાય તો ફરી પાણીમાં ઝેર નાંખી પીવરાવે છે. બેભાન થયા પછી ગાડીમાં ગલાટુંપો દઇ અગર માથામાં પથ્થર મારી મારી નાંખે છે. બાદ તેમના ઉપર પીછોડી ઓઢાડી સુતો હોય તેમ રાખી ગાડી બળદ શાથે લઇ જઇ વેચી નાંખે છે કેટલીકવાર મુંદડું બાળી નાંખે છે. સુવાઠી

રાખેલ મુસાફર હશે ભુખથાક વીગેરથી મરણ થએલ હશે એવો પોલીસ તપાસ ચલાવતાં ઝેર આપનાર છટકી જાય છે.

૩૦૩–જીવતા સુધી સમુદ્રપારની શિક્ષાના ગુન્હેગારે કરેલ ખુન. (વ. ક. ૨૮૯)

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહી માગણું થાય છે.

૩૦૪ ખુનથી ઉતરતા દરજાનો શીક્ષણીય મનુષ્ય વધ, જો જે કામથી મોત થયું હોય તે મોત આણવાના ઇરાદાથી કર્યું હોય (વ. ક. ૨૯૦)

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહી. માગણું થાય છે.

૩૦૪ અ–અવિચારનું અથવા ગફલત ભરેલું કામ કરી મોત આણવું (વ. ક. ૨૯૦)

**પ્રોશીજર**–સેસન કોર્ટ પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય છે માગણું થાય છે.

૩૦૫–કોઇ બાળક દીવાનો ચળેલો, જન્મથી ગાંડો કે કેફવાળો સખસ આત્મઘાત, કરે તેમાં મદદગારી કરવી (વ, ક. ૨૯૪)

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં.

૩૦૬–આત્મઘાત કરવામાં મદદગારી (વ, ક, ૨૯૪)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

૩૦૭–ખુનની કોશીશ કરવી (વ. ક. ૨૯૧)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે. માંગણું થાય છે.

જો તે કામથી કોઈ સખસને વ્યથા થાય તો.

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે

જન્મટીપના ગુન્હેગારે ખુનની કોશીશ કરવી જો તેથી વ્યથા થાય તો

પ્રોશીજર–ઉપર પ્રમાણે.

૩૦૮ શિક્ષણીય મનુષ્ય વધની કોશીશ (વ. ક. ૨૯૨)

પ્રોશીજર–સેસન કોર્ટ ઇનિસાફ કરે, જામીન લેવાય છે.

જો તે કામથી કોઇ સખસને વ્યથા થાય તો (વ. ક. ૨૯૨)

પ્રોશીજર–ઉપર પ્રમાણે.

૩૦૯–આત્મઘાત કરવાની કોશીશ (વ. ક. ૨૯૩)

પ્રોશીજર–પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનિસાફ કરે, જામીન લેવાય છે.

(આ સંબંધે જુઓ કલમ ૩૦૨ નીચે આપેલી ટીપ)

ફેંસલા–આત્મઘાત કરવાનો ઇરાદો કીધાથી કોશીશ કરી કહેવાય નહીં, પણ આત્મઘાત કરવા સારૂ કઇ કૃત્ય કરેલ હોય તોજ આત્મઘાત કરવાની કોશીશ કહેવાય (મદ્રાસ ૫) આત્મઘાત કરવો એટલે પોતાનું મોત આણવાના કારણસર કંઈ કૃત્ય અથવા વર્જન કરવું જેમકે ખાવાનું ન લેવું, ને ભુખે મરવું (એલ. ટી. ૩૩૨)

૩૧૦—ઠગ, આ આકટ પસાર થયા પછી કોઇપણ વખતે જે માણસ ખુનના ઉપાયથી અથવા ખૂનની સાથે અપહરણ અથવા છોકરાં ચોરવાનો ગુન્હો કરવાના કારણસર નીત્ય કોઇ બીજા માણસ અથવા માણસોની જોડે મળેલો રહેશે તે માણસને ઠગ સમજવો (વ. ક. ૨૯૫)

૩૧૧—ઠગ હોવું (વ. ક, ૨૯૬)

પ્રોસીજર—સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં માગણ થાય છે,

૩૧૭—કોઇ બાર વરસથી ઓછી ઉમરના બચ્ચાંને તેના માબાપે અથવા જે સખસના હવાલામાં તે બચ્ચુ હોય તે સખસે તેને બીલકુલ તજી દેવાના ઇરાદાથી ખૂલ્લું મુકવું (વ. ક. ૩૦૨)

પ્રોશીજર—સેસન કોર્ટ પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ

ઇનસાફ્ કરે જામીન લેવાય છે. માગણું થાય છે.
(આ કલમ સને ૧૯૨૩ ના આક્ટ ૧૮ ની કલમ ૧૫૯ થી સુધરી છે)

**ફેંસલા**—આ કલમ મુજબ ગુન્હો થવા સારુ તે બાળકને બીલકુલ તજી દેવાનો ઇરાદો હોવો જોઇએ અને તેમાં બાળકને ઇજા થવાની જરૂર નથી (૨૪ મદ્રાસ ૬૩૨ )

**૩૧૮**—મુડદું છાની રીતે વગે કરી દઇને જન્મ છુપાવવો (વ.ક. ૩૦૩ પ્રમાણે વડોદરા રાજ્યમાં વગર વારંટે પકડવા અધિકાર નથી.)

**પ્રોશીજર**—સેસન કોર્ટ પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનિસાફ્ કરે, જામીન લેવાય છે.
(આ કલમ સને ૧૯૨૩ ના આક્ટ ૧૮ ની કલમ ૧૫૯ થી સુધરી છે.)

**૩૨૦**—નીચે લખેલા પ્રકારની વ્યવથાને મહાવ્યથા એવું નામ આપેલું છે.

(૧) પુરૂષત્વનો નાશ (૨) બેમાંથી કોઇપણ આંખની જોવાની શકતી જાથુ જવી (૩) બેમાંના કોઇપણ કાનની સાંભળવાની શકતી જાથૂ જવી (૪) કોઇ અવયવ અથવા સાંધો જવો (૫) કોઇ અવયવ અથવા સાંધાની શકતી નાશ થવી કે તેની જાથુ ક્ષીણુતા થવી (૬) ડોકાની અથવા ચ્હેરાની જાથુ બદસીકલ થવી (૭) કાંઈ હાડકાનુ અથવા દાંતનુ ભાંગવું કે ખસી જવુ (૮) જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે અથવા જેથી વીસ (૨૦) દીવસની મુદત સુધી વ્યથા થએલ માણસને શરીરનું ભારે દુઃખ ખમવું પડે અથવા તે પોતે હંમેશનો ધંધો કરવાને અશક્ત રહે એવી કોઈ પણ વ્યથા (વ. ક. ૩૦૭)

**મહાવ્યથા** ના કેસમાં વૈદકીય અમલદારને પુછવાના સવાલો ૧ તમે ફલાણા માણસને તપાસ્યો છે, જો તપાસેલો હોય તો તમને જે માલમ પડયુ હોય તે કહો, ૨ જોર જુલમના જે ચીન્હ તમારા જોવામાં આવ્યા હોય તેનું સંભાળથી બ્યાન કરો ૩ તમારા ધ્યાનમાં

કઈરીતે ઇજા પહોંચેલી લાગે છે, જો હથીઆરથી તો કંઈ જાતનું હથીઆર વાપરેલ તમો ધારો છો (૪) તમો ધારો છો કે જે હથીઆર તમને બતાવવામાં આવે છે તે હથીઆરથી હાની થઇ હશે (૫) એ જખમની કઇ દીસા હતી, જખમી માણસથી જખમ કરનાર માણસ કેવી રીતે ઉભો હશે એ વિષે અભિપ્રાય તમોં બાંધી શકો છો? (૬) તમો ધારો છો કે એવો જખમ કોઇ માણસ પોતે પોતાના શરીર ઉપર કરી શકે? એ બાબત તમારાં કારણ બતાવો (૭) તમો ધારો છો કે એ હાની મહાવ્યથા માટે જે વ્યાખ્યા છે તેમાના કોઇ પ્રકારની હતી એ બાબતનાં તમારા કારણ આપો (૮)તમે ધારો છો કે હાની પામેલો સખસ હવે નિર્ભય છે (૯) ફલાણા હથીઆરથી એ હાની થઈ એમ કહે છે તો જે રીતે કહે છે તે રીતે હાની થએલ હશે (૧૦) તમે ડાગ હથીઆર કપડાં વીગેરે ઉપર હમણાં જે તમારી આગળ છે તે રસાયણ શાસ્ત્રની રીતે તપાસ્યા છે (૧૧) તમે માનો છે કે ડાઘ લોહીના છે.

**૩૨૨**—કોઈ માણસ બુદ્ધીપૂર્વક વ્યથા કરે અને જે વ્યથા કરવાનો તેનો ઇરાદો હોય અથવા જે વ્યથા થવાનો પોતાથી સંભવ તેના જાણ્યામાં હોય તે વ્યથા અગર મહાવ્યથા હોય તથા જે વ્યથા તે કરે તે વ્યથા મહાવ્યથા હોય તો તે માણસે બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરી એમ સમજવુ.

**ખુલાસો**—કોઇ સખસ આ બને વાત કરે એટલે મહાવ્યથા કરે તથા મહાવ્યથા કરવાનો ઇરાદો કરે અથવા મહાવ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તોજ તેને બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરી એમ સમજવુ નહીં તો નહિ, પણ અગર એક પ્રકારની મહાવ્યથા કરવાનો ઇરાદો કરીને અથવા એક પ્રકારની મહાવ્યથા પોતાથી થવાનો સંભવ જાણ્યા છતાં તે ખરેખર બીજા પ્રકારની મહાવ્યથા કરે તો તેણે બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરી એમ સમજવુ (વ. ક. ૩૦૮)

**૩૨૪—ભયંકર શસ્ત્રઅથવા સાધન વડે બુદ્ધિપૂર્વક વ્યથા કરવી** (વ. ક. ૩૧૩)

**પ્રોસીજર**—સેસન કોર્ટ પ્રેસીડન્સી, પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય છે કોર્ટની પરવાનગીથી ગુન્હો માંડીવાળી શકાય, માંગણુ થઇ શકે છે.(માંડીવાળવાની બાબત જુઓ) (ધી. ક્રી. પ્રો. કો. ક–૩૪૫મી)

**ફેંસલો** નાની ચાકુ પણ હથીઆર છે (૧૯ મુંબઈ ૫૮૦)

**ઝેર**—એટલે જે વસ્તુ ખવાડવાથી તનદુરસ્તી અથવા જીંદગીને હાની થાય તે વસ્તુ (૫, ક્યુ, બી, ડી ૩૦૭) ધતુરો ખવડાવ્યાથી સાધારણ રીતે મોત થાય છે જો ધતુરો મોટા જથ્થામાં ખવડાવ્યો હોય અને મોત થાય તો ખુનનું તોહમત રહી શકે (૩૧ અલ્હાબાદ ૧૪૮)

**૩૨૫**—બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવી (વ, ક, ૩૧૨)

**પ્રોસીજર**—ઉપરની કલમ પ્રમાણે,
(માંડીવાળવા બાબત જુઓ ક્રી, પ્રો. કો. ક. ૩૪૫મી)

**૩૨૬—ભયંકર** શસ્ત્ર અથવા સાધન વડે મહાવ્યથા કરવી. (વ. ક, ૩૧૩)

**પ્રોશીજર**-સેશન કોર્ટ પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં. માંગણું થાય છે.

**૩૨૭**-જબરાઇથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ કહડાવવા સારૂ અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ કામ અથવા જે કામથી ગુન્હો કરવો સહેલ થાય એવું કામ કરાવવા સારૂ બુદ્ધિ પૂર્વક વ્યથા કરવી (વ. ક. ૩૧૪.)

પ્રોશીજર-ઉપર પ્રમાણે.

**૩૨૮**-વ્યથા કરવાના ઇરાદાથી બેહોશ કરે એવી વસ્તુ ખવડાવવી વીગેરે (વ, ક. ૩૧૮)

**પ્રોશીજર**—સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં માગણું થાય છે,

**ફેંસલા**-ઝેર પેટમાં ગયું હોય તો તે આપેલું અથવા લેવડાવેલું કહેવાય જો મોંમાંથી કાઢી નાંખ્યું હોય તો ઝેર આપેલું અથવા લેવડાવેલું કહેવાય નહીં (૩૧ એલ, જે એમ, ૧૪૫) આ કલમમાં બીજી એ શબ્દ વાપરેલ છે તે વસ્તુ અવગુણ કરે તેવી હોવી જોઇએ, (૧ વી, રી, ૭)

**૩૨૯**—જબરદસ્તીથી કંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ કઢાવવા અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ કામ અથવા જે કામથી ગુન્હો કરવો સહેલ થાય એવું કામ કરાવવા સારૂ બુદ્ધિપુર્વક મહા વ્યથા કરવી. (વ, ક. ૩૧૪)

**પ્રોશીજર**—ઉપરની કલમ પ્રમાણે,

**૩૩૦**—જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કંઇ ખબર મેળવવા કે મીલકત પાછી અપાવવા સારુ બુદ્ધિપુર્વક વ્યથા કરવી,(વ.ક.૩૧૫)

**પ્રોશીજર**—સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય છે, માગણું થાય છે,

**૩૩૧**—જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કંઈ ખબર મેળવવા કે મીલકત પાછી અપાવવા શારૂ બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવી.(વ,ક,૩૧૫)

**પ્રોશીજર**—સેશન કોર્ટ ઇનિસાફ કરે, જામીન લેવાય નહીં, માંગણું થાય છે,

**૩૩૨**—કોઈ શરકારી નોકરને ડરાવીને તેને કામ કરતો બંધ રાખવાને બુદ્ધિપુર્વક વ્યથા કરવી, (વ. ક. ૩૨૮)

**પ્રોશીજર**—સેસન કોર્ટ પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે. જામીન લેઇ શકાય છે, માંગણું થાય છે

**ફેંસલો**—જેઓ ખરેખર સરકારી નોકર હોય તેમનેજ આ કલમ લાગુ પડેછે સરકારી નોકર સાથે બીજા લોકો ગયા હોય તેમને

આ કલમનો લાભ મળતો નથી (૧, વેર ૩૪૫) સરકારી નોકર પોતાના ઓદ્ધાનો અમલ કાયદેસર રીતે ચલાવતો હોય તોજ આ કલમનો લાભ તેને મળી શકે છે. (૧૮ અલ્હાબાદ ૨૪૬)

**૩૩૩**–કોઇ સરકારી નોકરને ડરાવીને તેનું કામ કરતો બંધ રાખવાને બુદ્ધિપુર્વક મહાવ્યથાં કરવી. (વ. ક. ૩૨૮]

**પ્રોશીજર**–સેશન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે.

**૩૩૫**–ભારે અથવા આકસ્માત ક્રોધ ઉત્પન્ન થયેથી ક્રોધ ઉત્પન્ન કરનાર સીવાય બીજાને વ્યથા કરવાનો ઇરાદો નહીં છતાં મહાવ્યથા કરવી (વ. ક. ૩૧૨)

**પ્રોશીજર**–સેશન કોર્ટ પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે, કોર્ટ પરવાનગી આપે તો માંડીવાળી શકાય છે, (માંડીવાળવા બાબત ક્રી પ્રો. કો. ૩૪૫મી)

**૩૩૬**–જેકામથી માણુસની જીંદગી જોખમમાં આવે અથવા બીજાઓની શરીર સલામતી જોખમમાં આવે તેવું કામ કરવું. (વ.ક. ૩૧૬)

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ત્રેટ ઇનસાફ કરે. જામીન લેવાય છે.

**૩૩૭**–માણુસની જીંદગી જોખમમાં આવે એવું કૃત્ય કરીને વ્યથા કરવી, (વ. ક. ૩૧૭)

**પ્રોશીજર**-પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે. કોર્ટની પરવાનગીથી માંડીવાળી શકાય. (માંડીવાળવા બાબત જુઓ ક્રી. પ્રો. કો. ૩૪૫)

**૩૩૮**–માણુસની જીંદગી જોખમમાં આવે એવું કામ કરીને મહાવ્યથા કરવી. (વ. ક. ૩૧૭)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૩૩૯**–જે કોઇ સખસનો જેણીમેર જવાનો હકક હોય તેણીમેર

જતો તે સખસ અટકે એવી રીતે જે માણસ તે સખસને બુદ્ધિપુર્વક હરકત કરે તે માણસે તે સખસને ગેરવાજબી અટકાવ કર્યો એમ સમજવું.

**અપવાદ**–જમીન અથવા પાણી ઉપરથી જવા આવવાનો કાંઈ ખાનગી રસ્તો હોય અને તે રસ્તો બંધ કરવાનો મારો કાયદા મુજબ હક્ક છે એમ જે સખસ શુદ્ધબુદ્ધિએ માનતો હોય તે સખશે તે રસ્તો બંધ કરવો એ આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો નથી (વ. ક. ૩૩૬)

**૩૪૦**–ગેરવાજબી કેદ એટલે કોઇ સખસ મુકરર કરેલી ચોતરફી હદની બહાર જતો અટકે એવી રીતે જે માણુસ તે સખસને અટકાવ કરે તે માણુસે તે સખસને ગેરવ્યાજબી કેદ કર્યો એમ સમજવું. (વ. ક. ૩૩૭)

**ફેંસલા**–ગેરવાજબી અટકાવ અને ગેરવાજબી કેદમાં તફાવત કોઇ માણસને અમુક દીશા તરફ જવાનો હક હોય તે દિશા તરફ જતાં તેને અટકાવી શકાય એવી રીતે જ્યારે તેને બુદ્ધિપૂર્વક અટકાવ કરવામાં આવે ત્યારે તેને ગેરવ્યાજબી અટકાવ કર્યો એમ કહેવાય અને જ્યારે અમુક ચોતરફ હદની બહાર જતાં કોઇ માણુસને અટકાવી શકે એવી રીતે ગેરવાજબી અટકાવ કરવામાં આવે એટલે તે ગેરવ્યાજબી કેદ કહેવાય (૧૩ મુંબઈ ૩૭૬) કોઇ સખસને કાયદાની સમજ ભુલથી અથવા વહીવટથી પકડયાની તકરાર ચાલે નહી (૧૯ મુંબઈ ૭૨) કોઇ સખસને કાયદેસર પકડયો હોય તોપણ , કાયદા વિરૂદ્ધ અટકાવવામાં રાખ્યો હોય તો ગેરવ્યાજબી કેદનો ગુન્હો થાય છે (૭. વી. રી. ૩)

**૩૪૧**–કોઇને ગેરવ્યાજબી અટકાવ કરવો (વ. ક. ૩૩૮)

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે. જામીન લેવાય છે. ગુન્હો માંડીવાળી શકાય છે.

(માંડી વાળવા બાબત જુઓ ક્રી. પ્રો. કો. ક. ૩૪૫ મી)

**૩૪૨**–કોઇને ગેરવ્યાજબી કેદ કરવો (વ. ક. ૩૩૯)

પ્રોશીજર–પ્રેસીડનસી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે, જામીન લેવાય છે. ગુન્હો માંડીવાળી શકાય છે.

(માંડી વાળવા બાબત જુઓ. ક્રિ. પ્રો. કો. ક, ૩૪૫ મી)

૩૪૩–ત્રણ અથવા વધારે દીવસ. ગેરવ્યાજબી કેદ કરવો (વ.ક. ૩૩૯)

પ્રોશીજર–પ્રેસીડન્સી, પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે. કોર્ટની પરવાનગીથી ગુન્હો માંડી વાળી શકાય છે

(ગુન્હો માંડી વાળવા બાબત જુઓ ક્રી. પ્રો. કો, ક. ૩૪૫ મી)
(આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૧૫૯થી સુધરી છે)

૩૪૪–દસ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદ કરવો (વ. ક, ૩૩૯)

પ્રોશીજર–સેસન કોર્ટ, પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

ટીપ–ગેરવ્યાજબી કેદ કરેલ સખસની શોધ માટે વારંટ કાઢવા માજીસ્ટ્રેટને અધીકાર છે. ક્રી. પ્રો, કો. ક, ૧૦૦

૩૪૬–છાંની ગેરવ્યાજબી કેદ (વ, ક, ૩૪૦)

પ્રોશીજર–સેસન કોર્ટ પ્રેસીડન્સી કે પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે કોર્ટની પરવાનગીથી ગુન્હો માંડી વાળી શકાય છે,

(ગુન્હો માંડીવાળવા બાબત જુઓ ક્રિ, પ્રો, કો, ક, ૩૪૫ મી)
(આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૧૮ની કલમ ૧૫૯થી સુધરી છે.)

૩૪૭–જબરદસ્તીથી કંઇ મીલકત કઢાડવાના અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કરાવવા વીગેરેના કારણસર ગેરવ્યાજબી કેદ (વ, ક, ૩૪૧)

પ્રોશીજર–સેસન કોર્ટ, પ્રેસીડન્સી, પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે, માગણું થાય છે.

૩૪૮-જબરદસ્તીથી કબુલત કરાવવાના અથવા કાંઈ મીલકત પાછી અપાવવા વીગેરેના કારણસર ગેરવ્યાજબી કેદ (વ, ક, ૩૪૨)

પ્રોશીજર-સેસન પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે , માગણું થાય છે,

૩૫૩-કોઇ સરકારી નોકરને ડરાવીને તેનું કામ કરતો બંધ રાખવાને હુમલો કરવો અથવા સાપ્રાધ. બળ વાપરવું, (વ, ક, ૩૨૮)

પ્રોશીજર-પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે.

૩૫૪—કોઇ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી તેની ઉપર હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવુ (વ, ક, ૩૨૯)

પ્રોશીજર—ઉપરનીં કલમ પ્રમાણે.

ફેંસલા—કોઇસ્ત્રીની છાતી ઉપર હાથ નાંખવો તેના પહેરેલા કપડાં કહાડી નાંખવા વિગેરે નિર્લજ્જ કૃત્ય કીધું હોય તો ને સ્ત્રીની લાજ લીધી એમ કહેવાય (૧, મુડ, ૧૯) સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી અથવા પોતાના કૃત્યથી લાજજવા સંભવ છે, એમ જાણ્યા છતાં તે કૃત્ય કીધુ હોય તોજ ગુન્હો થાય છે (૨૪ કલકત્તા ૮૮૬) આ ગુન્હાનું તોહમત મુકવુ શહેલ છે ને તે ખોટૂં પાડી આપવું મુશ્કેલ છે અને ઘણી વખતે એવા તોહમતની ખોટી ફરીઆદ થાય છે તેથી આવા ગુન્હામાં બનતાં સુધી તે સ્ત્રી સિવાય સ્વતંત્ર પુરાવો હોવો જોઇએ અથવા તો તેની વર્તણુંક અને આજુ બાજુની હકીકત સંભવીત છે કે નહીં, તે જોવું જોઇએ (૧૮૯૪, અ, બ, રી, ૨૨૯)

૩૫૬—કોઇ સખસે કાંઇ વસ્તુ પહેરી હોય અથવા લઈ જતો હોય તે વસ્તુની ચોરી કરવાની કોશીશ કરવામાં હુલ્લો કરવો અથવા સાપ્રાધ બળ વાપરવું [વ, ક, ૩૩૧)

પ્રોશીજર—કોઇપણ માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં

૩૫૭— કોઇ સખસને ગેરવ્યાજબી કેદ કરવાની કોશીશમાં હુમલો કરવો અથવા સાપ્રાધ બળ વાપરવુ (વ, ક, ૩૩૨)

પ્રોશીજર–કોઇપણ માજીસ્ટ્રેટ ઇનિસાફ કરે જામીન લેવાય છે, આ ગુન્હો કોર્ટની પરવાનગી માંડીવાળી શકાય

(માંડી વાળવા બાબત જુઓ ક્રી, પ્રો, કો ક, ૩૪૫ મી)

(આ કલમ સને ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૧૫૯થી સુધરી છે,)

૨૫૯–મનુષ્ય હરણ બે પ્રકારનું છે એક બ્રીટીશ ઇન્ડીઆમાંથી અને બીજું કાયદેસર વાલીના હવાલામાંથી (વ, ક, ૩૪૩)

૩૬૦—જે માણસ કોઇ સખસને તે સખસની રજામંદી સિવાય અથવા તે સખસની વતી રજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખત્યાર હોય તેવા કાંઇ સખસની રજામંદી સિવાય બ્રીટીશ ઇન્ડીઆની હદની બહાર લઈ જાય તે માણસે બ્રીટીશ ઇન્ડીઆમાંથી તે સખસનું હરણ કર્યું એમ સમજવું (વ. ક. ૩૪૪)

૩૬૧—ચૌદ વરસથી ઓછી ઉમરના કોઇ છોકરાને અથવા સોળ વરસથી ઓછી ઉમરની કોઈ છોકરીને અથવા કોઇ દીવાના સખસને કાયદેસર વાલીના હવાલમાંથી તે વાલીની રજામંદી સિવાય જે માણસ લઈ જાય અથવા ફોસલાવીને તેડી જાય તેણે તે બાળક અથવા સખસનું કાયદેસર વાલીના હવાલમાંથી હરણ કર્યું એમ સમજવું,

ખુલાસો—આ કલમ મધ્યે "કાયદેસર વાલી" એ શબ્દો લખ્યા છે તે શબ્દો તે બાળક અથવા તે બીજા સખસને રાખવાનું અથવા તેની સંભાળ કરવાનું કામ કાયદા મુજબ જે સખસને સોંપ્યુ હોય એવા કોઇપણ સખસને સમાશેશ થાય છે.

અપવાદ–કોઈ સખસ શુદ્ધ બુધ્ધીથી એમ માનતો હોય કે લગ્ન સંબંધ વિના ઉત્પન્ન થએલા ફલાણાં બચ્ચાનો હું બાપ છું અથવા શુદ્ધ બુદ્ધીએ એમ માનતો હોય કે તે બચ્ચાંને કાયદેસર હવાલામાં

રાખવાનો મારો હક છે અને તે સખસ અગર કાંઈ અનીતી અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ કારણસર એવું કામ ન કરે તો તેના કામને આ કલમ લાગુ પડતી નથી. (વ. ક. ૩૪૫)

**૩૬૨**–મનુષ્ય નયન એટલે કોઇ સખસને કોઈ જગેથી જવાને જે માણસ બળથી જરૂર પાડે અથવા કાંઇ ફરેબી ઇલાજોથી લલચાવે તે માણસે તે સખસનું નયન કર્યું એમ સમજવું. (વ. ક. ૩૪૬)

મનુષ્ય હરણ અને મનુષ્ય નયનમાં તફાવતો.

**મનુષ્ય** નયનમાં જે સાધનોનો ઉપયોગ કરવામાં આવે છે તેજ બરદસ્તી અને ફરેબીવાળા હોય છે. જ્યારે મનુષ્ય હરણમાં તેવાં કાંઇ પણ સાધનો હોતાં નથી. મનુષ્ય નયન ગમે તેટલી ઉમરનો માણસ હોય તેનું પણ થઇ શકે જ્યારે મનુષ્ય હરણના પ્રસંગે સગીર અથવા દીવાનો સખસ હોવો જોઇએ (૪. અલ્હા. લો. જ. ૪૮૨)

**૩૬૩**–મનુષ્ય હરણ કરવું (વ. ક. ૩૪૭)

**પ્રોશીજર**–સેસન પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે જામીન લેવાય છે માગણું થાય છે.

(આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૧૮ ની કલમ ૧૫૯થી સુધરી છે)

**ફેંસલો**–મા પણ પોતાના બાળકનું મનુષ્ય હરણ કરી શકે મનુષ્ય હરણનો ગુન્હો ચાલુ ગુન્હો નથી. (૧૯૧૧. પે. લો. રી. ૫૬)

**૩૬૪**–ખુન કરવા માટે મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયન (વ. ક. ૩૪૮)

**પ્રોશીજર**–સેસન કોર્ટ, ઇનસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે.

**૩૬૫**–કોઇ સખસને છાની અને ગેરવ્યાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી તેનું હરણ અથવા નયન કરવું. (વ. ક. ૩૪૯)

**પ્રોશીજર**–સેસન કોર્ટ પ્રેસીડેનસી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે.

**ફેંસલો**–આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત માનવા સારૂ મનુષ્ય નયન થયું તે સખસને છાની રીતે કાયદા વિરૂદ્ધ કેદ રાખવાનો આરોપીનો ઇરાદો હતો એ વાત સ્પષ્ટ સાબીત થવી જોઇએ. (૧૮. ક. લો. જ. ૫૭૮)

**૩૬૬**–કોઈ સ્ત્રીના જુલમથી લગ્ન કરાવવા અથવા તેની ઉપર જુલમ કરાવવો વીગેરે કારણસાર તે સ્ત્રીનું હરણ અથવા નયન કરવું (વ. ક. ૩૫૦)

**પ્રોશીજર**—સેસન કોર્ટ ઇનિસાફ કરે. જામીન લેવાય નહીં માગણું થાય છે.

**૩૬૬–(અ)**–અનીતીના કારણસર નાની ઉમરની છોકરી મેળવવી. (વ. ક. નથી)

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનિસાફ કરે, જામીન લેવાય નહીં.

(આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૨૦ થી સુધરી છે)

**૩૬૬–(બ)**–પર રાજ્યમાંથી છોકરી લાવવી (વ. ક. નથી)

**પ્રોશીજર**–ઉપર પ્રમાણે

(આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૨૦ થી સુધરી છે)

**૩૬૭** કોઈ સખસને મહાવ્યથા થાય તેને ગુલામ કરવામાં આવે વીગેરે કારણસર તેનું હરણ અથવા નયન કરવું (વ. ક. ૩૫૧)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે માગણું થાય છે.

**૩૬૮**—હરણ થએલા સખસને સંતાડવો અથવા કેદમાં રાખવો (વ. ક. ૩૫૨)

**પ્રોશીજર**—સેસન કોર્ટ પ્રેસીડનસી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં માગણું થાય છે.

(આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૧૮ની કલમ ૧૫૯ થી સુધરી છે.

**ફેંસલા**—આ કલમ જે સખસે હરણ અથવા નયન કીધું હોય તે સખસ સિવાય બીજા સખસને લાગુ પડે છે (૬. વી. રી. ૧૭)

**૩૬૯**–કોઈ બચ્ચાંના શરીર ઉપરથી કંઇ મીલકત ચોરવાના ઇરાદાથી તે બચ્ચાંનું હરણ અથવા નયન કરવું (વ. ક. ૩૫૩)

**પ્રોશીજર**-સેશન કોર્ટ, પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં, માંગણું થાય છે.

**૩૭૧**-નિત્ય ગુલામનો વેપાર કરવો. (વ. ક. ૩૫૫)

**પ્રોશીજર**-સેશન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં. માંગણુ થાય છે.

**ફેંસલા**-ગુલામ એટલે જે સખસને કંઇપણુ હકક અથવા દરજો ન હોય અને જેને બીજો સખસ પોતાની એક મીલકત તરીકે ગણુતો હોય અથવા જે બીજા સખસની મીલકત થઇ શકે અને તેના માલીકને તે સખસને વેચવાનો અથવા બક્ષીસ દાખલ આપવાનો અથવા બીજી રીતે નીકાલ કરવાનો અને તેની જીંદગી ઉપર હકક હોય અને તે બદલ તે માલિક કોઇ કાયદેસર અધિકારીનો જવાબદાર ન હોય તો તે સખસ ગુલામ કહેવાય (૨ અલ્હાબાદ ૭૨૩ ફુલ બેંચ) જ્યારે એક સખસને બીજા સખસની જીંદગી તેની મીલકત અને તેની સ્વતંત્રતા ઉપર સંપુર્ણ સત્તા હોય ત્યારે તે સખસ ગુલામ કહેવાય (૨૦ સ્ટેટ ટ્રાયલ્સ ૨૨૫)

**૩૭૨**-જાર કર્મને માટે કોઈ બાળકને વેચવું અથવા ભાડે આપવું વીગેરે (વ. ક. ૩૫૬)

**પ્રોશીજર**-સેશન પ્રેસીડન્સી કે પહેલા વગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં, માંગણું થાય છે.

**ફેંસલા**-સોળ વરસથી અંદરના બાળકને અનીતીના કારણુસર વેચ્યું અથવા વગે કીધું હોય તે વખતે તે બાળક કોઇ વાલીના હવાલામાં હોય કે નહીં અને તેને તેના માબાપે વેચ્યું હોય તોપણુ આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે. (૧૮૮૫, ૧, વેર ૩૭૩)

આ ગુન્હો થવામાં બાળકનો કબજો મળેલો હોવો જોઇએ. (૫. મ. હા. કો. રી. ૪૭૩) વેચે ભાડે આપે અથવા બીજી રીતે વગે કરે એવા શબ્દો વાપરેલા છે એનો અર્થ એવો થાય છે કે

તે બાળકનો કબજો તે બીજા સખસને મળેલો હોવો જોઇએ (૨૧ કલકત્તા ૯૭) "કસબના કારણસર" એ શબ્દમાં કોઈ કોઈવાર જાર કર્મ કરવાનો સમાવેશ થતો નથી પણ નીયમીત ગમે તે સખસ સાથે જાર કર્મ કરવાનો ધંધો લઇ બેસવું તેને લાગુ પડે છે (પ. મ. હા. કો. રી. ૪૭૩)

**૩૭૩**–તેવાજ કામ માટે કોઇ બાળકને ખરીદવું અથવા કબજામાં લેવું. (વ. ક. ૨૫૭)

**૩૭૪**–વગર વારંટે નહી પકડવા સન ૧૯૨૩ના આકટ ૧૮ થી સુધરી છે.)

**૩૭૫**–બળાત્કાર સંભોગ એટલે નીચે બાતલ કરેલી બાબત સીવાય બીજી સઘળી બાબતમાં જે પુરૂષ નીચે બ્યાન કરેલી પાંચ હાલતોમાંની કોઇપિણ હાલતમાં કોઇ સ્ત્રીની સાથે સંગ કરે તેણે બળાત્કાર સંભોગ કર્યો એમ સમજવું.

પહેલી–તે સ્ત્રીની મરજી નહીં છતાં (બીજી) તે સ્ત્રીની રજામંદી વગર (ત્રીજી)–સ્ત્રીને મોતનો અથવા વ્યથાનો ભય ઉત્પન્ન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદી છતાં પણ–(ચોથી)–તે પુરૂષ એમ જાણતો હોય કે હું તે સ્ત્રીનો વર નથી અને તે સ્ત્રી તો બીજા પુષરની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માને છે તે પુરૂષ હુ છું એમ માનીને તેણે રજામંદી આપી હોય તો તે રજામંદી છતાં પણ (પાંચમી) તે સ્ત્રી બાર વરસથી ઓછી ઉપરની હોય તો પછી તેની રજામંદી હોય કે નહી તોપણ.

**ખુલાસો**–બળાત્કાર સંભોગના ગુન્હા માટે જે સંગ થવો જરૂર છે તેમાં પ્રવેશ થયો તો બસ છે.

**અપવાદ**–કોઈ પુરૂષ પોતાની વહુ સાથે સંગ કરે અને તે સ્ત્રી બાર વરસથી ઓછી ઉમરની નહી હોય તો તે બળાત્કાર સંભોગ ગણાય નહી. (વ. ક. ૩૩૩)

૩૭૬–બળાત્કાર સંભોગની શીક્ષા, કોઇ સ્ત્રીના ધણીયે પોતાની સ્ત્રી સાથે સંભોગ કર્યો હોય તે સીવાય બીજે કોઇપણ પ્રસંગે (વ. ૬, ૩૩૪)

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનસાફ કરે, જામીન લેવાય નહી માગેલું થાય છે (કોઇ પુરૂષે પોતાની સ્ત્રી સાથે બળાત્કાર સંભોગ કર્યો હોય તે પ્રસંગે માજીસ્ટ્રેટના હુકમથી પોલીસ ઇન્સ્પેકટરના દરજ્જા કરતાં ઉતરતા દરજ્જાના પોલીસ અમલદારને તપાસ કરવા અધિકાર નથી (ક્રી. પ્રો, કોડ કલમ ૫૬૧)

**ફેંસલા**–મરદ સંભોગ કરવાને શકિતવાન હોવો જોઇએ તેની ઈંદ્રીનો ઉઠાવ થાય છે એવું સાબીત થાય તો તે સંભોગ કરવા શકિતવાન હતો એવું અનુમાન થઇ શકે (૧૮૯૬ મુ. અ. કે ૮૬૫) કોઈ સખસ સંભોગ કરવાને અશકત હોય તો સંભોગ કરવાની કોશીશનો ગુન્હો બની શકે નહીં. ૧૮૯૨. ૨. ક્યુબી ૬૦૦) પણ એવા આરોપીએ તે સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી હુમલો કીધાનો ગુન્હો બની શકે (૧૮૯૩, ૧. ક્યુ. બી, ૩૨૦) ધણી પાસે રહીને પોતાની સ્ત્રી સાથે બીજા સખસ પાસે જબરીથી સંભોગ કરાવે તો તેણે બળાત્કાર સંભોગના ગુન્હામાં મદદગારી કરી કહેવાય. (૩ સ્ટેટ ટ્રાયલ્સ ૪૦૧, ૪૧૮) જો પ્રવેશ થયો ન હોય તો પણ આરોપીનું કૃત્ય એવું હોય કે જો તેમાં તે ફાવ્યો હોત તો બળાત્કાર સંભોગનો ગુન્હો થાત એવે પ્રસંગે તે આરોપીને બળાત્કાર સંભોગની કોશિશનો તકશીરવાન કરાવી શકાય (૧૯૧૦ ૫. વી. રી. ૪૨)

**ટીપ**–આ ગુન્હા માટે કરવાનો તપાસ–ફરીઆદ કરનાર સ્ત્રીની વર્તણુંક તેણીની બંધવા સાથેની મીત્રાચારી બંધવા સાથે આગળનો સ્નેહભાવ, જ્યાં સંભોગ થયો હોય તે સ્થળ (સ્થળ જોવાથી માલમ પડે છે કે જો તેણીએ પોકાર કરી મદદ માંગેલી હોત તો મળતે કે નહીં) આવજાવ કરનાર લોકોએ કંઇ બુમ અગર પોકાર સાંભળેલ કે

કેમ તેણીના ઉપર જાસ્તી કરી હોય તે પછી તરત તેણીની હીલચાલ તથા દેખાવ પોતા ઉપર બળાત્કાર ગુજર્યા પછી તરત તે વાત બીજાને કહી હતી કે કેમ? તેણીના શરીર ઉપર કંઇ છોલાવાના અથવા કંઇ જોર જુલ્મની નિશાની છે કે કેમ? સંભોગ વખતે તેણીએ જે કપડાં પહેર્યાં હોય તેના ઉપર વિર્યરક્ત અથવા બીજા પ્રકારના શ્રાવના ડાઘ છે કે કેમ? તોહમતદારના શરીર ઉપર ઉઝરડા જોર જુલ્મની નીશાની કે લુગડા ઉપર વીર્યના કે લોહી વીગેરેના ડાઘ છે કે કેમ? તોહમત આણવામાં સ્ત્રીનો હેતુ શો છે? ફરીઆદ કરવા પહેલા વચમાં કેટલો વખત ગયો! બળાત્કાર ગુજર્યો તે જગોએ તેણીએ અટકાવ કર્યાની નીશાની છે કે કેમ? (ડાઘવાળા કપડા વૈયકીય તપાસ થવા સારૂ મોકલવા જોઇએ.)

બળાત્કાર સંભોગના કેસમાં વૈદકીય અમલદારને પુછવાના સવાલો છે—(૧) તમે ફલાણી સ્ત્રીનું શરીર તપાસ્યું? જો તપાસ્યું તો બળાત્કારે તે સ્ત્રી સાથે સંભોગ થયા પછી કેટલે દીવસે તપાસ કર્યો ને તમને શું માલમ પડયું? (૨) સ્ત્રી સંભોગની ઇદ્રીની અથવા પાસેના ભાગની આસપાસ તમને કંઈ બળાત્કારની નીશાનીઓ માલમ પડી? (૩) આ હાની બળાત્કાર સંભોગથી થઈ હોય એવી છે? (૪) ઇદ્રીની નસ તુટી હતી (આ પ્રશ્ન નાની છોકરીને બળાત્કારથી સંભોગ થવાના કેસમાં પુછવાનુ છે) (૫) એ બૈરીના શરીર ઉપર જોર જુલ્મની કોઇ વધારે નીશાનીઓ તમારા જોવામાં આવી? (૬) તેની ભર જુવાની થઈ ગઇ હતી? (૭) તેની ઉમર કેટલી તે આશરે કહી શકશો? (૮) તમને તે મજબુત તનદુરસ્તીવાળી સ્ત્રી માલમ પડી કે અશકત હતી? (૯) તમે તોહમતદારનું શરીર તપાસ્યું? (૧૦) તેના શરીર ઉપર કંઈ જોર જુલ્મની નીશાનીઓ માલમ પડી? (૧૧) તેને કંઇ ચાંદીનો રોગ હતો (૧૨) એ બૈરીને એના જેવો અથવા બીજો કોઈ ચાંદીનો રોગ તમારા જોવામાં આવ્યો; (૧૩) એ બૈરીને ચાંદીનો ચેપ લાગ્યો હોય તો તે રોગ દેખાવાને તમે જ્યારે તપાસ કર્યો ત્યારે જોઇએ તેટલો

વખત થયો હતો (૧૪) પ્રતીવાદીને આ રોગ ક્યારથી થએલો? તેનો આશરો તમે બતાવી શકો છો? (૧૫) બૈરીને ચાંદીનો રોગ ક્યારથી થએલો તેનો આશરો તમે બતાવી શકો છો? (૧૬) ડાઘ લાગેલ ચીજ જે તમને મોકલેલી તે મોકલેલી અને જે હમણા કોર્ટમાં છે તેચીજો તમે તપાસી છે(૧૭)તમારા તપાસમાં શું નીકળે છે(૧૮) બળાત્કારથી સ્ત્રી સંભોગ થયો તમે માનો છો! તમારા કારણ બતાવો.

**૨૭૭**—જો કોઇ માણુસ બુધ્ધપુર્વક કોઈ પુરૂષ—સ્ત્રી અથવા જાનવર સાથે સૃષ્ટિક્રમ વિરૂધ્ધ મેથુન કરે તો (વ. ક, ૩૩૫)

**ખુલાસો**—આ કલમમાં બ્યાન કરેલ ગુન્હામાં જે મૈથુન થવું જરૂરનું છે તેમાં પ્રવેશ થયો તો બસ છે.

**પ્રોશીજર**—સેશન કોર્ટ પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં. માંગણુ થાય છે.

**ફેંશલા**—શરીરના જે ભાગને મળદ્વાર કહે છે તેમાં પ્રવેશ થયો હોય તોજ આ ગુન્હો થાય છે (૧૮૮૪ વી. નો. ૨૫) જે પુરૂષ અથવા સ્ત્રી સાથે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન કર્યું હોય તેની તે કામ કરવાની રજા હોય તોપણુ ગુન્હો થાય છે. (૧૮ સી. અને પી. ૬૦૪)

**ટીપ**—આ ગુન્હા માટે કરવાની તપાસ—એ કર્મ કરનારના શરીર ઉપર અથવા લુગડા ઉપર પશુના વાળ, લોહી નર્ક વીગેરેના ડાગ છે કે કેમ. પૈસા કઢાવવા એ કર્મનું આળ ચઢાવવામાં આવે છે કે કેમ (આ ગુન્હો થયા બાદ તુરત પરીક્ષા થવી જોઈએ કારણકે થોડીવાર પછી બધી નિશાનીઓ નાબુદ થાય છે.

## બાબ ૧૭મો મીલકત વિરૂદ્ધ ગુન્હાઓ.

**૩૭૮**–ચોરી એટલે જે માણસ કોઈ શખશના કબજામાંથી તે શખશની રજામંદી સિવાય કાંઇ જંગમ મીલકત બદદાનતથી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મીલકતને ખશેડે તો તે માણસે ચોરી કરી એમ સમજવું,

**ખુલાસો પહેલો**–કંઈ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોટેલ હોય ત્યાં સુધી જંગમ મીલકત નથી માટે તેની ચોરી થઈ શકે નહીં પણ જમીનથી તે જુદી પાડવામાં આવે તો પછી તેની ચોરી થઈ શકે છે,

**ખુલાસો**–બીજો–જે કામથી જુદુ પાડવું થાય તેજ કામથી જે ખસેડવુ થાય તે ખસેડવું ચોરી થઇ શકે–ખુલાસો ત્રીજો–કોઈ સખસ કંઇ વસ્તુંને ખરેખરૂ ખસેડે ત્યારે અને તેમજ તેનું ચલણ થવામાં અટકાવ કરનારી કંઇ અડચણ દુર કરે અથવા તે વસ્તુને કંઇ બીજી વસ્તુથી જુદી પાડે ત્યારે પણ તે સખસે તે વસ્તુ ખશેડી એમ સમજવું.–ખુલાસો ૪થો–કોઇ સખસ કોઇપણ ઉપાયથી કોઇ જાનવરને ગતીમાન કરે તો તેણે તે જાનવરને ખસેડયું તથા તે જાનવરને ગતી થયાથી તે જાનવરે જે જે વસ્તુ ખસેડી તે વસ્તુ ખસેડી એમ સમજવું, ખુલાસો ૫ મો–ઉપર કલમમાં રજા મંદી લખી છે તે સાફ રજામંદી હોય કે અર્થાત સમજાય એવી રજામંદી હોય અને તે કબજેદાર સખસ અથવા તે કારણસર જેને સાફ કે અર્થાત સમજાય એવો અખત્યાર હોય એવો કોઇપણ સખસ આપી શકે (વ. ક. ૩૭૯)

**૩૭૯**–ચોરી કરવી (વ. ક. ૩૮૦)

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં માંગણું થાય છે.

**કેશલા**–જમીનનું મટોડુ અથવા જમીનમાંથી પથ્થરો તથા બીજી ધાતુ કાઢી લેઇ જવાથી તથા પડેલી ઈમારતનો સામાન લેઇ

જવાથી ચોરી થાય છે (૧૦ મુ. હા, કો. રી. ૭૪) કોઈ જંગમ મીલકત ઘર માફક રહેવા સારૂં વાપરવામાં લીધાથી તે જંગમ મીલકત ગણાતી બંધ પડતી નથી જેમ કે મછવો. તેની ચોરી થાય છે (૧૬ વી. રી. ૬૩) જનાવર કે પક્ષી પાળેલા છતાં કોઇના હવાલામાં હોય તો ચોરી થઈ શકે (૧ હેલ ૫૧૧) પાળેલ મોર ગામમાને ગામમાં ફરે અને બીજા જંગલી મોરની સોબતમાં ન ફરે તો તેને લઇ જવાથી ચોરી થાય (૧૮૯૭ અ. વી. નો. ૪૧) દરીયામાંથી તેમજ નદીમાંથી માછલાં પકડી કબજામાં લીધા હોય તે કોઇ સખસ લે તો ચોરી થાય (૧૦ મુંબઇ ૧૩૩) જંગમ મીલકતમાં જીવતા કે મુવેલા માણસનો સમાવેશ થતો નથી (૨૫ અલ્હાબાદ ૧૨૯) આરોપીએ તે મીલકત શુદ્ધબુદ્ધિથી પોતાની છે એમ માની તે લીધી હતી કે કેમ તે હકીકત ની વાત છે કાયદાની વાત નથી. (૧૮૯૫ ક્યુ. બી. ૨૮૪) આ કલમ માં આપેલી ચોરીની વ્યાખ્યા મુજબ મીલકતનો માલીક પણ પોતાની મીલકતની ચોરી કરી શકે છે દાખલા તરીકે કોઇ સખસની મીલકત બેલીફે જપ્ત કરીને કબજામાં લીધી હોય તે સખસ તે મીલકત બદ-દાનતથી લે તો ચોરી થાય છે (૧૮૮૦-૧-વેર, ૪૧૯) પણ જો તે મીલકત કોઇએ કાયદા વિરૂધ્ધ પકડી હોય તે જો પાછો લે તો ચોરી થતી નથી. (૧૮૮૨-૧-વેર, ૪૨૨) જે માલ મળ્યો છે તે ચોરીમાં ગએલા માલને ઘણો ખરો મળતો આવે છે એવું સાબીત કીધાથી તે માલ ફરીઆદીની ચોરીનો છે એમ માની શકાય નહીં (૭. મ. હા. કો. રી. ૧૯)

**ચોરીના**-ગુન્હા કરનાર ભટકતી જાતો-લંગોટી પારધી, ફાંસે પારધી, ચીતા પારધી, વણજારા, કાથકરી, ગોપાળ, ચિત્રકથી, ભામટા, સોનારીયા, ઇરાની અગર બલુચી, કાબુલી.

ચોરી અને મીલકતના ખોટા ઉપયોગમાં તફાવત;—ચોરીના કામમાં જે માણસનો મીલકતનો કબજો હોય તે માણસના કબજામાંથી

મીલકત લઇ લેવાનો તોહમહદારનો ઇરાદો હોય છે અને તે મીલકત બદદાનતથી લેવાના ઇરાદાથી તોહમતદાર મીલકત ખસેડે કે તરતજ ગુન્હો સંપુર્ણ થાય છે જ્યારે મીલકતના ખોટા ઉપયોગના કામમાં બીજા માણસના કબજામાંથી તેના કબજાની મીલકત લઇ લેવાની કોશીષ કરીને કબજા ઉપર ધસારો કરેલ હોવાની ખાસ કરીને જરુર હોતી નથી. વળી મીલકતના ખોટા ઉપયોગના કામમાં તોહમતદારે કબજો લઈ લેવાનો હોતો નથી. પરંતુ તેના કબજામાંજ હોય છે અને તે કબજો કાયદેસર અથવા તો સંપુર્ણ રીતે કાયદેસર ન હોય તો પણ તે ગુન્હા તરીકે શીક્ષા થઇ શકે એવો હોતો નથી કારણ મીલકતના ખોટા ઉપયોગના કામમાં તોહમતદારને મીલકત જડેલ હોય છે અથવા તે તેનો વાજબી માલીક અથવા કબજેદાર હોય છે અગરતો તેણે હક સંબંધમાં ભુલ ભરેલી માન્યતાને લઇને અથવા તો માલીકે આપેલ સંમતીને લઇને મીલકત મેળવેલ હોય છે અને પાછળથી બદ ઇરાદો કરીને તે મીલકતનો ખોટો ઉપયોગ કરેલ હોય છે અથવા કામે લગાડેલ હોય છે. મીલકતનો નીર્દોષ રીતે કબજો આપીને, પાછળથી કબજામાં થએલ ફેરફારને લઇને અથવા તો જે હકીકતની પ્રથમ માહીતી ન હોય એવી નવીન હકીકતની પાછળથી માહીતી મળ્યાને લઈને મીલકત રાખવાનું કૃત્ય ગેરવાજબી અથવા કપટી થાય છે ( ૧૫ કલમ ૩૮૮ પ્રષ્ટ ૪૦૦)

**ટીપ—**જે કોઇપણ સખસ વીજળીની શકતી બદદાનતથી કહાડી લે કે વાપરે કે ઉપયોગ કરે તો તેણે ફોજદારી કાયદા પ્રમાણે ચોરી કરી છે એમ સમજવું ( ક. ૩૯ વીજળીનો કાયદો)

**૩૮૦**–કોઇ ઇમારત તંબુ અથવા વહાણમાં ચોરી કરવી ( ૧. ક. ૩૯૧ )

**પ્રોશીજર**–કોઇપણ માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે જામીન લેવાય નહી માગણું થાય છે.

**૩૮૧**–શેઠ અથવા રાખનારના કબજા માંહેલી મીલકતની મહેતા અથવા ચાકરે ચોરી કરવી (વ. ક. ૩૮૨)

**પ્રોશીજર**–સેસન કોર્ટ પ્રેસી કે પહેલા કે બીજા વર્ગનો મેજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય નહી; માગણુ થાય છે. કોઈ સખસ મેહતો અથવા ચાકર હતો કે નહી તે હકીકતનો સવાલ છે (૪૨ એલ. જે. મોલ. ૬૨ ૯ કોકસ ૧)

**૩૮૨**–ચોરી કરવા સારૂ અથવા ચોરી કર્યા પછી નાસી જવા સારૂ અથવા ચોરેલી મીલકત પાસે રાખવા સારૂ મોત અથવા વ્યથા અથવા અટકાવ કરવાની અથવા મોત અથવા વ્યથા અથવા અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને પછી ચોરી કરવી(વ.ક.૩૮૩)

**પ્રોશીજર**–સેશન કોર્ટ પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો મેજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહી માગણું થાય છે.

**ફેંસલો**–જો આરોપી પાસેથી મળેલા હથીયાર તેણે આ કલમમાં બતાવેલ કારણુ સીવાય બીજા કંઈ કારણસર પોતા પાસે રાખ્યા હતા એમ જણાય તો આ કલમ મુજબ ગુન્હો બનતો નથી (૧૯૦૩ ૧૦ બરમા લો. રી. ૮૭) આરોપી ચોરી કરવામાં જો કંઇ બળ વાપરે તો અપહરણનો ગુન્હો થાય છે (૬ વી. રી. ૮૫)

**૩૯૦**–અપહરણુ સરવે અપ હરણમાં અગર તે ચોરી અથવા જબરાઇથી કઢાવવાનો ગુન્હો હોય છે.

અગર કાંઇ ચોરી કરવા સારૂ અથવા ચોરી કરવામાં અથવા ચોરીથી મળેલ મીલકત લઇ જવાની કોશીશ કરવામાં તે ગુન્હેગાર મતલબ શર બુદ્ધિપુર્વક કોઇ સખસનુ મોત આણે અથવા તેને વ્યથા કે ગેરવાજબી અટકાવ કરે અથવા મોત વ્યથા કે ગેરવાજબી અટકાવ કરવાની કોશીશ કરે અથવા તાત્કાલીક વ્યથા કે ગેરવાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરે અથવા ઉત્પન્ન કરવાની કોશીશ કરે તો તે ચોરી અપહરણુ થાય છે એમ સમજવું અગર જબરાઇથી કઢાવવાને ગુન્હો કરતી

વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા સખસની આગળ હાજર હોય અને તાત્કાલીક મોત અથવા તાત્કાલીક વ્યથા અથવા તાત્કાલીક ગેરવાજબી અટકાવ તે સખસે અથવા કોઇ બીજા સખસને કરવાનો ભય તે સખસને ઉત્પન્ન કરીને તે જબરાઇથી કઢાલવાનો ગુન્હો કરે અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા સખસનું મન એવું કરે કે તે સખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કઢાવેલી વસ્તુ આપી દે તો તે જબરાઇથી કઢાવવું અપ્રહરણ થાય છે એમ સમજવું.

**ખુલાશો**—અગર તે ગુન્હો કરનાર એટલો નજદીક હોય કે **તેથી** તે બીજા સખસને તાત્કાળીક મોતનો અથવા તાત્કાલીક વ્યથાંનો **અથવા** તાત્કાલીક ગેરવાજબી અટકાવનો ભય ઉત્પન્ન થાય તો તે **હાજર** છે એમ સમજવું (વ. ક. ૩૯૧)

**ફેંસલા**—જો વ્યથા વીગેરે બુધ્ધપુર્વક કરવામાં આવેલ ન હોય પણ અકસ્માસ્ત થઇ હોય તો અપહરણનો ગુન્હો થતો નથી (૧ કોકસ ૩૨) આરોપીએ જે વ્યથા કરી હોય તે ચોરી કરવામાં અથવા ચોરીથી મળેલી મીલકત લેઇ જવામાં અથવા લઇ જવાની કોશિશ કરવામાં કરેલી હોવી જોઇએ પણ ચોરી કરતા પકડાયો હોય ને નાશી જવા સારૂં વ્યથા કરી હોય તો અપહરણ થતું નથી (૧૮૭૨ મુ, અ, કે.૬૫)

**૩૯૧**—ડાકાઇટી એટલે—પાંચ અથવા વધારે સખસો એકઠા મળીને અપહરણ કરે અથવા કરવાની કોશિશ કરે અથવા જે સખસો એકઠા મળીને અપહરણ કરતા અથવા કરવાની કોશીશ કરતા હોય તથા જે સખસો હાજર હોય તે અપહરણ તથા કોશિશ કરવામાં સહાય કરતા હોય તો, એ બંને મળીને તેઓની આખી સંખ્યા પાંચ અથવા વધારે થાય તો તે પ્રમાણે અપહરણ કરનાર કોશિશ કરનાર યાને સહાય કરનાર હરેક સખસે ડાકાઇટી કરી એમ સમજવું, (વ. ક. ૩૯૨)

**૩૯૨**—અપહરણની શીક્ષા (વ. ક. ૩૯૩)

**પ્રોશીજર**–સેશન પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે, જામીન લેવાય નહીં, માગણું થાય છે,

જો સુરજ આથમ્યા પછી તથા સુરજ ઉગ્યા પહેલા કોઈ ધોરી રસ્તા ઉંપર કર્યું હોય તો (૧. ક. ૩૯૩)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૩૯૩**–અપહરણ કરવાની કોશિશ કરવી. (વ. ક. ૩૯૪)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૩૯૪**–અપહરણ કરવામાં અથવા કરવાની કોશિશ કરવામાં બુદ્ધી પુર્વક વ્યથા કરવી અથવા બીજા કોઈ સખસે આવું અપહરણ કરવામાં સામેલ રહેવું. (વ. ક. ૩૯૫)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૩૯૫**–ડાકાઈટી કરવી (વ. ક. ૩૯૬)

**પ્રોશીજર**–સેશન કોર્ટ ઈનસાફ કરે, જામીન લેવાય નહીં, માંગણું થાય છે.

અપહરણ ડાકાઈટના ગુન્હા કરનાર ભટકતી જાતો બહુરી બદક, ટંકણકાર, (ટંકારી) છારા, કંઝર, કંઝર (સનસા) કૈકાડી, ત્રિપુંડી, રામોશી, માંગ માગગા રૂડી

**૩૯૬**–ડાકાઈટીમાં ખુન (વ, ક, ૩૯૭)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**ફેંસલો**–ડાકાઈટી કરવા ગયા તે વખતે ડાકાઈટીમાં ખુન થશે અથવા થવાનો સંભવ છે એવું અમે જાણતા નહોતા એવી તકરાર ચાલી શકે નહીં. ( ૬ મુ. લો, રી. ૨૪૮)

**૩૯૭**–ખુન અથવા મહાવ્યથાની કોશિશ સાથે અપહરણ અથવા ડાકાઈટી કરવી (વ, ક, ૩૯૮)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૩૯૮**–કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કર્યું હોય તે વખતે તે અપહરણ અથવા કાડાઇટી કરવાની કોશિશ કરવી. (વ. ક. ૩૯૯)

**પ્રોશીજર**– ઉપરની કલમ પ્રમાણે.

**૩૯૯**–ડાકાઇટી કરવાની તૈયારી કરવી. (વ. ક. ૪૦૦)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**ફેંસલો**–ડાકાઇટી સીવાય બીજા ગુન્હા જેવા કે ઘર ફોડવું, અપહરણ કરવું વીગેરેને આ કલમ લાગુ નથી (૧૮૬૮ પં, રે. ન. ૧૮) જો કોઈ શખસના ઘરમાં ડાકાઇટી કરવાના ઇરાદાથી ખાતર કોચવામાં આવે તો તે ડાકાઇટી કરવાની તૈયારી કરી કહેવાય (૨૩ અલ્હાબાદ ૭૮)

**૪૦૦**–નીત્ય ડાકાઇટી કરવાના કારણસર એકઠા મળેલ શખસોની ટોળીમાં હોવું (વ, ક. ૪૦૧)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**ફેંસલા**–આરોપીઓ થોડા વખતના અરશામાં ઘણી ડાકાઇટીમાં સામેલ હતા એવો પુરાવો આ ગુન્હાની સાબીતી માટે પુરતો ગણાય છે (૩૨ મદ્રાસ ૧૭૯) આ કલમ મુજબ ગુન્હો બનવા સારૂ આરોપીએ કોઈ ચોકસ ડાકાઇટી કરવી જોઇએ અથવા કરવાનો ઇરાદો કરવો જોઈએ એવું જરૂરનું નથી પણ જે સખસ હંમેશ ડાકાઇટી કરવાનો ધંધો લેઈ બેઠા છે તેમની ટોળીમાં તે સામેલ થયો હતો એટલું સાબીત કીધું એટલે તે પુરતો પુરાવો કહેવાય (૧૮૮૬ અ. વી. નો. ૬૫) ડાકાઇટીનો એકજ ગુન્હો કરવા સારૂ મળેલ ડાકાઇટોની ટોળીમાં સામીલ થાય તેને આ કલમ લાગુ નથી પણ નીત્ય ડાકાઇટી કરવાને સારૂ સામીલ થાય તેને લાગુ છે (૨૩ વી. રી. ૧૮) નીત્ય ડાકાઇટી કરવી એટલે એકજ દીવસે એક કરતાં વધારે ડાકાઇટી કરી હોય તેને શબ્દ લાગુ પડતા નથી પણ જુદા જુદા દીવસે જુદી જુદી ડાકાઇટી કરી હોય તેને લાગુ પડે છે (૧૯ કલકત્તા ૧૯૦)

૪૦૧–નીત્ય ચોરી કરવાના કારણુસર એકઠા મળેલ સખસોની ભટકતી ટોળીમાં હોવું (વ, ક, ૪૦૨)

**પ્રોશીજર**–સેસન પ્રેસીડેન્સી પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઈનસાફ કરે જામીન લેવાય નહી માગણું થાય છે,

૪૦૨–ડાકાઈટ કરવાના કારણુસર એકઠા થએલા પાંચ અથવા વધારે સખસોમાંના એક હોવું. (વ. ક. ૪૦૩)

**પ્રોશીજર**–સેસન કોર્ટે ઇન્સાફ કરે જામીન લેલાય નહી માગણુ થાય

**ફેંસલો**–તે સખસો ડાકાઈટ કરવાના કારણુસર એકઠા મળ્યા હતા એ વાત ફરીઆદીએ સાબીત કરવી જોઇએ અને તે વાત તેમની વર્તણુંક ને બીજી હકીકત ઉપરથી સાબીત થઇ શકે(૨૩ અલ્હાબાદ ૧૨૪)

૪૦૫–શાપરાધ વીશ્વાસઘાત એટલે જે માણસને કોઇપણ રીતે કાંઇ મીલકતપરનો અખત્યાર સોપ્યો હોય તે માણસ અગર બદદાનતથી તે મીલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે અથવા તે સોંપણુ શી રીતે બજાવવી તે વીષે કાયદાએ કાંઇ હુકમ ફરમાવ્યો હોય તે હુકમ તોડીને અથવા સોંપણુ બજાવવા વીષે તેણે સાફ અર્થાત સમજાય એવો કાંઇ કાંયદેસર કરાર કર્યો હોય તે કરાર તોડીને બદદાનતથી તે મીલકત વાપરે અથવા તેનો વગ કરે અથવા જાણી જોઇને કોઈ બીજા માણુસને તેમ કરવા દે તેણે સાપરાધ વીશ્વાસઘાત કર્યો એમ સમજવું (વ. ક. ૪૦૭)

**ફેંસલા**–આ કલમમાં "વાપરે" એ શબ્દ વાપરેલ છે તે મીલકત થોડો વખત વાપરે કે હમેશને માટે વાપરે પણ જો બદદાનતથી વાપરે તોજ આ ગુન્હો થાય છે ૧૮૮૦ વેર ત્રીજી આવૃતી ૨૬૭) બદદાનતથી મીલકતનો ખોટો ઉપયોગ કીધો હોય અથવા તે મીલકત પોતાના કામે લગાડી હોય એટલે વીશ્વાસઘાતનો ગુન્હો સંપુર્ણ થાય છે એ ગુન્હામાં "ઇરાદો" એ મુખ્ય તત્વ છે ગેરવાજબી લાભ કે ગેરવાજબી હાની ખરેખર થઈ હતી એ અગત્યનું નથી(૩૮ મદ્રાશ૬૩૯)

**૪૦૬–સાપ્રાધ** વીશ્વાસઘાત કરવો (વ. ક. ૪૦૮)

**પ્રોશીજર**–સેસન પ્રેસીડેન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય નહી માંગણું થાય છે.

**ફેંસલા**–આરોપીને સોંપેલી મીલકતનો તેણે બદદાનતથી ખોટો ઉપયોગ કીધો હતો અથવા પોતાને કામે લગાડી હતી વીગેરે બાબદ ફરીઆદીએ સાબીત કરવી જોઇએ (૧૮૯૬ મુ. અ. કે. ૮૭૨) સાપ્રાધ વિશ્વાસઘાત અને મીલકતના ખોટા ઉપયોગમાં તફાવત; વિશ્વાસઘાત તેમજ મીલકતના ખોટા ઉપયોગના કામમાં જો કે કબજો નિર્દોષ રીતે મેળેલો હોય છે તોપણ કબજો મળવાની રીતમાં તફાવત હોય છે સાપ્રાધ વિશ્વાસઘાતના કામમાં, મીલકતના કબજેદારે તેની અને તોહમતદાર વચેની મીલકત સંબંધના ટ્રષ્ટ અથવા તો ભરૂસાના ચાલુ સંબંધને લઇને મીલકત સોંપેલી હોય છે જેમકે મીલકતના માલીક અથવાં કબજેદારે તોહમતદારને તેના એજંટ, નીક્ષેપી અથવા તો અમુક કારણ માટે માલ લઇ જનાર તરીરે કબજો સોંપેલો હોય છે. જ્યારે મીલકતના ખોટા ઉપયોગના પ્રસંગે, તોહમતદાર અને મીલકતના માલીક અથવા કબજેદાર વચેના ભરૂશાના સંબંધને લઇને મીલકતનો કબજો સોંપેલ હોતો નથી પરંતુ બીજી રીતે કબજો સોંપેલ હોય છે અથવા તો મીલકત જડેલ હોય છે દાખલા તરીકે અમુક પ્રસંગ ઉપર પહેરવા માટે (અ) (બ) પાસેથી અમુક દાગીના ઉછીના લઇ આવે અને પાછળથી તે દાગીના પોતાની પાસે રાખે અને દાગીના આપેલ હોવાનો ઇનિકાર કરે વીગેરે (૯. ક્રી. લો. ન. ૩૧૨)

૪૦૭–ભાર વાહક,ડકાવાળો, કે વખારવાળો સાપરાધ વિશ્વાસઘાત કરે તો (વ. ક, ૪૦૯)

**પ્રોશીજર**–સેશન કોર્ટ, પ્રેસીડન્સી અથવા પહેલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહીં માંગણૂં થાય છે.

૪૦૮–કોઇ મહેતા અથવા ચાકરને સોંપેલી મીલકતના સંબંધમાં તે સાપરાધ વિશ્વાસઘાત કરે. (વ. ક. ૪૧૦)

પ્રોશીજર—સેશન કોર્ટ, પ્રેસી. પેહલા કે બીજા વર્ગનો માજીસ્ત્રેટ ઇનિસાફ કરે, જામીન લેવાય નહીં, માંગણું થાય છે.

**૪૦૯**—કોઈ સરકારી નોકર સરાફ વેપારી કે આડતીયાને સોંપેલી મીલકતના સંબંધમાં તે સાપરાધ વિશ્વાસઘાત કરે તો (વ. ક. ૪૧૧)

પ્રોશીજર—સેશન પ્રેસી. પહેલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનિસાફ કરે જામીન લેવાય નહીં, માંગણું થાય છે.

**ફેંસલો**—આ કલમ મુજબ ગુન્હો થવા સારૂ મીલકતસરકારનીજ હોવી જોઇએ એવું કંઈ જરૂરનું નથી પણ તે મીલકત આરોપીને સરકારી નોકર દાખલ સોંપેલ હોય તો બસ છે. (૨ ક. લો. રી. ૫૧૫)

**૪૧૦**—ચોરીની મીલકત એટલે જે મીલકતનો કબજો ચોરીથી અથવા જબરાઇથી કઢાવવાથી અથવા અપહરણથી એકની પાસેથી બીજા પાસે ગયો હોય તે મીલકત તથા જે મીલકતનો સાપ્રાધ ખોટો ઉપયોગ થયો હોય અથવા જે બાબત સાપ્રાધ વિશ્વાસઘાત થયો હોય તે મીલકતનું નામ ચોરીનીમીલકત પાડયું છે પછી બ્રીટીશઇન્ડીયાની માંહે અથવા બહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય અથવા તે સાપ્રાધ ખોટો ઉપયોગ અથવા સાપરાધ વીશ્વાસઘાત થયો હોય તોપણ અગર તે મીલકત જે શખસનો પોતાના કબજામાં લેવાનો કાયદા મુજબ હક્ક હોય એવા કોઇ સખસના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મીલકત સમજવી નહીં. (વ. ક. ૪૧૩)

**ફેંસલો**—ચોરીનો માલ મુળ માલીકના કબજામાં આવી જવાથી ગુન્હો થતો નથી (શી. શી. ૪૩૬) ચોરીના દાગીનાનું રૂપાંતર થયુ હોય તો રૂપાંતર થએલ મીલકત ચોરીની મીલકત કહેવાય નહીં. (૨૪ વી. રી. ૩૩)

**૪૧૧**—ચોરીની મીલકત ચોરીની છે એમ જાણીને બદદાનતથી લેવી (વ. ક. ૪૧૪)

**પ્રાશીજર**–સેશન પ્રેસી. પ્હેલા કે બીજા વર્ગનો માજીસ્ત્રેટ ઇનિસાફ કરે, જામીન લેવાય નહીં, માંગણું થાય છે.

**ફેંસલા**–ચોરીની મીલકત લેનારે મીલકત ચોરની પાસેથીજ લેવી જોઇએ એમ જરૂર નથી (એલ. ક્યુ. ૧ શી. શી. ૩૧) ચોરીની મીલકત છે એમ માનવાને કારણુ છતાં એટલે એ મીલકત ચોરીની હશે એવો શક જાય એવી હકીકત હોય તો ગુન્હો થતો નથી પણ સાધારણુ સમજના માણુસની ખાત્રી થાય કે તે મીલકત ચોરીની હોવી જોઇએ તોજ હોય બને છે (૯ મુંબઇ ૪૦૨) જે મીલકત ઉપરથી જે સખસે પોતાનો માલીકી હક છોડી દીધો હોય એવી મીલકત લીધાથી આ ગુન્હો થતો નથી (૮ અલ્હાબાદ ૫૧)

**૪૧૨**–આ મીલકત ડાકાઇટથી મળી છે એમ જાણીને તે મીલકત બદદાનતથી લેવી (વ. ક. ૪૧૫)

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનસાફ કરે જામીન લેવાય નહી માગણું થાય છે.

**ફેંશલા**–આ કલમ ડાકાઇટ સીવાય બીજો સખસ મીલકત લે અથવા રાખે અથવા રાખે તો લાગુ કરવાનીં છે ( ૧૮૮૯ મુ. અ. કે ૩૧૨ )

**૪૧૩**–નીત્ય ચોરીની મીલકતનો ધંધો કરવો (વ. ક, ૪૧૬)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**ફેસલા**–એકજ દીવસે જુદી જુદી ચોરી કે અપહરણુની મીલકત જુદા જુદા ચોરો પાસેથી રાખી હોય તેટલા ઉપરથી આ કલમ મુજબ નીત્ય ચોરીની મીલકત લીધાનો ગુન્હો થતો નથી એ ગુન્હો થવા સારુ આરોપીએ જુદે જુદે દીવસે ચોરીની મીલકત લીધી હતી એમસાબીત થવું જોઇએ (૧૯ કલકત્તા ૧૯૦)

**૪૧૪**–આ મીલકત ચોરીની છે એમ જાણુવા છતાં તે સંતાડવામાં અથવા વગે કરવામાં બુદ્ધિપુર્વક મદદ કરવી (વ. ક. ૪૧૭)

**પ્રોશીજર**–સેસન પ્રેસી પેહલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય નહી માગણું થાય છે.

**ફેંસલા**–જે સખસે ચોરી કરી હોય તે સખસ તે ચોરીની મીલકતનું રુપાંતર કરે કે સંતાડે કે વગે કરે તો આ કલમ લાગુ નથી (૧૮૮૫–૧ બરમા ૩૯૬)

**ટીપ**–મુદ્દામાલ રૂપાંતર કરવા વપરાતી તદબીરો–જનાવર હોય તો તેનાં શીગડાં તથા કાન કાપી નાંખવામાં આવે છે અગર દવાનો પ્રયોગ કરી વાંકા શીગડા સીધાં કરવામાં આવે છે ને સીધાંને વાંકા કરવામાં આવે છે ચામડી બાળી ડામ આપે છે અગર આંક કે નીશાન હોય તો ડામ દઇ કાઢી નાખે છે આખલો હોય તો ગોધલો કરવામાં આવે છે કપડા વીગેરેને કાપકુપ કરી રુપાંતર કરે છે રંગ બદલે છે દાગીના હોય તેને ગાળી ઢાળ પાડવામાં આવે છે.

**૪૧૫**–ઠગાઇ–એટલે જે માણુસ કોઇ સખસ સાથે ફરેબ કરીને દગલબાજીથી અથવા બદદાનતથી એવું કરે કે જેની સાથે ફરેબ કર્યો હોય તે સખસ કોઈ સખસને કાંઈ મીલકત આપે અથવા અગર ફરેબ નહીં કર્યો હોય તો જે વસ્તુ તે સખસ કરે નહી અથવા કરવામાં કસુર કરે નહી એવું કંઈ વસ્તુ તે ફરેબ દીધેલા સખસને કરવાને અથવા કરવામાં કસુર કરવાને ઇરાદે લલચાવે અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે સખસને શરીર મન આબરૂ કે મીલકત તરફની કંઇ નુકસાની કે હાની થાય એવો સંભવ હોય તો તે માણુસે ઠગાઇ કરી એમ સમજવું.

**ખુલાસો**—કંઈ હકીકતને બદદાનતથી છુપાવવી તે પણ આ કલમના અર્થ પ્રમાણે ફરેબ છે એમ સમજવું (વ. ક. ૪૧૮–૪૧૯)

**ફેંસલા**–આ ગુન્હો થવામાં મુખ્ય મુદ્દાની વાત ફરેબથી સામા ધણીએ કંઇ મીલક્ત આપવા સારૂ તેને લલચાવવાની છે મીલકત મેળવવાની નથી (૧૮૭૫ મુ. અ. ફે. ૯૬) ફરેબ મોંઢથી બોલીનેજ

કરવો જોઇએ એવું જરૂરનું નથી આરોપીની વર્તણુક ઉપરથી પણ તે ફરેબ કર્યાનું માની શકાય ( ૩૨ કલકતા ૯૪૧ ) નીચલા વર્ગની ટીકીટ લઈ ઉંચા વર્ગની રેલ્વે ગાડીમાં બેસી મુસાફરી કરવી તે ઠગાઇનો ગુન્હો નથી પણ રેલવે એકટ પ્રમાણે ગુન્હો થાય છે ( ૧ મુ. હા. કો. અ. ૧૪૦) કોઇ પ્રદર્શનમાં ટીકીટ વગર ગયાથી પણ ઠગાઇનો ગુન્હો થતો નથી (૬ મુ. હા. કો. રી ૬) માલ લેતી વખતે આરોપીની બદદાનત હોવી જોઇએ માલ લેતી વખતે તેની બદદાનત નહીં હોય ને પાછળથી બદદાનત થાય તો ઠગાઇનો ગુન્હો થતો નથી ( ૫. વી. રી, ૫ ) મીલકત એટલે જે વસ્તુનો માલીક હોય અને તેની થોડી ઘણી કીમત થતી હોય તે વસ્તુ સમજવાની છે ( ૪ મુ. લો. રી. ૭૬) મીલકત એ શબ્દમાં પૈસાનો તેમજ દરેક પ્રકારની જંગમ મીલકત નો સમાવેશ થાય છે પણ તેમાં સ્થાવર મીલકતનો સમાવેશ થતો નથી (૩૨ કલકતા ૨૨)

**૪૧૬**–વેષ લેઇને ઠગાઈ કરવી એટલે પોતે કોઇ બીજો સખસ હોવાનો ઢોંગ કરીને અથવા જાણી બુજીને એક સખસને ઠેકાણે બીજો સખસ મુકીને અથવા પોતે અથવા કોઇ બીજો સખસ ખરેખર જે હોય તેથી જુદોજ સખસ છે એવું બતાવીને અગર કોઇ માણુસ ઠગાઈ કરે તો તેણે વેશ લેઇ ઠગાઈ કરી એમ સમજવું.

**ખુલાસો**—જે સખસનો વેશ લીધો હોય તે સખસ ખરેખર કોઇ હોય અથવા નહી હોય તો પણ એ ગુન્હો થયો એમ સમજવું ( વ. ક. ૪૨૨ )

**૪૧૯**—વેશ લેઈને ઠગાઇ કરવી (વ. ક. ૪૨૫)

**પ્રોશીજર**—સેસન પ્રેસીડેન્સી પહેલા કે બીજા વર્ગનો માજી- સ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય છે કોર્ટની પરવાનગીથી માંડીવાળી

શકાય છે માગણું થાય છે. માંડીવાળવા બાબત જુઓ (ક્રી. પ્રો. કો. ક. ૩૪૫ મી આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૧૮ ની કલમ ૧૫૯ થી સુધરી છે.

**૪૨૦**—ઠગાઇ કરીને બદદાનતથી કાંઇ મીલકત અપાવવી અથવા કાંઇ કીમતી દસ્તાવેજ ફેરવવો અથવા તેનો નાશ કરવો (વ. ક. ૪૨૪)

**પ્રોશીજર**—સેસન પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય છે. કોર્ટની પરવાનગીથી માંડી વાળી શકાય છે. માંગણું થાય છે.

(માંડીવાળવા બાબતમાં જુઓ ક્રી. પ્રો. કો. ક. ૩૪૫ મી આ કલમ સને ૧૯૨૩ના આકટ ૧૮ ની કલમ ૧૫૯ થી સુધરી છે)

**ફેસલો**—આ કલમમાં મીલકત શબ્દ વાપરેલ છે તેમાં જે મીલકતનો કોઈ માલીક હોય એવી હરેક મીલકતનો તેમજ પૈસાનો સમાવેશ થાય છે (૩૨ કલકત્તા ૨૨) પણ તેમાં સ્થાવર મીલકતનો સમાવેશ થતો નથી (૧૮૮૨ અ. વી. નો. ૬) ઠગાઇને લીધે મીલકત આપી કે ગુન્હો થાય છે. આરોપીએ દબાણથી તે મીલકત પાછળથી પાછી આપી હોય તેથી તે ગુન્હામાંથી તેનો બચાવ થતો નથી.

**૪૨૫**—બીગાડ બાબત—બીગાડ એટલે—લોકોને અથવા કોઇ સખસને ગેર વ્યાજબી હાની અથવા નુકશાની કરવાના ઇરાદાથી અથવા એવી હાની કે નુકશની થવાનો સંભવ છે એમ જાણીને જે સખસ કંઇ મીલકતનો નાશ કરે અથવા કંઇ મીલકતમાં કે તેની સ્થીતીનાં એવો કંઇ ફેરફાર કરે કે તેથી તે મીલકતની કીંમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કીંમત કે ઉપયોગીપણું ઓછું થાય અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય તો તે માણસે બીગાડ કર્યો એમ સમજવું.

**ખુલાસો ૧લો**—જે મીલકતને નુકશાન કર્યું હોય અથવા નાશ કર્યો હોય તે મીલકતના ધણીને કંઇ હાની અથવા નુકસાની કરવાનો ઇરાદો તે ગુન્હેગારે કરવો જોઇએ એવું કાંઇ બીગાડના ગુન્હામાં જરૂરનુ નથી, અગર તે મીલકતને નુકશાન કરીને કોઇપણ સખસને ગેરવ્યાજબી

હાની અથવા નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય અથવા એવી હાની કે નુકસાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણવામાં હોય તો બસ છે, પછી તે મીલકત તે સખસની હોય કે નહીં તો પણ.

ખુલાસો ૨જો–પોતાનીજ અથવા પોતાનીજ સાથે બીજા સખસોના રાસ ખાતાની કાંઇ મીલકત બાબત કાંઈ પણ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે (વ. ક. ૪૩૨)

**ફેંસલા**–મીલકત એ શબ્દમાં સ્થાવર અને જંગમ બને મીલકતનો સમાવેશ થાય છે. પણ પાડોશી હક જેવા કલ્પીત હકને લાગુ નથી (૧૮૮૮ મુ. અ. કે. ૩૮૭) બીગાડના ગુન્હામાં નુકશાન કરવાનો ખાસ ઇરાદો હોવો જોઇએ એવું જરૂર નથી પણ નુકશાન થવાનો સંભવ હોવાનું જાણતો હોય તો બસ છે. માત્ર શીક્ષા આપવામાં ઇરાદો જોવાની અગત્ય છે (૧૮૯૪ મું. અ. કે. ૬૯૦) પોતાનો હક સમજી નુકશાન કર્યું હોય તો ગુન્હો નથી. (૧. વેર. ૪૮૯) જે મીલકતને હાની કરી હોય તે મીલકતના કાયદેસર હકને તેથી નુકશાન થયું હોય તોજ તે હાની ગેરવાજબી કહેવાય (૩ કલકત્તા ૫૭૩) કંઇ વસ્તુ ગમે એટલી નજીવી કીંમતની હોય તોપણ તેનો નાશ કીધાથી બીગાડનો ગુન્હો થાય છે (૧૯૦૫ પ. રે. ન ૨૪)

૪૨૮–દસ રૂપીઆની કે તેથી વધારે કીંમતના કોઇ જાનવરને મારી નાંખીને ઝેર દઇને અથવા લંગડુ લુલું કરીને નીરૂપયોગી કરીને બીગાડ કરવો (વ. ક. ૪૩૫)

**પ્રોસીજર**–પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે, માંગણુ થાય છે.

**ફેંસલા**–લંગડું લુલુ કરવું એટલેકે હંમેશના માટે ઇજા કરી હોય તે સમજવાનું છે, કંઇ જખમ કીધો હોય ને તે સારો થાય એવો હોય તેનો એમાં સમાવેશ થતો નથી. પણ તે જખમથી હંમેશની ઇજા થઇને તે નકામું થયું હોય તેનો સમાવેશ થાય છે (૧

સી. અને કે ૫૩૯) કોઈ જનાવરને તેના માલીકે તજી દીધું હોય તો તેને માર્યાથી ગુન્હો થતો નથી (૧૮૮૮ ૧ વેર ૪૯૮) કોઇ સખ્સ પોતાના બચાવમાં કોઈ જાનવરને મારી નાંખે તો ગુન્હો થતો નથી (૧૪ સી. અને પી. ૩૫૦)

**૪૨૯**–કોઇપણ કીમતના હાથી ઉંટ ઘોડા વીગેરેને અથવા ૫૦ કે વધારે રૂપીઆની કીંમતના કોઇ બીજા જાનવરને મારી નાંખીને અથવા ઝેર દઇને અથવા લંગડુ લુલું કરીને કે નીરૂપયોગી કરીને બીગાડ કરવો (વ. ક. ૪૩૬)

**પ્રોશીજર**–સેશન, પ્રેસીડન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે, માંગણું થાય છે.

આ કલમમાં બતાવેલ જાનવર પાળેલાને કોઇના માલકીના હોવા જોઇએ જંગલી જાનવરો કે જેની ઉપર કોઇની માલકી કે કબજો નથી તેને આ કલમ લાગુ નથી. એક ગોધાને તેના માલીકે છોડી દીધો હશે ને તેના ઉપરની પોતાની માલકી છોડી દીધી હોય તે ગોધો મારી નાંખવાથી આ કલમ મુજબ ગુન્હો થતો નથી (૧૮૮૪ અ. વી. નો. ૮૭) ગોધો સદંતર તજી નહીં દીધો હોય તો તેને મારી નાંખવાથી ગુન્હો થાય છે. (૧૧ મદ્રાસ ૧૪૫) ઘોડાના કાન કાપી નાંખ્યા હોય તે આ કલમ પ્રમાણે લંગડુ લુલું કરી નાંખેલું કહેવાય (૩૫ મદ્રાસ ૫૯૪)

**૪૩૦**–ખેતીના કામોને પાણીનું પહોંચવું ઓછું કરીને બગાડ કરવો વીગેરે. (વ. ક. ૪૪૨)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે પરંતુ કોર્ટની પરવાનગીથી માંડી વાળી શકાય છે. (માંડીવાળવા બાબત જુઓ ક્રી. પ્રો. કો. ક. ૩૪૫મી (આ કલમ સને ૧૯૨૩ના આક્ટ ૧૮ ની કલમ ૧૫૯ થી સુધરી છે.)

**૪૩૧**-મુસાફરી કરવાને કે માલ લઈજવાને જોખમ ભરેલો થાય એમ અથવા અગમ્ય થાય એમ કોઇ સરિયામ રસ્તાને પુલને નદીને અથવા વહાણુ ચાલે એવી નહેરને નુકશાન કરીને બીગાડ કરવો. (વ. ક. ૪૪૧)

**પ્રોશીજર**-સે. પ્રે. પે. કે બીજા વર્ગના માજીસ્ટ્રેટ ઈનસાફ કરે જામીન લેવાય છે. માંગણુ થાય છે.

**ફેંસલા**-સરીઆમ રસ્તો એ શબ્દ જંગલમાંના ચીલાને લાગુ નથી. (૧૮૯૯ પ્રી. જ. લો. બ. ૬૨૯)

**૪૩૨**-નુકશાન થાય એવી રીતે કોઇ સરીઆમ ગટરને રેલાવી અને બંધ કરીને બીગાડ કરવો (વ. ક. ૪૪૩)

**પ્રોશીજર**-ઉપરની કલમ પ્રમાણે.

**૪૩૩**-કોઇ હાંડીનો દીવો અથવા વહાણુ ચલાવનારને સુચના દાખલ મુકેલું બોયું, નીશાની કે વસ્તુનો નાશ કરીને ખસેડીને બીગાડ કરવો, (વ. ક. ૪૪૫)

**પ્રોશીજર**-સેશન કોર્ટ ઈનસાફ કરે, જામીન લેવાય છે, માંગણુ થાય છે.

**૪૩૫**-સો અથવા વધારે રૂપીઆની નુકશાની અથવા ખેતીના ઉતપનની બાબતમાં દસ અથવા વધારે રૂપીઆની નુકશાની કરવાના ઇરાદાથી અગ્ની વડે અથવા અવાજ સાથે ફુટે તેવા પદાર્થ વડે બીગાડ કરવો (વ. ક, ૪૩૭)

**પ્રોશીજર**-સેશન પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે, માગણું થાય છે.

**૪૩૬**-કાંઈ ઘર વીગેરે નાશ કરવાના ઇરાદાથી અગ્ની વડે અથવા અવાજ સાથે ફુટે તેવા પદાર્થ વડે બીગાડ કરવો. (વ. ક. ૪૩૮)

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનસાફ કરે. જામીન લેવાય નહીં, માગણું થાય છે.

**ફેંસલા**–આ ગુન્હો થવા સારુ હેતુ હોવાની જરૂર નથી (ક્યું. અને આર. ૨૦૭) આગ લગાડવાથી બળતું થવુંજ જોઇએ એવું જરૂરનું નથી કારણકે કેટલીક જાતનાં લાકડાં એવા હોય છે કે જે બળીને ખાખ થાય છે તોપણ તેમાંથી બળતું નીપજતું નથી (સી. અને એમ ૫૪]જે ઘરને આગ લગાડી,તે ઘર બાળી નાંખવા આરોપી એ પ્રથમથી કોશીશ કરી હતી તે વાત પુરાવામાં ગ્રાહ્ય છે. (૨ સી. અને કે, ૩૦૬)

**૪૩૭**–તુતકવાળા વહાણનો કે ૨૦ ટનના ભારના વહાણનો નાશ કરવાના ઇરાદાથી અથવા એવા વહાણને જોખમ ભરેલું કરવાના ઇરાદાથી બીગાડ કરવો, (વ, ક, ૪૪૬)

**પ્રોસીજર**–ઉપરની કલમ પ્રમાણે

**૪૩૮**–છેલ્લી કલમમાં બ્યાન કરેલો બીગાડ અગ્ની વડે અથવા અવાજ સાથે ફૂટે એવા કોઇ પદાર્થ વડે કર્યો હોય તો (વ. ક. ૪૪૭)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે

**૪૩૯**–વહાણમંના માલની ચોરી કરવાના ઇરાદાથી અથવા તે માલનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવાના ઇરાદાથી તે વહાણ જાણી બુજીને જમીનપર કે કીનારાપર ચઢાવી દેવું. (વ, ક, ૪૪૮)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૪૪૦**–મોત વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરવાની તૈયારી કરીને બીગાડ કરવો (વ, ક, ૪૪૯)

**પ્રોસીજર** સેશન પ્રેસીડેન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય નહીં માંગણું થાય છે.

**૪૪૧**–સાપરાધ પ્રવેશ એટલે જે સખસના કબજામાં કાંઇ મીલકત હોય તે સખસને ધમકી દેવાના, તેનો તીરસ્કાર કરવાના અથવા તેને દુખ આપવાના ઇરાદાથી અથવા કંઇ ગુન્હો કરવાના ઇરિાદાથી તે મીલકત મધ્યે અથવા તે ઉપર જે માણુસ પ્રવેશ કરે અથવા તે મીલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી એવા કોઈ સખસને ધમકી દેવાના તેને તીરસ્કાર કરવાના અથવા તેને દુખ આપવાના અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી જે માણુસ કાયદા વિરૂદ્ધ ત્યાં રહે તે માણુસે સાપરાધ પ્રવેશ કર્યો એમ સમજવું. (વ, ક. ૪૫૦)

**ફેંસલા**–કોઇ સખસે શુદ્ધબુદ્ધીથી પોતાનો હક સમજી આ કલમ માં કહેલા ઇરાદા સિવાય પ્રવેશ કીધો હોય તો સાપરાધ પ્રવેશનો ગુન્હો થતો નથી (૧૮૮૪. ૨. અલ્હાબાદ) આરોપી ટીકીટ વગર એક તમાસાના મકાનમાં પેસે તેમાં ગુન્હો થતો નથી (૬. મુ. હા. કો. રી. ૬) કબજો પ્રત્યક્ષ હોવો જોઇએ (૧૪ ક. લો. જ. ૬૩૩)

**૪૪૨**–ગૃહ પ્રવેશ એટલે કોઈ ઇમારત, તંબુ અથવા વહાણ જે માણુસને રહેવાનાં ઠેકાણાં દાખલ વપરાતું હોય તેમાં અથવા કંઈ ઇમારત પુજાસ્થાન અથવા માલ રાખવાના ઠેકાણા દાખલ વપરાતું હોય તેમાં પેસીને અથવા તે મધ્યે રહીને જે માણુસ સાપરાધ પ્રવેશ કરે તેણે ગૃહ પ્રવેશ કર્યો એમ સમજવું.

**ખુલાસો**–પેસવામાં તે સાપરાધ પ્રવેશ કરનારના શરીરના કાંઇ પણ ભાગનો પ્રવેશ થયો તો ગૃહપ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે (વ. ક. ૪૫૩)

**ફેંસલા**–ઇમારત શબ્દમાં આગગાડીનો સમાવેશ થતો નથી. (૧ વેર. ૪૩૬)પ્રવેશ કાયદા વિરૂદ્ધ કરેલો હોવો જોઇએ કોઇ સખસની પરવાનગીથી ઘરમાં પેઠો હોય તો ગૂન્હો થતો નથી(૧૮૮૭૧ વેર.૫૩૪)

**૪૪૩**–ગુપ્ત ગૃહ પ્રવેશ એટલે–કોઇપણ માણુસ ગૃહ પ્રવેશ કરે અને આગળથી તેણે તદબીર કરી હોય કે જે ઇમારત તંબુ અથવા

વહાણુ તે પ્રવેશનું સ્થાન હોય તે મધ્યે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધ્યેથી તેને બહાર કાઢી મુકવાનો જેનો હક હોય એવા કોઇ સખસથી તે ગૃહ પ્રવેશ છાનો રહે તો તે માણુસે ગુપ્ત ગૃહ પ્રવેશ કર્યો એમ સમજવું (વ. ક. ૪૫૯)

૪૪૪–રાત્રે ગુપ્ત ગૃહ પ્રવેશ એટલે–સુર્યનો અસ્ત થયા પછી અથવા સુર્યનો ઉદય થતા પહેલાં જે માણુસ ગુપ્ત ગૃહ પ્રવેશ કરે તેણે રાત્રે ઘર પ્રવેશ કર્યો એમ સમજવું (વ. ક. ૪૫૯)

૪૪૫–ઘર ફોડવું એટલે કોઇ સખસ ગૃહ પ્રવેશ કરે ને જો તે ઘર મધ્યે અથવા તેના કોઇપિણ ભાગ મધ્યે પ્રવેશ નીચે બ્યાન કરેલા ૭ પ્રકારોમાંના કોઇપિણ પ્રકારે કરે અથવા ત્યાં કાંઇ ગુન્હો કરવાના કારણુસર તે ઘર મધ્યે અથવા તેના કોઇપિણ ભાગ મધ્યે ગયા પછી અથવા તે મધ્યે કઇ ગુન્હો કરી રહ્યા પછી જો તે સખસ તે ઘર મધ્યેથી અથવા તેના કોઇપણુ ભાગ મધ્યેથી તે ૭ પ્રકારોમાંના કોઇપણુ પ્રકારે બહાર નીકળે તો તે સખસે ઘર ફોડવાનો ગુન્હો કર્યો એમ સમજવું પ્રકારોના વીગત. પહેલો–તે ગૃહ પ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કર્યો હોય અથવા તે ઘર પ્રવેશ મધ્યે મદદગારી કરનારા કોઇ માણુસે જે રસ્તે કર્યો હોય એવા કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નીકળે તો. બીજો–પોતે અથવા તે ગુન્હામાં મદદગારી કરનાર કોઇ માણુસ એ સીવાય બીજા કોઇ સખસને કે માણુસને પેસવા માટે કર્યો નહી હોય એવે કોઇ રસ્તે થઈને જો તે માંહે પેસે અથવા બહાર નીકળે અથવા કોઇ ભીંત અથવા ઇમારત પર સીડીથી અથવા બીજી રીતે ચડી જઈને જે રસ્તો હાથ લાગે એવે કોઈ રસ્તે થઈને અગર તે માંહે પેસે અથવા બહાર નીકળે તો. ત્રીજો–ગૃહ પ્રવેશ કરવા માટે તે ઘર મધે રહેનાર માણુસે જે સાધનવડે કાંઈ રસ્તો ઉઘાડવાનો ઇરાદો રાખ્યો નહી હોય એવા કોઈ સાધન વડે પોતે અથવા તે ગૃહ પ્રવેશમાં મદદગારી કરનારા કોઈ સખસે જે રસ્તો ઉઘાડયો હોય એવે

કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નીકળે તો. ચોથો-તે ગૃહ પ્રવેશ કરવા માટે અથવા કાંઈ ગૃહ પ્રવેશ કર્યા પછી તે ઘરમાંથી બહાર નીકળવા માટે જો તે કંઇ કળ ઉઘાડીને માંહે જાય અથવા બહાર નીકળે તો. પાંચમો-સાપરાધ બળ વાપરીને અથવા હુમલો કરીને અથવા કોઇ સખસને હુમલાનો ડર દેખાડીને જો તે માંહે જાય અથવા બહાર નીકળે તો. છઠો-જે રસ્તેથી કોઇ એ પ્રમાણે આવે જાય નહીં એટલા માટે તે બંધ કરેલો છે એમ તે જાણતો હોય તથા જે રસ્તાને પોતેજ અથવા તે ગૃહ પ્રવેશમાં મદદગારી કરનાર કોઇ સખસે ઉઘાડેલો છે એમ તે જાણતો હોય એવા કોઇ રસ્તે થઇને જો તે માંહે જાય અથવા બહાર નીકળે તો.

**ખુલાસો**-કોઇઉપગૃહ અથવા ઈમારત કોઇ ઘરની સાથે ઉપભોગમાં આવતી હોય ને તે ઉપગૃહ તથા ઘર એઓના વચ્ચે બીજે કંઇ ન જતા એકમાંથી બીજામાં જવાનો રસ્તો હોય તો તે ઉપ ગ્રહ ને તે ઘરનો આ કલમના અર્થ પ્રમાણેનો ભાગ સમજવો (વ. ક. ૪૬૦)

**ફેંસલા**-બારીના ભાગેલા કાણામાંથી હાથ ઘાલીને બારીની અંદરની શાકળ ઉગાડયાથી ઘર ફોડવાનો ગુન્હો થાય છે (૧ વુડ શી.શી. ૩૨૪) ચીમનીમાંથી ઘરમાં ઉતરે તો ઘર ફોડવું થાય છે (કયુ અને આર ૪૫૦) દીવાલપર ચડીને ઘરમાં પેશે તો ઘર ફોડવાનો ગુન્હો થાય છે (૨. વી. રી. ૬૫ ) ઘર ફોડવાના ગુન્હામાં ગુન્હેગારના શરીરનો કાંઇપણ ભાગનો પ્રવેશ થાય તો ગુન્હો થાય છે (કયુ. અને કયું. ૪૯૯)

૪૪૬-રાત્રે ઘર ફોડવું-એટલે જે માણસ સુરજનો અસ્ત થયા પછી તથા સુરજનો ઉદય થતા પહેલાં ઘર ફોડવાનો ગુન્હો કરે તેણે રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કર્યા એમ સમજવું (વ. ક. ૪૬૦)

**૪૪૭**-શાપ્રાધ પ્રવેશ કરવો (વ. ક. ૪૫૧ પ્રમાણે ગુન્હો નોનકોગનીઝેબલ છે)

**પ્રોસીજર**–કોઇ પણ માજીસ્ટ્રેટ ઇનશાફ કરે–જામીન લેવાય છે માંડી વાળી શકાય છે. માગણું થાય છે (માંડી વાળવા બાબત ક્રી. પ્રો. કો. ક. ૩૪૫ મી.)

૪૪૮–ગૃહપ્રવેશ કરવો

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે. (માંડી વાળવા બાબત ક્રી., પ્રો. કો. ક. ૩૪૫ મી.)

૪૪૯–મોતની શીક્ષા થઇ શકે એવો ગુન્હો કરવા શારુ ગૃહપ્રવેશ કરવો (વ. ક. ૪૫૫).

**પ્રોશીજર**–સેસન કોર્ટ ઇનશાફ કરે જામીન લેવાય નહી માગણું થાય છે.

૪૫૦–જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારુ ગૃહપ્રવેશ કરવો (વ. ક. ૪૫૬)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે

૪૫૧–કેદની શીક્ષા થઇ શકે એવો ગુન્હો કરવા શારુ ગ્રહપ્રવેશ કરવો (વ. ક. ૪૫૭)

**પ્રોશીજર**–કોઈપણ માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય છે, કોર્ટની પરવાનગીથી ગુન્હો માંડી વાળી શકાય, માગણું થાય છે (માંડી વાળવા બાબત જુઓ ક્રિ. પ્રો. ક. ૩૪૫ મી આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૧૮ ની કલમ ૧૫૯ થી સુધરી છે.)

જો તે ગુન્હો ચોરીનો હોય તો (વ. ક, ૪૫૭)

**પ્રોશીજર**–શેશન પ્રેસીડેન્સી પે. કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનશાફ કરે, જામીન લેવાય, નહી, માગણું થાય છે.

**ફેંસલા**–આરોપીનો ઇરાદો કયો ચોકસ ગુન્હો કરવાનો હતો તે બતાવવાની જરૂર નથી ૧૮૮૧–૧–વેર–૫૩૩) આરોપીનો ઇરાદો કયો

ચોક્સ ગુન્હો કરવાનો હતો તે ફરીઆદીએ શાબીત કરવું જોઈએ (૧૬ વી. રી. ૬૩)

**૪૫૨**–કોઇ શખશને વ્યથા હુમલો કે ગેરવાજબી અટકાવ કરીને ગૃહપ્રપેશ કરવો.

**પ્રોશીજર**–સેસન પ્રેસીડેન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહી માગણું થાય છે.

**૪૫૩**–ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું (વ. ક. ૪૬૧)

**પ્રોશીજર**—પ્રેસીડેન્સી પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહી, માગણું થાય છે.

**૪૫૪**–કેદની શીક્ષા થઇ શકતી હોય એવો કોઈ ગુન્હો કરવા શારૂ ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું (વ. ક, ૪૬૨)

**પ્રોશીજર**–શેશન કોર્ટ પ્રેસીડેન્સી પેહલા કે. બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનશાફ કરે, જામીન લેવાય નહી, માગણું થાય છે.

આ ગુન્હા કરનાર ભટકતી જાતો–બહુરીબદક ટંકણકાર, લંગોટી પારધી કોલ્હાટ, કંઝરશનસા, કેકાની,

જો તે ચોરીનો ગુન્હો હોય તો (વ. ક. ૪૬૨)

**પ્રોશીજર**–ઉપર પ્રમાણે.

**૪૫૫**–કોઇ શખશને વ્યથા હુમલો કે ગેરવાજબી અટકાવ કરવાની તૈયારી કરીને ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું (વ. ક. ૪૬૩).

**પ્રોશીજર**–સેશન પ્રેસી. કે. પહેલા વર્ગનો માજીસ્ટ્રેક ઇનશાફ કરે, જામીન લેવાય નહી, માગણું થાય છે.

**૪૫૬**–રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું (વ.ક. ૪૬૪)

**પ્રોશીજર**–સેસન પ્રેસી. પહેલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહી, માગણું થાય છે.

**૪૫૭**–કેદની શીક્ષાં થઇ શકતી હોય એવો ગુન્હો કરવા સારૂ રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું (વ.ક.૪૬૫) તે ગુન્હો ચોરીનો હોય તો

**પ્રોસીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૪૫૮**–કોઇ શખસને વ્યથા હુમલો કે ગેરવ્યાજબી અટકાવ કરવાની તૈયારી કરીને રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું (વ. ક. ૪૬૬)

**પ્રોશીજર**–શેસન પ્રેસીડન્સી કે પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે, જામીન લેવાય નહી, માગણું થાય છે.

**૪૫૯**–ગુપ્પ ગૃહપ્રવેશ અથવા ઘરફોડવાનો ગુન્હો કરતા કોઇને મહા-વ્યથા કરવી અથવા મોત આણવાની કે મહાવ્યથા કરવાની કોશિસ કરવી (વ. ક. ૪૬૭)

**પ્રોશીજર**–શેસન કોર્ટ ઇન્સાફ કરે, જામીન લેવાય નહી, માગણું થાય છે.

**ફેંસલા**–ગૃહપ્રવેશનો અથવા ઘર ફોડવાનો ગુન્હો સંપૂર્ણ થયો ન હોય ને ફકત ગુન્હાની કોશીસ થઇ હોય તો આ કલમ લાગુ પડે નહી (૮) અલ્હાબાદ ૬૪૯) ઘર ફોડવાનો ગુન્હો કરવામા મહાવ્યથા કરી હોય અથવા કોશિસ કરી હોય ત્યારેજ આ કલમ લાગુ પડે છે તે ગુન્હો પુરો થયા પછી મહાવ્યથા કરી હોય કે કરવાની કોશીસ કરી હોય તો આ કલમ લાગુ નથી ( ૧૮૭૬ પ. રે. ન. ૧૭ )

**૪૬૦**–ઘણા સખશો રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કે ઘર ફોડવામાં સામેલ હોય અને તેઓમાંનો કોઈ એક મોત અથવા મહાવ્યથા કરે તો જે શખસો એ ગુન્હો કરવામાં શામેલ હોય તે દરેકને શિક્ષા (વ. ક. ૪૬૮)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**ફેંસલો**–આ કલમ મુજબ જવાબદારી નાખવા સારૂ રાત્રે ગુપ્ત

ઘરપ્રવેશનો અથવા રાત્રે ઘર ફોડવાનો ગુન્હો સંપૂર્ણ થએલો હોવો જોઇએ જો માત્ર તે ગુન્હાની કોશિસ થઈ હોય તો આ કલમ લાગુ પડે નહી ( ૧૮૭૪–પ. રે. ૧૬)

૪૬૧–કોઈ બંધ કરેલા નિધાનમા મીલ્કત હોય અથવા કાંઈ મીલકત છે એમ મનાતું હોય તે નીધાનને બદદાનતથી કે બીગાડ કરવાના ઇરાદાથી ફોડીને ઉઘાડવું અથવા તેના બંધ છોડવા ( વ. ક. ૪૧૨–૪૭૦ )

**પ્રોશીજર**–પ્રેસીડેન્સી પેહલા કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇનસાફ કરે જામીન લેવાય છે.

**ફેંસલા**–માણસનું મુડદું એ મીલકત નથી તેથી મુડદાની ચોરી કરવા તે રાખવાની પેટી ઉઘાડવાથી ચોરી કે બગાડનો ગુન્હો થતો નથી ( ૨૫ અલ્હાબાદ–૧૨૯ )

૪૬૨–તેજ ગુન્હો જ્યારે તે નીધાન જેને સોંપ્યું હોય તેજ માણસ ઉઘાડવાનો અખત્યાર ન છતાં બદદાનતથી તે નીધાનને ફોડીને ઉઘાડે અથવા તેના બંધ છોડે તો ( વ. ક. ૪૧૨ )

**પ્રોશીજર**–શેસન પ્રેસી. પે. કે બીજા વર્ગનો માજીસ્ટ્રેટ ઇન્સાફ કરે જામીન લેવાય છે.

**ફેંસલો**–કોઇ નીધાનમાં કાંઇ મીલકત નથી એવું આરોપી જાણતો હોય તો તે ઉઘાડવાથી ગુન્હો થતો નથી ( ૨૫ અલ્હાબાદ ૧૨૯ )

---

## બાબ ૧૮ મો–લેખ સબંધી તથા વેપારની અથવા મીલકતની નીશાઓ સંબંધી.

૪૬૭–કોઈ કીમતી દસ્તાવેજ, વીલ, દત્તક લેવાનું અધિકાર પત્ર, મુખત્યારનામું–ફારગતી, કે પોહોંચ ખોટા બનાવે તે કીમતી દસ્તાવેજ હીદુસ્તાનની સરકારની પ્રોમીસરી નોટ હોય તો

( વ. ક. ૪૭૬ પ્રમાણે વગર વારંટે પકડવા અધીકાર નથી,)

**પ્રોશીજર**–સેસન ઇન્સાફ કરે, જામીન લેવાય નહી, માગણું થાય છે.

૪૭૦–બનાવટનો લેખ એટલે જે ખોટો લેખ સઘળો કે થોડો ઘણો ખોટો લેખ બનાવવાના ગુન્હાથી બન્યો હોય તેનું નામ બનાવટનો લેખ પાડયું છે. ( વ. ક. ૪૭૮ )

૪૭૧–આ બનાવટનો લેખ છે એમ જાણવા કે માનવા છતાં તે બદદાનતથી કે દગલબાજીથી ખરા દાખલ વાપરવો અને તે ખોટો બનાવટનો લેખ હીદુસ્તાનની સરકારની પ્રોમીસરી નોટ હોય તો ( વ. ક. ૪૭૯ પ્રમાણે વગર વારંટે પકડવા અધીકાર નથી.)

**પ્રોશીજર**–શેસન કોર્ટ ઇન્સાફ કરે, જામીન લેવાય છે. માગણું થાય છે.

**ફેંસલો**–આ કલમના ગુન્હા બદલ કામ ચલાવવા ક્રિ. પ્રો. કો. ક. ૧૯૬ તથા ૪૭૬ મુજબ મંજુરાતની જરૂર નથી (૧૯ ક. વી. નો ૧૨૫) ખોટો દસ્તાવેજ પુરાવામાંજ વાપરવો જોઇએ અથવા પૈસા મેળવવા વાપરવો જોઇએ. એવું જરૂરતું નથી ( ૧૧ લી. રી. ૧૫ ) પોલીસ તપાસમાં ખોટો લેખ રજુ કર્યો હોય તે વાપરેલો કહેવાય. ૧૮૯૦–૧–વેર–૫૫૦) ખોટા લેખની ખરી નકલ વાપરવી એ પણ આ કલમ મુજબ ગુન્હો છે (૨૮ અલ્હાબાદ ૪૦૨)

૪૮૯–અ ચલણી નોટો અથવા બેંક નોટો ખોટી બનાવવી (વ. ક. ૪૮૪ અ)

**પ્રોશીજર**–શેસન કોર્ટ ઇન્સાફ કરે, જામીન લેવાય નહી.

**૪૮૯**–બ–ખોટી અથવા બનાવટી નોટો અથવા બેક નોટોને ખરી નોટો તરીકે વાપરવી. (વ. ક. ૪૮૪ આ.)

**પ્રોશીજર**–ઉપરની કલમ પ્રમાણે.

**૪૮૯**–ક–ખોટી અથવા બનાવટી ચલણી નોટો અથવા બેક નોટો કબજામાં રાખવી. (વ. ક. ૪૮૪ ઈ)

**પ્રોશીજર**–શેસન કોર્ટ ઇન્સાફ કરે, જામીન લેવાય છે.

**૪૮૯**–ડ–ચલણી નોટો અથવા બેક નોટો ખોટી બનાવટી બનાવવા સારૂ કોઇ પણ હથીઆર અથવા પદાર્થ બનાવવા અથવા કબજામાં રાખવા. (વ. ક. ૪૮૪ ઇ)

**પ્રોશીજર**–શેસન ઇન્સાફ કરે, જામીન લેવાય નહી.

---

## બાબ ૨૩ મો ગુન્હો કરવાની કોશીસ સંબંધી.

**૫૧૧**–જે ગુન્હાઓને માટે સમુદ્ર પારની અથવા કેદની શીક્ષા ઠરાવી છે તે ગુન્હા કરવાની કોશીસ કરવી અને તે કોશીસ કરવામાં તે ગુન્હો કરવા તરફ કંઈ કામ કરવું. (વ. ક. ૫૧૨)

**પ્રોશીજર**–કોશીસ કરેલા ગુન્હાનો ઇનસાફ જે કોર્ટથી થતો હોય તે કોર્ટ ઇનસાફ કરે. મુળ ગુન્હામાં જામીન લેવાતા હોય તો લેવાય કોશીસ કરેલો ગુન્હો માંડીવાળી શકાતો હોય તો માંડીવાળી શકાય.

**ટીપ**–જે ગુન્હાની કોશિસ હોય તે ગુન્હો વગર વારંટે પકડી શકાતો હોય તો પકડાય, નહીં તો નહીં.

**ફેંસલા**–ગુન્હો કરવાની તૈયારી કરવી એટલે તે ગુન્હો કરવા સારૂ વસ્તુ અથવા ઉપાયોની જરૂર હોય તે વસ્તુ તૈયાર કરવી અથવા તે ઉપાયો લેઇ રાખવા. (૧ અલ્હાબાદ ૩૧૬) ગુન્હો કરવાની કોશીશ એવી જોઇએ કે જો તે ફતેહમંદના નીવડી હતે

તો ગુન્હો સંપુર્ણ થાત. (૭ કલકતા ૩૫૨) ડાકાઇટી કરવાની કોશીશ કરવાના ગુન્હાને કલમ ૫૧૧ લાગુ નથી (૭ વી. રી, ૪૮) કંઇ ગુન્હો કરવાના ઇરાદાથી કંઈ કૃત્ય કર્યું હોય અને જો કંઈ હરકત થઈ ન હતે તો તે કામથી ગુન્હો થાત એવું હોય તો ગુન્હો કરવાની કોશિશ કરી એમ કહેવાય (એલ અને સી. ૧૪૫) આરોપીએ કંઇ ગુન્હો કરવાના ઇરાદાથી કંઇ કૃત્ય કરવું જોઇએ એટલુંજ નહીં પણ તે કૃત્ય તે ગુન્હાની કોશીશમાં કરેલું હોવું જોઇએ. (૩. બ. લો. રી. ૫૫) ગૂન્હાની મદદગારી કરવાના ગુન્હાની કોશીશ કરવાનો ગુન્હો થઇ શકે છે (૧૮૮૭ પ. રે. ૪૯) કંઇ ગુન્હો કરવાનો ફક્ત ઇરાદો કીધો હોય પણ તે ગુન્હો કરવા માટે બીજી કંઈ પણ તૈયારી કે તજવીજ કરી ન હોય તો ફક્ત ઇરાદો કીધાથી તે સખસ શિક્ષાને પાત્ર થતો નથી (૨૪ મુ. ૨૮૭)

## બીજા કાયદાઓ તોડી કરેલ ગુન્હાઓ.

આ ગુન્હાઓ જો મોતની સમુદ્રપારની અથવા સાત વરસ સુધીની અથવા તે કરતાં વધારે મુદતની કેદની શીક્ષા જોગ હોય તો.

**પ્રોશીજર**—વગર વારંટે પકડી શકાય—સેશન ઇનસાફ કરે,જામીન લેવાય નહીં

ત્રણ વરસ સુધીની અથવા તે કરતાં વધારે મુદતની પણ ૭ વરસથી ઓછી મુદતની કેદના શીક્ષા જોગ હોય તો.

**પ્રોશીજર**—વગર વારંટે પકડી શકાય—સેશન પ્રેસી. પેહલા વર્ગનો માજીસ્ત્રેટ ઇનસાફ કરે જામીન લેવાય નહીં પણ સન ૧૮૭૮ના હથીઆર એકટની કલમ ૧૯ મુજબના ગુન્હાઓના કામમાં જામીન લેઇ શકાતો હોય તો લેઈ શકાય છે.

---

# ક્રિમીનલ પ્રોસીજર કોડ.

## બાબ ૧ લો.

૧ (૨) આ આકટ આખા બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ છે પણ કોઇ વિરૂદ્ધ પડતો ખાશ ઠરાવ ન હોય તો હાલમાં કોઇપણ વિશેષ અથવા સ્થાનીક કાયદો અમલમાં હોય તેને અથવા બીજો કોઈ પણ કાયદો હાલ અમલમાં હોય અને તેથી કોઈપણ વિશેષ હકુમત અથવા અધિકાર આપેલો હોય તેને અથવા કામ ચલાવવાની કોઇ પણ વિશેષ રીત ફરમાવેલી હોય તેને આ આકટ માંહેના કોઇપણ મજકુરથી બાધ આવશે નહીં આ આકટ માંહેનો કોઈપણ મજકુર (અ) કલકતા, મદ્રાસ તથા મુંબઇ શહેરમાં પોલીશ કમીશનરોને અથવા કલકતા મુંબઇ એ શહેરમાં પોલીશને (બ) મદ્રાસ ઇલાકાના ગામના મુખીઓને અથવા મુંબઇ ઇલાકાના ગામનાં પોલીશ અમલદારોને લાગુ નથી.

**ફેસલા**—આ કાયદાની કલમ ૪૨, ૪૪, ૫૪, ૫૫, ૫૬, ૬૮, ૮૩, ૮૪, ૮૫, ૮૬, ૧૨૭–૨૦૨ અને પરિશિષ ૨ નું આશન ત્રીજું (વગર વારંટે પકડવા બાબત) કલકતા અને મુંબઇ પોલીશને ખાસ કરી લાગુ કરવામાં આવેલ છે તેમજ કલમ ૧૫૫ પણ લાગુ છે (૧૫ કલ. ૫૯૫) કલમ ૩૮૬–૩૮૭ મી ટલકતા શહેરમાં પોલીસ કમીશનરને લાગુ છે (૨૩–૩–૦૪ કલકતા ગેજટ).

૪ (બ) જામીન લઇ શકાય એવો ગુન્હો—જે ગુન્હા બાબત જામીન લઈ શકાય તે–અને–જામીન નહી લઈ શકાય એવો ગુન્હો એટલે બીજો કોઈ પણ ગુન્હો સમજવો.

૪ (ફ) કોગનીઝેબલ ગુન્હો–જે ગુન્હા બાબત અને કોગનીઝેબલ મુકદમો એટલે જે મુકદમામાં ઇલાકાના મુખ્ય શહેરની અંદર અથવા બહાર પોલીસ અમલદાર બીજા પરિશીષ્ટ પ્રમાણે અથવા હરકોઇ

ચાલુ કાયદા પ્રમાણે વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુન્હો અથવા મુકદમો સમજવો.

૪ (ગ) કમીશનર ઓફ પોલીસ—આ સબ્દમાં ડેપ્યુટી કમીશનર ઓફ પોલીસનો સમાવેશ થાય છે.

૪ (હ) ફરીયાદ એટલે—આ કાયદા પ્રમાણે માજીસ્ટ્રેટની પાસે કોઇ માણુસે કોઇ ગૂન્હો કર્યો છે એવો મજકુર લખીને જાહેર કરવો ને તેમાં પોલીસ અમલદારના રીપોર્ટનો સમાવેસ થતો નથી.

૪ (કે) ચોકસી એ શબ્દમાં, માજીસ્ટ્રેટે કે કોર્ટે આ કાયદાની રૂએ ઇનસાફ સિવાય કરેલી બીજી દરેક ચોકસીનો સમાવેસ થાય છે.

૪ (લ) તપાસ, આ શબ્દમાં પોલીશ અમલદાર કે જેને આ બાબત કોઇ માજીસ્ટ્રેટે અધિકાર આપ્યો હોય તે સખસે પુરાવો એકઠો કરવા સારૂ આ કાયદા પ્રમાણે ચલાવેલા સઘળા કામનો સમાવેસ થાય છે

૪ (ન) નોનકોગનીઝેબલ ગૂન્હો—એટલે જે મુકદમામાં પોલીસ અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર નથી તેવો ગૂન્હો.

૪ (ઓ) ગુન્હો કોઇપણ ચાલુ કાયદાથી શીક્ષા લાયક કરેલું કૃત્ય અથવા કસુર.

૪ (પી) જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર થાણાના મકાનમાંથી ગેરહાજર હોય અથવા મંદવાડને લીધે અથવા બીજા કારણને લીધે પોતાનું કામ બજાવવાને અસકત હોય ત્યારે તેની પછીના દરજ્જાનો અને કોન્સ્ટેબલથી ચઢતા દરજ્જાનો જે પોલીસ અમલદાર તે થાણાના મકાનમા હાજર હોય તેનો સમાવેશ થાય છે,

૪ (ક્યુ) જગા—આ શબ્દમાં ઇમારત તંબુ તથા વહાણુનો પણ સમાવેસ થાય છે.

૪ (એસ) પોલીસ થાણું—જે ઠેકાણાને અથવા જગાને સ્થાનીક સરકારે સામાન્ય રીતે અથવા વિશેષ કરીને પોલીસ થાણું ઠરાવ્યું હોય તે ઠેકાણુ અથવા જગા.

---

## બાબ ૪થો—માજીસ્ત્રેટને તથા પોલીસ તથા પકડનારા માણસોને મદદ તથા ખબર આપવા બાબત.

૪૨–ઇલાકાના મુખ્ય શહેરની અંદર કે બહાર કોઇ માજીસ્ત્રેટ અથવા પોલીશ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વાજબી રીતે મદદ માગે તેવા દરેક માણસે તેને મદદ કરવી જોઇએ

(અ) બીજા કોઇપણ માણસને પકડવાનો સદરહુ માજીસ્ત્રેટને અથવા પોલીસ અમલદારને અધિકાર હોય એવા માણસને પકડવામાં અથવા તેને નહાશી જતો અટકાવવામાં.

(બ) સુલેહના ભંગનો અટકાવ કરવામાં અથવા તે દાબી દેવામાં અથવા હરકોઇ રેલવે, નહેર, ટેલીગ્રાફ, અથવા સાર્વજનીક મીલકતને નુકશાન કરવાની કોશિષનો અટકાવ કરવામાં (વ. ક. ૫૩૧)

"મદદ કરવાની ફરજ છતાં ઇરાદા પુર્વક વર્જન કરનાર પી. કો. ક. ૧૮૭ મુજબ શિક્ષાને પાત્ર થાય છે."

૪૪–હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૧, ૧૨૧, (અ) ૧૨૨, ૧૨૩, ૧૨૪, ૧૨૪, (અ) ૧૨૫, ૧૨૬, ૧૩૦, ૧૪૩, ૧૪૪, ૧૪૫, ૧૪૭, ૧૪૮. ૩૦૨, ૩૦૩. ૩૦૪, ૩૮૨, ૩૯૨. ૩૯૩, ૩૯૪, ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૦૨, ૪૩૫, ૪૩૬, ૪૪૯, ૪૫૦ ૪૫૬, ૪૫૭, ૪૫૮, ૪૫૯, અને ૪૬૦મી કલમો પૈકી કોઈ પણ કલમ પ્રમાણે શિક્ષા થઇ શકતી હોય એવો હરકોઇ ગુન્હો કર્યા વિષે અથવા કરવાના બીજા હરકોઇ સખસના ઇરાદા વિષે ઇલાકાના મુખ્ય શહેરની અંદર કે બહાર જે સખસ જાણતો હોય એવા દરેક શખશે વાજબી સબબ નહીં હોય તો પાસેમાં પાસેના માજીસ્ત્રેટને અથવા પોલીસ અમલદારને તે બાબતની ખબર તાબડતોબ આપવી. વાજબી સબબ છે તે સાબીત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનારા સખસને માથે છે એમ સમજવું.

(૨) આ કલમના કારણ સારૂ "ગુન્હો" એ સંજ્ઞામાં જે કોઇ પણ કૃત્ય બ્રિટીશ હીંદુસ્તાનમાં કરવામાં આવ્યું હોત તો ગુન્હો બનત તે કૃત્ય બ્રિટીશ હિંદુસ્તાન બહારની કોઈ પણ જગાએ કર્યું હોય તેનો સમાવેશ થાય છે (વ. ક. ૫૩૩)

" આ કલમ પ્રમાણે ગુન્હાઇત પ્રકારની જવાબદારી સંબંધમાં જુઓ પી. કો. ક. ૧૧૮, ૧૭૬, અને ૨૦૨. ખોટી ખબર આપનારની જવાબદારીમાટે પી. કો. ક. ૧૭૭"

૪૫ (૧) દરેક ગામના મુખીએ, ગામના તલાટીએ, ગામના રખેવાળ. ગામના પોલીશ અમલદારે, જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારે તથા એવા કોઇપણ ધણીના અથવા ભોગવટો કરનારના મુખત્યાર (જેના હવાલામાં તે જમીનનો વહીવટ કરવાનું હોય) તથા સરકારની તરફથી અથવા કોર્ટ ઓફ વોર્ડઝની તરફથી મહેસુલ અથવા જમીનનું ગણોત વસુલ કરવાના કામ ઉપર જે અમલદારને નીમ્યો હોય તે દરેક અમલદારે હેઠળ લખેલી વાતો બાબત જે ખબર પોતાને (હોય) તે પાસેમાં પાસેના માજીસ્ત્રેટને અથવા પાસેમાં પાસેનું પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને ( એ બે માંથી જે વધારે પાસે હોય તેને)(અ) જે ગામનો પોતે મુખી, તલાટી, રખવાળ અથવા પોલીસ અમલદાર હોય તે ગામમાં અથવા જે ગામમાં પોતાની જમીન હોય અથવા પોતે જમીનનો ભોગવટો કરતો હોય અથવા મુખત્યાર હોય અથવા ગણોત અથવા મહેસુલ વસુલ કરતો હોય તે ગામમાં ચોરીની મીલકત લેનારા અથવા વેચનારા હરકોઇ મશહુર માણસના કાયમ અથવા કામચલાઉ રહેવાના ઠેકાણા હોય તે બાબત.

(બ) ફલાણો માણસ ઠગ, અપહરણ કરનાર, નાશી ગએલો ગુન્હેગાર અથવા ઢઢેરાથી પ્રસિદ્ધ કરેલો ગુન્હેગાર છે એવું પોતાને માલમ હોય અથવા વાજબી રીતે શક હોય તે માણસ સદરહુ ગામમાંની કોઇ જગાએ આવતો જતો હોય અથવા સદરહુ ગામમાં થઇને જતો હોય તે બાબત.

(ક) સદરહુ ગામમાં અથવા ગામની પાસે જામીન નહી લેઈ શકાય એવો અથવા હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૪૩ મી ૧૪૪ મી ૧૪૫ મી ૧૪૭ મી અથવા ૧૪૮ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકતી હોય એવો હરકોઇ ગુન્હો કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત.

(ડ) સદરહુ ગામમાં અથવા ગામની પાસે કાંઇ પણ અકસ્માત અથવા સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ મોત થયાની વાત અથવા શક ભરેલી હકીકતમાં કાંઇ પણ મોત થયાની વાત બાબત (અથવા તે ગામની પાસે અથવા અંદર કોઇ લાસ અથવા લાસનો કોઈ પણ ભાગ મળી આવે અને તે ઉપરથી શક લેવા વ્યાજબી કારણુ મળે કે એવું મોત થયું છે. અથવા એવા સંજોગમાં કોઈ માણુસ ગુમ થાય કે તે ઉપરથી શક લેવા વ્યાજબી કારણુ મળે કે તે માણુસના સબંધમાં જામીન ન લેઇ શકાય તેવો ગુન્હો બન્યો છે તે બાબત.)

(ઇ) જે કોઇ પણ કૃત્ય બ્રીટીશ હીન્દુસ્તાનમાં કર્યું હોય તો તે હીન્દુસ્તાનના ફોજદારી કાયદાની ( ૨૩૧, ૨૩૨, ૨૩૩, ૨૩૪, ૨૩૫, ૨૩૬, ૨૩૭, ૨૩૮) ૩૦૨, ૩૦૩, ૩૮૨, ૩૯૨. ૩૯૩, ૩૯૪, ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૦૨, ૪૩૫, ૪૩૬, ૪૪૯, ૪૫૦, ૪૫૭, ૪૫૮, ૪૫૯, તથા ૪૬૦, (૪૮૯ અ. ૪૮૯ બ. ૪૮૯ ક. ૪૮૯ડ.) મી કલમો પૈકી કોઇ પણ કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હો થાય એવું કોઈ પણ કૃત્ય એવા ગામ પાસેની બ્રિટીશ હિન્દુસ્તાન બહારની કોઈ પણ જગોએ કર્યાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત.

(ફ) બંદોબસ્ત રાખવામાં અથવા ગુન્હો અટકાવવામાં જેથી ખલેલ થવાનો અથવા જાનમાલની સહીસલામતીને ધોકો પોહોંચવાનો સંભવ હોય એવી જો કોઈ વાતની ખબર આપવાનું જીલ્લા માજીસ્ત્રેટે, સ્થાનીક સરકારની અગાઉથી મંજુરી લઇને કરેલા સામાન્ય અથવા ખાસ હુકમ ઉપરથી પોતાને ફરમાવ્યું હોય તે વાત બાબત તાબડતોડ ખબર આપવી જોઇએ.

(૨) આ કલમમાં "ગામ" એ શબ્દમાં ગામની જમીનને શમાવેશ થાય છે અને,–"ઢંઢેરાથી પ્રસિદ્ધ કરેલો ગુન્હેગાર" એ સંજ્ઞામાં ગવરનર જનર ઇન કાઉંશીલેં હિન્દુસ્તાનના કોઈ પણ ભાગમાં સ્થાપેલી અથવા ચાલુ રાખેલી કોઈ પણ કોર્ટે અથવા અધિકારીએ હેઠળ લખેલાં કૃત્યના સંબંધમાં એટલે જે કોઇ પણ કૃત્ય બ્રિટીશ હિન્દુસ્તાનમાં કર્યું હોય તો તે બદલ હિન્દુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૨, ૩૦૪ ૩૮૨, ૩૯૨, ૩૯૩, ૩૯૪, ૩૯૫, ૩૯૬, ૩૯૭, ૩૯૮, ૩૯૯, ૪૦૨, ૪૩૫, ૪૩૬, ૪૪૯, ૪૫૦, ૪૫૭, ૪૫૮, ૪૫૯ મી તથા ૪૬૦ મી કલમો પૈકી કોઈ પણ કલમ પ્રમાણે શિક્ષા થઇ શકતી હોય એવા કોઈ પણ કૃત્યના સંબંધમાં જે કોઇ પણ સખસ ગુન્હેગાર છે એવો ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો હોય તે શખસનો સમાવેશ થાય છે.

(૩) ગામના મુખી નીમવાનો જીલ્લા માજીસ્ત્રેટ અથવા સબ ડીવીઝનલ માજીસ્ત્રેટને અધિકાર છે વીગેરે બાબત. ( વ. ક. ૫૩૪ )

* આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૯થી સુધારવામાં આવેલી છે.

**ફેસલો**–જમીન આ શબ્દમાં ઘરનો સમાવેશ થતો નથી તેથી માત્ર ઘરના માલીક અથવા ભોગવટો કરનારને આ કલમ લાગુ નથી (૧૨ મ. ૯૨) માજીસ્ત્રેટ અથવા પોલીસને બીજી રીતે ખબર મળી હોય તો કોઈ શખસ ઉપર કલમ ૪૫ નો નીયમ લાગુ નથી. ( ૪ કલમ ૬૨૩ ) ગામડાનો મુનસફ અથવા ગામડાનો માજીસ્ત્રેટ તે ગામનો મુખી (૩૨ મદ્રાસ ૨૫૮) મુબઇના વિલેજ પોલીસ આકટ પ્રમાણે પોલીસ પટેલને ક. ૧૦–૧૧–૧૨–૧૩ પ્રમાણે અધિકાર છે. (૧૯ મુંબઈ ૬૧૨.)

" ખબર આપવાની કસુર કરનાર પી. કો. ક. ૧૭૬ અથવા ૨૧૭ પ્રમાણે સિક્ષાને પાત્ર થાય છે."

## બાબ ૫ મો; પકડવા નાશી જવા તથા ફરીથી પડવા બાબત.

૪૬–(૧) કોઇ શખશને પકડવો તે એવી રીતે કે જે પોલીસ અમલદાર અથવા બીજો સખસ પકડતો હોય તેણે તે શખસના શરીરને ખરેખર અડકવું અથવા કેદ કરવું પણ જો તે શખસ કાંઇ બોલીને અથવા કાંઇ કરીને પોલીસને તાબે થાય તો તેમ કરવું નહીં.

(૨) જો સદરહુ શખસ પોતાને પકડવાની કોશીષની સામે જબર દસ્તી કરે અથવા પોતે ન પકડાય એવી કોશીષ કરે તો તેને પકડવા સારૂ જે જે ઉપાયો કરવા જરૂરી હોય તે સર્વે ઉપાયો કરવાને સદરહુ પોલીસ અમલદાર અથવા બીજો સખસ મુખત્યાર છે.

(૩) જે શખસની ઉપર મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવાલાયક કોઇ ગુન્હાનું તોહમત આવ્યું ન હોય તે સખશનું મોત આણવાનો હક આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી આપવામાં આવતો નથી (વ. ક. ૨૩૭)

**ફેંસલા**–પકડતી વખતે પકડનાર શખસની પાસે પકડવાનું વારંટ હોવું જોઇએ (૫ અ. ૩૧૮) કોઇ શખસને પકડવામાં અમલદાર ગેરકાયદે વર્ત્યો હોય તો કલમ ૯૯ નો લાભ મળતો નથી (૧૩ મુ૦ ૧૬૮) પારકા રાજ્યની પોલીસે બ્રિટીશ મુલકમાં કોઇ સખસને પકડયો હોય તો તે કાયદા વિરૂદ્ધ છે (૨૯ અ. ૩૭૭)

"પકડતા સામે થનાર પી. કો. ક. ૨૨૪–૨૨૫ પ્રમાણે ગુન્હેગાર થાય છે"

૪૭–જો પકડવાના વારંટ પ્રમાણે કામ કરનારા હરકોઇ સખસોને અથવા પકડવાના અધીકારવાળા હરકોઇ પોલીશ અમલદારને એવું માનવાનું કારણ હોય કે જે માણસને પકડવો છે તે ફલાણી જગામા પેશી ગયો છે અથવા ફલાણી જગામાં છે તો જે માણસ સદરહુ જગામાં રહેતો હોય અથવા જે માણસના હવાલામાં સદરહુ જગા હોય

તે માણસે ઉપર કહ્યા પ્રમાણે કામ કરનારા શખશને અથવા સદરહુ પોલીસ અમલદારને તેની માગણી ઉપરથી તે જગામા વગર અડચણે જવા દેવો અને એમાં શોધ કરવા શારૂ સઘળા પ્રકારની યોગ્ય મદદ આપવી જોઇએ (વ. ૫. ૨૩૮)

૪૮–૪૭ મી કલમ પ્રમાણે સદરહુ જગામાં જઇ શકાતું નહી હોય તો ગમે તે પ્રસંગે વારંટ પ્રમાણે કામ કરનારા સખસને અને જે પ્રસંગે વારંટ કાઢવાનો અધિકાર હોય પણ જે સખસને પકડવો છે તેને નહાસી જવાની તક આપ્યા વગર તે વારંટ મળી શકતું ન હોય એવે કોઈ પણ પ્રસંગે કોઈ પોલીસ અમલદારને સદરહુ જગામાં પેશીને તેમાં શોધ કરવાને અખત્યાર છે અને તેણે પોતાના અખત્યાર તથા આવવાનું કારણ જાહેર કર્યા પછી તથા મને પેશવા દો એમ યોગ્ય રીતે કહ્યા પછી તેને અંદર જવાનો બીજી રીતે લાગ ન મળે તો તેને સદરહુ જગામાં પેસવાને માટે કોઈપણ ઘર અથવા બહારનો કે માહેનો દરવાજો અથવા બારી ફોડવાનો અખત્યાર છે પછી તે ઘર કે જગા જે માણસને પકડવો છે તેની હોય કે કોઇ બીજા સખસની હોય તોપણ

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની કોઇ જગા ઓરડો હોય અને તેમાં (જે શખસને પકડવો હોય તે સખસ ન હોય એવી કોઈ બાયડી ખરેખાત રહેતી હોય અને તે બાયડી રીવાજ પ્રમાણે ચાર લોકમાં મોહું દેખાડતી ન હોય તો સદરહુ સખસે અથવા પોલીસ અમલદારે સદરહુ ઓરડામાં પેસતા પહેલાં સદરહુ બાયડીને ખબર આપવી કે તમને એ ઠેકાણેથી નીકળીને બીજે ઠેકાણે જવાની છુટ છે તથા તે બાયડીને ત્યાંથી નીકળી જવું જેમ સહેલ પડે એવો દરેક ઘટતો ઉપાય કરવો અને પછી તે સદરહુ ઓરડો ફોડીને તેમાં પેસવાને મુખત્યાર છે. (વ. ક. ૨૩૯)

**ફેંસલો**–જો કોઇ પોલીસ અમલદાર સકદાર સખસોને પકડવા કોઈ ઘરમાં પેસે તો તે કૃત્ય વાજબી છે એમ પ્રથમ દર્સનીય માનવું જાઈએ. (૩૬ ક. ૪૩૩)

" જે પોલીસ અમલદાર આ કલમના નીયમોનું જાણી જોઈને ઉલંઘન કરે તો પી. કો. ક. ૧૬૬ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

૪૯–જે પોલીસ અમલદાર અથવા બીજા સખસને પકડવાનો અધીકાર આપ્યો હોય તે પોલીસ અમલદારને અથવા બીજા સખસને કોઇપણ ઘરનો અથવા જગાનો બહારનો અથવા માંહેનો દરવાજો અથવા બારી ખુદ પોતાને છોડાવવા સારૂ અથવા પકડવા સારૂ કાયદેસર રીતે પેઠેલા જે માણસને તે ઘરમાં અથવા જગામાં અટકાવી રાખ્યો હોય તેને છોડાવવા સારૂ ફોડીને રસ્તો કરવાનો અખત્યા છે. (વ. ક. ૨૪૦)

૫૦–પકડેલા સખસને નાસી જતો અટકાવવાની જરૂર હોય તે કરતાં વધારે પ્રતીબંધ કરવો નહી. (વ. ક. ૨૪૧)

" આ કલમના નીયમનું ઉલ્લધન કરવામાં આવે તો પી. કો. ક. ૨૨૦ પ્રમાણે ગુન્હો થાય છે"

૫૧–જે વારંટમાં જામીન લેવા બાબત લખ્યું નહીં હોય એવા વારંટ ઉપરથી કોઈ પાલીસ અમલદારે કોઈ સખસને પકડયો હોય ત્યારે અને કોઇ સખસને વગર વારંટ અથવા કોઈ ખાનગી સખસે વારંટ ઉપરથી પકડયો હોય પણ તે સખસને જામીન મળતો ન હોય ત્યારે અને કોઇ સખસને વગર વારંટે અથવા કોઇ ખાનગી સખસે વારંટે ઉપરથી પકડયો હોય અને કાયદેસર તેના જામીન લેઈ સકાતા ન હોય અથવા ને જામીન આપી શકતો ન હોય ત્યારે, પકડનારો અમલદાર અથવા પકડવાનું કામ કોઇ ખાનગી સખશે, કર્યું હોય ત્યારે પકડેલા સખસને તે જે પોલીસ અમલદારને હવાલે કરે તે પોલીસ અમલદાર સદરહુ સખસનો ઝાડો લેવાને તથા તેના શરીર ઉપર જરૂરના પહેરવાનાં કપડાં શિવાય બીજા વસ્તુ જડે તે સઘળી સંભાળીને રાખવાને મુખત્યાર છે, (વ. ક. ૨૪૨)

ટીપ–જે કોન્સ્ટેબલને કેદી સોંપવામાં આવે તેણે જે પાર્ટી પાસેથી પોતાને કેદી મળેલ હોય તે પોલીસ પાર્ટીએ કેદીને બરોબર

તપાસેલ છે તે બાબતની પોતાની ખાત્રી કરી લેવામાં સાવચેત રહેવું જોઇએ (વાવ્ય પ્રાંત રેગ્યુલેશન અને ઓર્ડર પૃષ્ટ ૨૭૪)

**૫૨**–જ્યારે કોઈ બાયડીનો ઝાડો લેવડાવવાની જરૂર હોય ત્યારે લોકલજ્જા ઉપર પકકી રીતે નજર રાખીને બીજી કોઇ બાઇડી પાસે તે ઝાડો લેવડાવવો (વ. ક. ૨૪૪)

**૫૩**–આ કાયદા પ્રમાણે પકડનારો અમલદાર અથવા બીજો સખસ પકડેલા સખસની પાસે જે કાંઈ મારવાના હથીયારો હોય તે તેની પાસેથી લેવાને મુખત્યાર છે અને પકડેલા સખસને આ કાયદા પ્રમાણે જે કોર્ટની અથવા અમલદારની આગળ પકડનારા અમલદારે અથવા સખસે રજુ કરવો જોઇએ તે કોર્ટને અથવા અમલદારને ઉપર લખ્યા પ્રમાણે લીધેલા સઘળા હથિયારો તેણે સ્વાધિન કરવા (વ. ક, ૨૪૫)

**૫૪**–(૧) કોઈ પણ પોલીસ અમલદાર માજીસ્ટ્રેટના હુકમ વગર તથા વગર વારંટે હેઠળ લખેલા સખસને પકડવાને મુખત્યાર છે. પહેલું–જે સખસ હરકોઇ કોગનીઝેબલ ગુન્હામાં સામેલ થયો છે અથવા જે સખસની ઉપર સદરહુ પ્રમાણે સામેલ થયો છે એવી વાજબી ફરીઆદ કરવામા આવી હોય અથવા ખાત્રી લાયક ખબર મળી હોય અથવા વ્યાજબી શક રહેતો હોય તે સખસને.

ટીપ. દરેક પોલીસ અમલદારો કોગનીઝેબલ ગુન્હામાં આ કલમની પહેલી સરત પ્રમાણે તાર ઉપરથી પડી શકે, (વાવ્ય પ્રાંતના રેગ્યુલેસન અને ઓર્ડર કલમ ૧૦ પૃષ્ટ ૨૭૩)

બીજુ–જે શખસના કબજામાં ઘર ફોડવાનું કાંઇ ઓજાર કાયદેશર કારણ વગર હોય તે સખસને; કાયદેસર કારણ સાબીત કરવાનો બોજો તે સખસને માથે છે એમ સમજવું.

ત્રીજું–જે સખસને આ કાયદા પ્રમાણે અથવા સ્થાનીક સરકારના હુકમથી ઢંઢેરો કાઢીને ગુન્હેગાર તરીકે પ્રસીદ્ધ કર્યો હોય તે સખસને ૪થુ-

આ ચોરીની મીલકત છે એવો વાજબી રીતે શક હોય એવી કંઇ પણ વસ્તુ જે સખસના કબજામાં જડે અને જેણે સદરહુ વસ્તુના સંબંધમાં કાંઇ ગુન્હો કર્યો છે એવો વાજબી રીતે શક હોય તે સખસને

પાંચમું—કોઇ પોલીસ અમલદારને પોતાનું કામ કરવામાં જે સખસ હરકત કરે તે સખસને અથવા જે સખસ કાયદેસર પહેરામાંથી નાસી ગયો હોય અથવા નાસી જવાની કોશિશ કરતો હોય તે સખસને

છઠું—મલીકા મુઆઝમાની જમીનપર અથવા દરીઆઇ ફોજમાંથી ફલાણો સખસ નાસી ગયો છે એવો અથવા મલીકામોઆઝમાની ઇન્ડીયન મરીન સર્વીસમાં હોય અને તે સર્વીસમાંથી ગેરકાયદેસર રીતે ગેરહાજર રહેલો છે એવો વાજબી રીતે શક હોય તે સખસને.

સાતમું—બ્રિટીશ હીંદુસ્તાનની બહારની કોઇપણ જગોએ કરેલું જે કોઇપણ કૃત્ય બ્રિટીશ હિંદુસ્તાનમાં કરવામાં આવ્યું હોત તો તે બદલ એક ગુન્હા તરીકે શીક્ષા કરી શકાત અને જે બદલ હેઠળ લખેલો શખસ ગુન્હેગારોને સ્વાધીન કરવા. બાબતના કોઈપણ કાયદા મુજબ અથવા સન ૧૮૮૧ ના. ફ્યુઝીવ ઑફેન્ડર્સ (નાસી ગએલા ગુન્હેગારો બાબતના) આકટ મુજબ અથવા બીજી રીતે બ્રીટીશ હીંદુસ્તાનમાં પકડવાને અથવા અટકાયતમાં રહેવાને પાત્ર થતો હોય તે કૃત્યમાં જે કોઇ સખસ સામેલ થયો છે એવી વાજબી ફરીઆદ કરવામાં આવી હોય અથવા ખાત્રી લાયક ખબર મળી હોય અથવા વાજબી શક રહેતો હોય તે સખસને.

આઠમું—કલમ ૫૬૫ની પેટા કલમ (૩) રૂએ કરેલી કોઈપણ કાનુનનો ભંગ જે કોઇ પણ છુટી ગએલો ગુન્હેગાર કરશે તેને (કલમ ૫૬૫ (૩)—સ્થાનીક સરકાર ગવરનર જનરલ ઇન કાઉન્સીલની પ્રથમ મંજુરી લઇને છોડી મુકેલા ગુન્હેગારોની રહેવાની જગા જાહેર કરવા સંબંધી આ કલમના ઠરાવો અમલમાં મુકવા સારૂ કાનુનો કરવાને મુખ્યતાર છે. કલમ ૫૬૫ (૩) ની કાનુનનો ભંગ કરનાર—મુંબઈ ઇલાકામાં મુંબઇના

નામદાર ગવરનરે સન ૧૯૦૦ ની નોટીફીકેસન નાં. ૧૦૪૦ થી ઠરાવેલ છે કેઃ-૧ જ્યારે યોગ્ય અધિકારવાળી કોર્ટ અથવા માજીસ્ટ્રેટ શીક્ષાનો હુકમ કરતી વખતે જે માણસને શીક્ષા કરવામા આવી હોય તે માણસે શીક્ષાની મુદ્દત પુરી થવા બાદ પોતાનું રહેવાનું ઠેકાણું તથા તેમાં ફેરફાર કરવામાં આવે તે જાહેર કરવાનો હુકમ કર્યો હોય ત્યારે તેવો હુકમ કરનારી કોર્ટ અથવા માજીસ્ટ્રેટે કલમ ૩૮૩ પ્રમાણે કાડેલા વારંટની સાથે આવા હુકમની નકલ જોડવી (૨) જે માણસના સંબંધમાં આવો હુકમ કરવામાં આવેલ હોય એવા માણસો છુટા થયા બાદ છુટા થયાની તારીખથી આંઠ દીવસની અંદર પોતે જે પોલીસ થાણામાં રહેતો હોય તે પોલીસ થાણાના અમલદારની આગળ જાતે હાજર થવું અને તે અમલદારને પોતાના રહેઠાણની જગ્યા જણાવવી. (૩) જ્યારે આવો માણસ પોતાનું રહેઠાણ ફેરવે ત્યારે તેણે પોતાના રહેઠાણુની જુની તેમજ નવી જગાના પોલીસ થાણા અમલદારને તે હકીકત તેજ પ્રમાણે જાહેર કરવી.

(૪) પોલીસ થાણાના પોલીસ અમલદારે દરેક પોલીસ. થાણામાં આવા માણસની નોંધનું રજીસ્ટર રાખવું અને તેમાં રૂલ ૨-૩ પ્રમાણે પોતાની મેળે પહેલી વખતે હાજર થએલા માણસનું નામ તથા ઠેકાણું તથા કઇ તારીખે હાજર થયો તે નોંધાવી તેમજ રૂલ ૩ નો અમલ કરવા માટે પાછળથી જે જે નોંધ કરવાની જરૂર પડે તે નોંધો તેની અંદર કરતા જવી. (૫) ઉપર જણાવેલી રૂલોમાં જરૂર રાખી છે તે પ્રમાણે પોલીસ અમલદારની પાસે યોગ્ય રીતે હાજર થનારા દરેક સખસનો પોતે જાતે અને યોગ્ય રીતે હાજર થએલ છે. એ બાબતના સરટીફીકેટ સાથે આવા પોલીસ અમલદાર પાસેથી આવી બાબતના. સંબંધમાં રજી. સ્ટરમાં કરેલ નોંધની નકલ વગર ખરચે મળવાનો હક છે. (૮) આ નિયમમાં "ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ" "અને પોલીસ થાણાનો અમલદાર" એ શબ્દો છે તેની અંદર મુંબઈ શહેરના સંબંધમાં 'પોલીસ કમીસ્નર' અને 'ડીવીઝનલ સુપ્રીનટેન્ડંટ' એવો કરવો)

નવમું—કોઇ માણસને પકડવા માટે બીજા પોલીસ અમલદાર તરફથી માંગણી આવે અને તેમાં પકડવાનો માણસ અને ગુન્હો અથવા બીજાં જે કારણ માટે તેને પકડવાનો હોય તે જણાવવામાં આવેલ હોય અને તે ઉપરથી તે સખસને માંગણી કરનાર અમલદાર કાયદેસર રીતે વગર વારંટે પકડી શકતો હોય તે સખસને (૨) આ કલમ કલકત્તા તથા મુંબઇ એ શહેરમાંની પોલીસને પણ લાગુ છે (વ. ક. ૨૪૬)

* આ કલમ સને ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૧૦થી સુધરી છે

**ફેંસલો**—હરકોઇ પોલીસ અમલદાર એટલે ગામડાનો ચોકીદાર એ પોલીસનો અમલદાર નથી ( ૩ અલ્હા ૬૦ )

**૫૫**—જેના હવાલામાં કોઇ પોલીસથાણુ હોય એવો હરકોઇ અમલદાર હેઠળ લખેલા સખસોને પકડવાને અથવા પકડાવવાને મુખત્યાર છે એટલેઃ—

**(અ)**—શદરહુ થાણાની હદમાં કોઇપણ સખસ પોતે નજર ન પડે એવો પુર્વોપાય કરતો માલુંમ પડે અને તે સખસ કાંઇ કોગની ઝેબલ ગુન્હો કરવાના હેતુથી સદરહુ પુર્વોપાય કરે છે એવુ માનવાનુ કારણ પ્રસંગ ઉપરથી દેખાતુ હોયતો તે સખસને અથવા (બ) સદરહુ થાણાની હદમાં જે સખસની પાસે પોતાના ગુજરાન માટે કાંઇ દેખાતુ સાધન જણાતુ નહીં હોય અથવા જે પોતાના વિષે ખુલાસા ભરેલા જવાબ આપી શકતો નહીં હોય તે સખસને અથવા (ક) જે સખસને અપહરણ કરવાની ઘર ફોડવાની અથવા ચોરી કરવાની અથવા ફલાણી મીલકત ચોરીની છે એમ જાણીને તે ચોરીની મીલકત લેવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે સખસને અથવા જેને જબરાઇથી કહડાવવાની ટેવ છે અથવા જબરીથી કહડાવવાના કારણ સારૂ કોઇ સખસને હાની કરવાનો ભય દેખાડવાની અથવા હાની કરવાનો ભય દેખાડવાની કોશીશ કરવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે સખસને

( ૨ ) આ કલમ કલકતા અને મુબઇ એ શહેરોમાંની પોલીસને લાગુ છે. (વ. ક. ૨૪૭)

**ફેંસલા**—જ્યારે થાણાનો પોલીસ અમલદાર આ કલમ પ્રમાણેના અધીકારનો ઉપયોગ કરે ત્યારે જે માણસને પકડેલ હોય તેવા માણસને જામીન આપવાની છુટ આપવા તે બંધાયલો છે અને જામીનની રકમ ઘણીજ વધારે નહી હોવી જોઈએ (૧૪ અલ્હાબાદ ૪૫ કૈશરે હીંદ વી. દોલતસીંગ) "વાંચો આગળ કલમ ૧૦૯ તથા ૧૧૦ મી"

**૫૬**–(૧) જેના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય એવો હરકોઇ પોલીસ અમલદાર (અથવા ચૌદમા પ્રકરણ પ્રમાણે જે પોલીસ અમલદાર તપાસ કરતો હોય તે) જે સખસને વગર વારંટે પકડવાનો કાયદેસર અધીકાર હોય તે સખસને (પોતાની સમક્ષ નહી પણ બીજી રીતે) વગર વારંટે પકડવાનું પોતાના તાબા માંહેના કોઈપણ અમલદારને ફરમાવે ત્યારે તે સખસને પકડવાનું જે અમલદારને પોતે ફરમાવે તે અમલદારને તેણે એક હુકમ લખીને આપવો અને તે હુકમ મધ્યે કયા સખસને પકડવો છે તે તથા કયા ગુન્હાને માટે અથવા બીજા કયા કારણસર તેને પકડવો છે તે લખવું ( આ પ્રમાણે કરતાં તે અમલદારે જે માણસને પકડવાનો હોય તેને પકડતા પહેલાં હુકમનો સાર જણાવવો અને જો તે માણસ માગે તો તેને હુકમ પણ બતાવવો)

* આ કલમ સન ૧૯૨૩ ના આકટની કલમ ૧૧થી સુધારવામાં આવેલી છે.

(૨) આ કલમ કલકતા અને મુંબઈ એ શહેરમાં પોલીસને પણ લાગુ છે (વ. ક. ૨૪૮)

**૫૭**–(૧) કોઇ પોલીસ અમલદારની સમક્ષ કોઇપણ સખસ જો નોનકોગનીઝેબલ ગુન્હો કરે અથવા એવો ગુન્હો કરવાનું તેના ઉપર તોહમત મુકવામાં આવે અને કોઈ પોલીસ અમલદારના કહ્યા ઉપરથી તે સખસ પોતાનું નામ તથા રહેવાનું ઠેકાણું આપવાને ના પાડે અથવા એવું નામ અથવા રહેવાનું ઠેકાણું આપે કે જે ખોટુ છે એમ સદરહુ અ-

મલદારને માનવાનું કારણ હોય ત્યારે તેનું નામ અથવા રહેવાનું ઠેકાણૂ શું છે તે ખોળી કહાડવા માટે સદરહુ અમલદાર તે સખસને પકડવાને મુખત્યાર છે. (૨) એવા સખસનુ ખરૂ નામ તથા રહેવાનું ઠેકાણું જાણવામાં આવે ત્યારે માજીસ્ટ્રેટ આગળ હાજર થવાનું ફરમાવવામાં આવે તો તેની રૂબરુ હાજર રહેવા બદલ તે જામીન સહીતનું અથવા જામીનો વગરનું ખત લખી આપે એટલે તેને છુટો કરવો પણ એવું ઠરાવ્યું છે કે એવો સખસ બ્રિટીશ હિંદુસ્તાનમાં રહેનારો ન હોય તો તે ખતના તારણ દાખલ બ્રીટીશ હિંદૂસ્તાનમાં રહેનાર એક અથવા વધારે સખસો જામીનો હોવા જોઇએ (૩) તેનું ખરૂં નામ તથા રહેવાનું ઠેકાણૂં તેને પકડયા પછી ચોવીસ કલાકમાં જાણવામાં ન આવે તો અથવા તે ખત ન લખી આપે તો અથવા તેને પુરતા જામીન આપવાનું ફરમાવવામાં આવેથી જામીન ન આપે તો તેને હકુમત હોય એવા પાસેમાં પાસેના માજીસ્ટ્રેટ પાસે તાબડતોબ મોકલી દેવો જોઇએ. (વ. ક. ૨૪૯) "જુઓ કલમ ૫૯ (૩)"

૫૮-જે સખસને આ બાબ પ્રમાણે પકડવાનો અધીકાર કોઈ પોલીસ અમલદારને હોય તે સખસને વગર વારંટે પકડવાના કારણસરસાર તે પોલીસ અમલદાર બ્રિટીશ ઇન્ડીયામાંની હરકોઇ જગામાં સદરહુ સખસ પાછળ જવા મુખત્યાર છે. (વ. ક. ૨૫૦)

૫૯-(૧) કોઈ સખસ જામીન નહીં લઈ શકાય એવો અને કોગનીઝેબલ ગુન્હો કોઇ ખાનગી સખસનાં દેખતાં કરે તો તે ખાનગી સખસ તેને પકડવાને મુખત્યાર છે અથવા કોઇ સખસ ગુન્હેગાર છે એવો ઢંઢેરો કહાડયો હોય તો તેને પકડવાને કોઇપણ ખાનગી સખસ મુખત્યાર છે. અને સદરહુ પ્રમાણે પકડેલા સખસને તેણે નકામી ઢીલ કર્યા વગર કોઇ પોલીસ અમલદારને સ્વાધીન કરવો. અથવા પોલીસ અમલદારની ગેરહાજરીમાં પાસેમાં પાસેના પોલીસ થાણામાં (અટકાવમાં) લઇ જવો અથવા મોકલવો.

(આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૧૨થી સુધરીછે)

(૨) સદરહુ સખસને કલમ ૫૪ મીના ઠરાવ લાગુ પડે છે એમ માનવાનું કારણ હોય તો તેને કોઈ પોલીસ અમલદારે ફરીથી પકડવો. (૩)તેણે કાંઇ નોન કોગનીઝેબલ ગુન્હો કર્યો છે એમ માનવાનું કારણ હોય અને કોઇ પોલીસ અમલદારના કહ્યા ઉપરથી તે પોતાનું નામ અથવા રહેવાનું ઠેકાણું આપવાને ના પાડે અથવા એવું નામ અથવા રહેવાનું ઠેકાણું આપે જે ખોટું છે એમ માનવાનું સદરહુ અમલદારને કારણ હોય તો તેની તજવીજ ૫૭ મી કલમના ઠરાવો પ્રમાણે કરવી તેણે કાંઇ ગુન્હો કર્યો છે એમ માનવાનું કાંઇ પુરતું કારણ ન હોય તો તેને એકદમ છોડી મુકવો. ( વ. ક. ૨૫૧ )

૬૦–વગર વારટે પકનારા પોલીસ અમલદારે પકડેલા સખસને તે કામમાં હકુમતવાળા માજીસ્ટ્રેટની આગળ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેની આગળ નકામી ઢીલ કર્યા વગર અને જામીન સંબંધી આ કાયદાઓ માંહેના ઠરાવોને અનુસરીને લઇ જવો અથવા મોકલવો ( વ. ક. ૨૫૩ )

૬૧–વગર વારટે પકડેલા સખસને કોઇ પણ પોલીસ અમલદારે તે કામની સઘળી હકીકત જોતાં યોગ્ય હોય તે કરતાં વધારે મુદત સુધી પહેરામાં અટકાવી રાખવો નહી અને ૧૬૭ મી કલમ પ્રમાણે કોઈ માજીસ્ટ્રેટનો ખાસ હુકમ નહી થાય તો સદરહુ મુદત ચોવીશ કલાકથી વધારે ન હોવી જોઇએ. પણ જે જગાએ તે સખસને પકડયો હોય ત્યાંથી માજીસ્ત્રેટની કોર્ટ સુધી જતાં જેટલો વખત લાગે તેટલો વખત સદરહુ મુદતમાં ગણવો નહી. (વ. ક. ૨૫૪ )

૬૨–જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેમણે પોતાના થાણાઓની હદોમાં વગર વારટે પકડેલા સઘળા સખસો વિષે જીલ્લા માજીસ્ત્રેટને અથવા જીલ્લા માજીસ્ત્રેટ ફરમાવે તો પેટા ટુકડી માજીસ્ત્રેટને રીપોર્ટ કરવો. પછી સદરહુ સખસોના જામીન લીધા હોય કે નહીં તો પણ ( વ. ક. ૨૫૫ )

૬૭-જે સખસને પોલીસ અમલદારે પકડ્યો હોય તેનું પોતાનું ખત લીધા વગર અથવા તેના જામીન લીધા વગર અથવા કોઇ માજીસ્ટ્રેટના ખાસ હુકમ વગર તેને છોડી મૂકવો નહીં ( વ. ક. ૨૫૬ )

૬૬-જે સખસ કાયદેસર રીતે કેદમાં હોય તે નાસી જાય અથવા તેને છોડાવવામાં આવે તો જે સખસના પહેરામાંથી તે નાસી ગયો હોય અથવા છોડાવ્યો હોય તે સખસને તેની પાછળ જઇને બ્રિટીશ ઇન્ડીઆમાં હરકોઇ જગોએ તેને પકડવાને મુખત્યાર છે ( વ. ક. ૨૫૯ )

૬૭-કલમ ૬૬ પ્રમાણે પકડનારો સખસ વારંટની રૂયે ચાલતો ન હોય અને તે સખસ પકડવાના અખત્યારવાળો પોલીસ અમલદાર ન હોય તો પણ સદરહુ કલમ પ્રમાણે પકડવાની બાબતોને કલમ ૪૭-૪૮ મી તથા ૪૯ મી કલમોના ઠરાવો લાગુ પડશે ( વ. ક. ૨૬૦ )

"કલમ ૪૭-૪૮-૪૯ જે માણસને પકડવાનો હોવ તે જે જગામા પેઠો હોય તેનો ઝાડો લેવા તથા તે જગાના દરવાજા વીગેરે તોડવા સબંધમાં છે.

---

## બાબ ૬ ઠો-હાજર થવાની જરૂર પાડવા વિષે પ્રોસેસો બાબત.

૬૮-સદરહુ સમન કોઇ પોલીસ અમલદારે બજાવવો અથવા સ્થાનીક સરકાર આ બાબત ઠરાવે તે કાનુનોને અનુસરીને તે સમન કહાડનારી કોર્ટના અમલદારે અથવા બીજા સરકારી નોકરે બજાવવો જોઇએ ( વ. ક. ૨૬૧ )

૬૯-સમન કરેલા સખસને જો બની શકે તો તે સમનની એક ડુપ્લીકેટ આપીને અથવા આપવા માટે કહાડી લો એમ કહીને ખુદ તેની ઉપર તે સમન બજાવવો જોઇએ.

(૨) જેની ઉપર સદરહુ પ્રમાણે સમન બજાવ્યો હોય એવા દરેક

સખસે સમન બજાવનારો અમલદાર કહે તો તેની બીજી દુપ્લીકેટની પછવાડે તે સમન પોહોંચ્યાની સહી કરવી જોઇએ (વ. ક. ૨૬૨)

**ફેંસલો**–સમન લેવા ના પાડવી એ ગુન્હો નથી (૫ મદ્રાસ ૧૯૯) કોઇ સખસ સમન લેવા ના પાડે તો તેને તે સમન લેવાનું માત્ર કહેવામાં આવે તો તે સમન યોગ્ય રીતે બજેલો કહેવાય (૧૮૮૬ અ. વી. નો. ૯૩)

**૭૦**–જ્યારે સમન કરેલો સખસ ઘટતી મહેનત કરતાં ન જડે ત્યારે તેના કુટુંબમાંના કોઇ પાકી ઉમરના મરદ માણસને અથવા ઇલાકાના મુખ્ય શહેરમાં તેની સાથે રહેનારા ચાકરને તે સમનની એક દુપ્લીકેટ તેને સારૂ સોંપીને તે સમન બજાવવાનો અધીકાર છે અને જેને સદરહું સમન આવી રીતે સોપ્યો હોય તે સખશે જો સમન બજાવનારો અમલદાર કહે તો તેની બીજી દુપ્લીકેટની પછવાડે તે શમન પોહોંચ્યાની સહી કરવી જોઇએ [વ. ક. ૨૬૩)

**૭૧**—ઘટતી મહેનત કર્યો છતાં ૬૯ મી અને ૭૦ મી કલમમાં કહ્યા પ્રમાણે શમન બજાવી ન શકાય તો જે ઘરમાં અથવા ઘર વાડીમાં સમન કરેલો સખસ ઘણું કરીને રહેતો હોય તે ઘરના અથવા ઘર વાડીના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર તે શમનની એક દુપ્લીકેટ સમન બજાવનારા અમલદારે ચોહોડવી અને પછી તે શમન યોગ્ય રીતે બજાવ્યો છે એવુ સમજવાંમાં આવશે (વ. ક. ૨૬૪)

**૭૫**—જે કોર્ટે પકડવાનું વારંટ કહાડયું હોય તેણે જ્યાં સુધી તે રદ કર્યું નથી ત્યાં સુધી અથવા તે બજાવવામાં આવે ત્યાં સુધી તે દરેક વારંટ અમલમાં રહેસે (વ. ક. ૨૭૧)

**ફેંસલા**–વારંટ ઉપર સહી કરી હોય પણ સિકકો કીધો ન હોય તો વારંટ કાયદેસર કહેવાય નહી (૪૨ કલ. ૭૦૮)

**૭૯**–જે પોલીસ અમલદારના નામનું વારંટ કહાડયું હોય તે પોલીસ અમલદાર અથવા જે અમલદારનું નામ તે વારંટની પાછળ લખ્યું હોય

તે અમલદાર તે વારંટની પાછળ બીજા જે પોલીસ અમલદારનું નામ લખે તે પોલીસ અમલદાર પણ તે વારંટ બજાવવાને મુખત્યાર છે (વ. ક. ૨૭૫)

**ફેંસલો**–જે પોલીસ અમલદારના નામનું વારંટ હોય અથવા જે અમલદારનું નામ તેની પાછળ લખ્યું હોય તે પોલીસ અમલદારજ વારંટ પાછળ બીજા પોલીસ અમલદારના નામનો શેરો કરી શકે. બીજો કોઇ પણ પોલીસ અમલદાર તેમ કરી શકે નહી. (૧૮ અલ્હા. ૨૪૬) અમુક માણસને પકડવા અધિકાર મળે માટે તેનું નામ લખીને રીતસર શેરો કરવો જોઇએ (૪ કલ. વી. નો. ૮૫)

૮૦–પકડવાનું વારંટ બજાવનાર પોલીસ અમલદારે અથવા બીજા સખસે જે સખશને પકડવો હોય તે સખસને તે વારંટનો સાર જણાવવો અને તે સખસ કહે તો તેને તે વારંટ બતાવવું (વ. ક. ૨૭૬)

૮૧–પકડવાનું વારંટ બજાવનાર પોલીસ અમલદારે અથવા બીજા સખસે નકામી ઢીલ ન કરતાં (જામીન સબંધી ૭૬ મી કલમના ઠરાવો ને અનુસરીને) જે કોર્ટની આગળ કાયદા પ્રમાણે તે પકડેલા સખસને રજુ કરવો જોઇએ તે કોર્ટની આગળ તેને આણવો (વ. ક. ૨૭૮)

(કોર્ટે તારણ લેવા ફરમાવ્યું હોય ત્યારે તે કોર્ટ આગળ હાજર રહેવા સારૂ જોઇએ તેટલા જામીન સાથે એક ખત કરી આપે તો જે અમલદારના નામનું તે વારંટ કર્યું હોય તે અમલદારે સદરહુ તારણ લેવું અને સદરહુ સખસને પહેરામાંથી છુટો કરવો. અને જ્યારે આ કલમ પ્રમાણે તારણ લેવામા આવે ત્યારે જે અમલદારના નામનુ સદરહુ વારંટ કર્યું હોય તે અમલદારે સદરહુ ખત સદરહુ કોર્ટની ઉપર રવાના કરવું (વ. ક. ૨૭૨) ક. ૭૬)

૮૨–પકડવાનું વારંટ બ્રિટીશ ઇન્ડીયામાં કોઇ પણ જગોએ બજાવવાનો અધિકાર છે. (લ. ક. ૨૭૯)

૮૪–જ્યારે કોઇ પોલીસ અમલદારના નામનું કહાડેલું વારંટ જે કોર્ટે તે વારંટ કહાડ્યું હોય તે કોર્ટની હકુમતની સ્થાનીક હદની બહાર

બજાવવું હોય ત્યારે જે માજીસ્ત્રેટની અથવા જે અમલદારના હવાલામાં કોઇ થાણું હોય તે અમલદારના કરતાં ઉતરતા દરજ્જાનો ન હોય એવા જે પોલીસ અમલદારની હકૂમતની સ્થાનીક હદમાં તે વારંટ બજાવવું હોય ત્યારે માજીસ્ત્રેટની અથવા પોલીસ અમલદારની પાસે સહી કરાવવા સારૂ તેણે તે વારંટ સામાન્યતઃ લઇ જવું

(૨)સદરહુ માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદારે વારંટની પાછળ પોતાના નામની સહી કરવી અને સદરહુ સહી ઉપરથી જે પોલીસ અમલદારના નામનું વારંટ કહાડયું હોય તે પોલીસ અમલદારને તે વારંટ સદરહુ હદમાં બજાવવાનો પુરતો અધિકાર મળશે અને સદરહુ અમલદાર કહે તો સ્થાનીક પોલીસે સદરહુ વારંટ બજાવવામાં તેને મદદ કરવી

(૩) જે માજીસ્ત્રેટની અથવા પોલીસ અમલદારની હકુમતની સ્થાનીક હદમાં સદરહું વારંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટની અથવા પોલીસ અમલદારની સહી મેળવવાથી જે ઢીલ થાય તેથી સદરહું બજાવણી થતી અટકશે એવું માનવાનું જ્યારે કારણ હોય ત્યારે જે પોલીસ અમલદારના નામનું તે તે વારંટ કહાડયું હોય તે પોલીસ અમલદાર તે વારંટ કહાડનારી કોર્ટની હકુમતની સ્થાનીક હદની બહાર કોઇ પણ જગ્યામાં સદરહુ સહી લીધા વગર તે વારંટ બજાવવાને મુખત્યાર છે

(૪)—આ કલમ કલકત્તા તથા મુંબઇ એ શહેરોમાની પોલીસને પણ લાગૂ છે (વ. ક. ૨૮૧)

૮૫—જ્યારે પકડવાનું કોઇ વારંટ જે જીલ્લામાં તે વારંટ કહાડયું હોય તેની બહાર બજાવ્યુ હોય ત્યારે જે કોર્ટે તે વારંટ કહાડયુ હોય તે પકડવાની જગાથી વીશ માઇલની અંદર ન હોય તો અથવા જે માજીસ્ટ્રેટની અથવા ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ પોલીસની અથવા ઇલાના મુખ્ય શહેરમાં કમીસ્નર ઓફ પોલીસની હકુમતની સ્થાનીક હદમાં પકડવાનું કામ કર્યું હોય તે માજીસ્ટ્રેટ અથવા ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ પોલીસ અથવા કમીશનર કરતાં સદરહુ કોર્ટ પાસે ન

હોય તો અથવા ૭૬મી કલમ પ્રમાણે તારણ લીધુ ન હોય તો પકડેલા સખસને સદરહુ માજીસ્ટ્રેટની અથવા કમીશનરની અથવા ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડેન્ટ આગળ લેઇ જવો (વ. ક. ૨૮૨)

૮૬—આ કલમમાંના કોઇ પણ મજકુરથી કોઇ પોલીસ અમલદારને ૭૬મી કલમ પ્રમાણે તારણ લેવાની ગનાઇ છે એમ સમજવું નહી (વ. ક. ૨૮૩)

---

## બાબ ૭મો ઝાડો લેવા સંબંધી સામાન્ય ઠરાવો.

૧૦૧—કલમ ૪૩, ૭૫, ૭૭, ૭૯, ૮૨, ૮૩, મી અને ૮૪મી કલમોના ઠરાવો જેટલે સુધી બની શકે તેટલે સુધી ૯૬મી ૯૮મી (૯૯ અ.) અથવા ૧૦૦મી કલમ પ્રમાણે કાઢેલા સઘળા ઝાડા લેવાના વારંટોને લાગુ છે એમ સમજવુ (વ. ક. ૩૧૧)

(આ કલમ સન ૧૯૧૨ના આકટ ૧૪થી સુધરી છે.)

૧૦૨–આ બાબ પ્રમાણે જે જગા ઝાડો લેવાને અથવા જઇને જોવાને પાત્ર હોય તે જગા બંધ હોય ત્યારે જે સખસ તે જગ્યામાં રહેતો હોય અથવા જે સખસના હવાલામાં તે જગા હોય તે સખશે વારંટ બજાવનારા અમલદારના અથવા બીજા સખસની માંગણી ઉપરથી તથા વારંટ રજુ કર્યા ઉપરથી તે અમલદારને અથવા બીજા સખસને તે જગાની અંદર વગર હરકતે જવાદેવો તથા સોધ કરવો જેમ સહેલ પડે એવા સઘળા ઘટતા ઉપાયો કરી દેવા

(૨)—જો સદરહુ જગાની અંદર સદરહું પ્રમાણે જવા દેવામાં ન આવે તો વારંટ બજાવનારો અમલદાર અથવા બીજો સખસ ૪૮મી કલમથી ઠરાવેલી રીતે ચાલવાને મુખત્યાર છે

(૩)—જ્યારે સદરહું જગાની અંદર અથવા સદરહુ જગાની પાસે હોય એવો કોઇપણ સખસ જે વસ્તુનો શોધ કરવો જોઇએ એવી

કોઇપણ વસ્તુ પોતાના શરીર ઉપર સંતાડે છે એવો વ્યાજબી શક આવે ત્યારે સદરહુ સખસનો ઝાડો લેવાનો અધીકાર છે જો એવો સખસ કોઇ બાયડી હોય તો ૫૨મી કલમ માહેના હુકમ પ્રમાણે અમલ કરવો જોઇએ (વ. ક. ૩૧૨-૩૧૪)

**૧૦૩**-(૧) આ બાબ પ્રમાણે ઝાડો લેતાં પહેલાં ઝાડો લેવા જનારા અમલદારે અથવા બીજા સખસે જે જગાનો ઝાડો લેવો હોય તે જગા જે લત્તામાં આવેલી હોય તે લતાના બે અથવા વધારે આબરૂદાર રહેવાશીઓને ઝાડો લેતી વખતે હાજર રહેવા તથા તે જોવા સારૂ બોલાવવા (અને તેમને અથવા તેઓમાંના કોઈપણને તેમ કરવા લેખી હુકમ આપવા મુખત્યાર છે) (૨) તે ઝાડો તેઓની સમક્ષ લેવો અને તે ઝાડો લેતી વખતે જપ્ત કરેલી સઘળી વસ્તુઓની તથા જે જે જગાએ તે વસ્તુઓ જડી હોય તે તે જગાઓની એક ટીપ સદરહુ અમલદારે અથવા બીજા સખસે તૈયાર કરવી અને તેની ઉપર સદરહુ સાહેદોએ સહી કરવી પણ આ કલમ પ્રમાણે લેવાતો ઝાડો જોનારા કોઇ પણ સખસને કોર્ટે ખસુશ સમન કર્યો નહીં હોય તો તેને કોર્ટમાં સાહેદ દાખલ હાજર થવાનું ફરમાવવું નહીં (૩) ઝાડો લેવાની જગેનો ભોગવટો કરનારાને અથવા તેની તરફથી કોઈ સખસને દરેક પ્રસંગે ઝાડો લેવાતો હોય ત્યારે હાજર રહેવા દેવો અને સદરહુ ભોગવટો કરનારો અથવા સદરહુ સખસ કહે એટલે તેને આ કલમ પ્રમાણે તઇયાર કરેલી ટીપની એક નકલ સદરહુ સાહેદીની સહી કરાવીને સ્વાધીન કરવી (૪) જ્યારે કોઇ સખસનો ૧૦૨ની કલમની પેટા કલમ (૩) પ્રમાણે ઝાડો લેવામાં આવે ત્યારે કબજામાં લીધેલી સઘળી વસ્તુઓની એક ટીપ તઇયાર કરવી અને તેની નીકલ તે સખસ માગે તો આપવી, (વ, ક ૩૧૩] (૫)કોઈ માણુસ પોતાને લેખી હુકમ મળવા છતાં વ્યાજબી કારણ સિવાય આ કલમ પ્રમાણે લેવાતા ઝાડા વખતે સાહેદ તરીકે હાજર રહેવા ના પાડશે અથવા હાજર રહેવાનું વર્જન કરશે તો ઇન્ડીયન પીનલ

કોડની કલમ ૧૮૭ પ્રમાણે ગૂન્હો કર્યો છે. એમ સમજવુ) (આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૧૪થી સુધારી છે.

**પંચ**—જે લત્તામાં પંચનામું કરવાનું હોય તેજ લતાના માણુસ લેવા અને તે બે માણુસથી ઓછા હોવા ન જોઇએ, બને ત્યાં સુધી જુદી જુદી જાતના માણુસ લેવા, અને તે બને ત્યાં સુધી લખી વાંચી જાણે તેવા હોવા જોઇએ. પંચમાં આબરૂદાર માણુસો રાખી, વગર ધંધાના, રખડતા, શિક્ષા પામેલા, ખરાબ ચાલના અને તપાસ ચનાવનાર સાથે વધારે સંબંધમાં હોય તેવા માણુસા લેવા નહીં જોઇએ અને ઘરમાંની ઝડતી લેતાં અગાઉ જે પોલીસનો માણુસ ઝડતી લેવા માટે રાખવાનો હોય તેના કપડાં વીગેરે તમામ પ્રથમ પંચને બતાવવા બાદ તેને ઝડતી લેવાના કામે ગોઠવવો, તપાસનું તમામ કામ પંચ રૂબરૂજ પુરૂં કરી તે બાબતમાં કરેલ નોંધ પંચોને વાંચી સંભળાવી ત્યાર બાદ તેઓની સહીઓ લેવી જોઇએ.

**ફેંસલા**—ગાડું એ જગા નથી તેથી ગાડા માંહેની વસ્તુનો ઝાડો લેવો હોય તેને આ કલમ લાગુ નથી (મુંબઈ હાઇ કોર્ટ તા. ૧૮–૬–૮૫ ની રૂલ.)

**ટીપ**—બંગાળમાં ખાસ સંજોગ સીવાય ઝડતીના વારંટો સુરજ ઉગ્યા પછી અને અસ્ત થવાની દરમ્યાન બજાવવા જોઇએ (બંગાળ પોલીસ મેન્યુઅલ આવૃત્તિ ૩ પૃષ્ટ ૪૦૨)

---

## બાબ ૮મો—સુલેહ રાખવા તથા સારી રીતે ચાલવા સારૂ તારણુ બાબત.

**૧૦૯**—જ્યારે જ્યારે કોઇ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટને પેટાટુકડી માજીસ્ટ્રેટને અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટને એમ ખબર મળે કે

**(અ)**—કોઇપણુ સખસ સદરહુ માજીસ્ટ્રેટની હકુમતની સ્થાનીક હદમાં પોતાના હાજરી છુપાવવાનો પૂર્વોપાય કરે છે અને સદરહું સખસ કાંઇ ગૂન્હો કરવાના હેતુંથી આવા ઉપાયો કરે છે એવુ માનવાનુ કારણુ છે અથવા.

**(બ)**—સદરહુ હદમાં એવો કોઇ શખસ છે કે જેની પાસે ગુજરાનનું કંઇપણ સાધન દેખાતુ નથી અથવા તે પોતાના વિષે ખાતરી લાયક હકીકત કહી શકતો નથી ત્યારે ત્યારે એક વરસ કરતાં વધતી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુંકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારીરીતે ચાલવા સારૂ જામીનો સાથે એક ખત કરી આપવાનો હુકમ સદરહુ સખસને શા,સારૂ નહી કરવો જોઇએ તેનુ કારણ બતાવવાનુ તે સખસને આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે ફરમાવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે (વ. ક. ૫૪૩ ) આ સંબંધમાં વાંચો ક્રી. પ્રો. કો, ક. ૫૫ )

**ફેંસલા**—કોઈ સખસ ભટકતા લોકની જાતનો હોય તેથી કલમ ૧૦૯ લાગુ નથી (ર. વેર. ૫૩) કોઇ સખસને ગુજરાનનુ સાધન નહી હોવાથી અગાઉં એક વખત શિક્ષા થઈ હોય તેટલાજ ઉપરથી તેના સારી ચાલના જામીન લઈ શકાય નહિ (પ. ક. વી નો ર૮) કોઇ શખસ જુગાર અથના ચંડુલ પીનાર હોય પણ તેની પ્રથમ ચાલ ચલણ ખરાબ હોવાનો દાખલો ન હોય તો તેની પાસેથી સારી ચાલના જામીન માગી શકાય નહી (૧ બરમા સે. રૂ. ૨૪૬)

**૧૧૦**—જ્યારે કોઇ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટને જીલ્લા માજીસ્ટ્રેટને અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટને અથવા પહેલા વર્ગના જે માજીસ્ત્રેટને સ્થાનીક સરકારે આ બાબત વિષેશ કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટને એવી ખબર મળે કે પોતાની હકુમતની સ્થાનીક હદમાં ફલાણા સખસને ( અ ) અપહરણ કરવાની ઘર ફોડવાની ચોરીકરવાની અથવા (ખોટા લેખ બનાવવાની ટેવ છે) અથવા (બ) ફલાણી મીલકત ચોરીની છે એમ જાણીને ચોરીની મીલકત લેવાની ટેવ છે અથવા (ક) ચોરોનુ સંરક્ષણ કરવાની અથવા તેઓને આશરો આપવાની અથવા ચોરીની મીલકતની વ્યવસ્થા કરવાના કામમાં અથવા તે સંતાડવાના કામમાં મદદ કરવાની ટેવ છે અથવા (ડ) મનુષ્ય હરણ મનુષ્ય નયન જબરીથી કઢાવવુ, ઠગાઇ, બીગાડ અથવા ઇન્ડીયન

પીનલકોડના બાબ ૧૨માં બતાવવા પ્રમાણે શીક્ષા થઇ શકે તેવા ગુન્હા અથવા કલમ ૪૮૯ અ ૪૮૯ બ. ૪૮૯ક અથવા ૪૮૯ ડ મુજબ ગુન્હા કરવાની તે ગુન્હાની કોશિશકરવાની અથવા તેવા ગુન્હામાં મદદગારી કરવાની ટેવ છે) અથવા(ઇ) સુલેહનો ભંગ થાય એવા ગુન્હા કરવાની અથવા ગુન્હાની કોશીશ કરવાની અથવા એવા ગુન્હા કરવામા મદદગારી કરવાની ટેવ છે અથવા (ફ) તારણ વગર છુટો મુકવામા આવે તો લોકોને જોખમ પોહોચવાનો સંભવ છે એટલે તે મરણીઓ અથવા ભયંકર છે ત્યારે ત્રણ વર્ષ કરતા વધતી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ટ્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ જામીનો સાથે એક ખત કરી આપવાનો હુકમ સદરહુ સખસને સા સારૂ નહી કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે સખસને આ કાયદામા આગળ ઠરાવેલી રીતે ફરમાવવાને સદરહુ માજીસ્ટ્રેટ મુખત્યાર છે (વ. ક. ૫૪૪)

(આ કલમ સન ૧૯૨૩ ના આકટ ૧૮ની કલમ ૧૮ થી સુધરી છે( વાંચો. ક્રિ. પ્રો. કો. ક. ૫૫)

**ફેસલા**–મરણીઓ અને ભયંકર સખસ પોતાના પાડોશીના શરીર અથવા મીલકતની બેપરવાઇથી અવગણના કરે એવો સખસ સમજવો (૪૬ ક ૨૧૫) જે સખસ પરણેલી સ્ત્રીઓને ફોસલાવવાની તજવીજ કરતો હોય અને તેમની તરફ બીભત્સ અને નિર્લજપણે વર્તતો હોય તે કલમ ૧૧૦ (ઇ) પ્રમાણે તેના જામીન લઇ શકાય નહી ( ૩૦. કલકત્તા ૩૬૬. ૩૮. ક. ૧૫૬.) કોઈ સખસને બીગાડ કરવાની ટેવ છે અને તે ચોર લોકોને આશ્રય આપે છે એમ તેની સાધારણ અપકીર્તી હોય તો કલમ ૧૧૦ મુજબ તેના ઉપર કામ ચલાવવાને તે હકીકત પુરતી છે કંઇ ચોકસ દાખલા આપવાની જરૂર નથી (૯. મુ. લો. રી. ૧૬૪) કોઇ સખસ ખરાબ ચાલનો છે એમ સાબીત ઠરે તો પણ ક. ૧૧૦ તેને લાગુ પડે નહી (૧૧ ક્રી. લો. જ. ૬૩૮)

કોઇ સખસ ખરાબ ચાલનો હોય અને પોતાની સ્ત્રી પાસે જાર કર્મ કરાવી ગુજરાન કરતો હોય તો તે કારણ તેના જામીન લેવાને પુરતુ નથી (૧૮૯૨ પ. રે. ન. ૫) કોઇ સખસને ડાકાઇટી કરવાના સક ઉપરથી પકડી છોડી મૂકયો હોય તેથી ક. ૧૧૦ મુજબ જામીન લેઇ શકાય નહી (૧ બરગા સીલેકટ. રી. ૪૨૨)

---

## બાબ–૯ મો–કાયદા વિરૂદ્ધ મંડળીઓ.

**૧૨૭**–કોઇ પણ કાયદા વિરૂધ્ધ મંડળીને અથવા લોકની સુલેહમાં ગડબડ થવાનો સંભવ હોય એવી પાંચ અથવા વધારે સખસોની મંડળીને વીખરાઇ જવાનો હુકમ કરવાને કોઈ પણ માજીસ્ટ્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર મુખત્યાર છે અને એવો હુકમ થયેથી એ હુકમ મુજબ વીખરાઇ જવાની તે કાયદા વિરૂધ્ધ મંડળીના અંગભુતોની ફરજ છે.

આ કલમ કલકત્તા તથા મુંબઇ એ શહેરોમાં પોલીસને લાગુ છે (વ. ક. ૫૬૩)

**૧૨૮**–એ પ્રમાણે હુકમ કર્યા ઉપરથી સદરહુ પ્રકારની કોઈ મંડળી વીખરાઈ નહીં જશે અથવા એ પ્રમાણે હુકમ કર્યા વગર તેની વર્તણુંક ઉપરથી વીખરાઈ નહીં જવાનો તેનો નિશ્ચય જણાય તો હરકોઈ માજીસ્ટ્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઈ પોલીશ થાણું હોય તે અમલદાર પછી તે ઇલાકાના મુખ્ય શહેરોની અંદર કે બહાર હોય તોપણ સદરહુ મંડળીને જબરીથી વીખેરી નાંખવાને મુખત્યાર છે અને સદરહુ મંડળી વીખેરી નાંખવાના કારણ સારૂ અને જરૂર હોય તો સદરહું મંડળી વીખેરી નાંખવાને અથવા તે મંડળીના માણસોને કાયદા પ્રમાણે શીક્ષા કરવામાં આવે તે માટે તે માણસોને પકડવા તથા

કેદ કરવા સારૂ મલીકામુઆઝમાંના લસ્કરમાંના અમલદાર અથવા સીપાઇ નહીં હોય એવા અથવા સને ૧૮૬૯ના હીંદુસ્તાનના વોલનટીયરોના આકટ પ્રમાણે નોંધેલા વોલીં-ટીયર નહીં હોય અને એવા તરીકે કામ કરતા નહીં હોય એવા કોઈ પણ મરદ માણસની મદદ માગવાને મુખત્યાર છે. (વ. ક, ૫૬૪)

**૧૩૨**–આ બાબ પ્રમાણે કરેલું છે એવું કહેવામાં આવતુ હોય એવા કોઇ પણ કામ બાબત કોઇપણ સખસ ઉપર કાંઇપણ ફરીઆદ ગવરનર જનરલ ઇન કાઉશીલની મંજુરી વગર કોઇપણ ફોજદારી કોર્ટમાં માંડવી નહીં. તથા આ બાબ પ્રમાણે શુદ્ધબુદ્ધીથી ચાલનારા કોઇપણ માજીસ્ટ્રેટ અથવા પોલીશ અમલદારે (બ) ૧૩૧મી કલમ પ્રમાણે શુદ્ધબુદ્ધિથી ચાલનાર કોઇપણ અમલદારે (ક) ૧૨૮મી અથવા ૧૩૦મી કલમ પ્રમાણે કોઇપણ હુકમ મુજબ શુદ્ધબુદ્ધિથી હરકોઇ કામ કરનારા કોઇ સખસે અને (ડ) જે હુકમ માનવાને પોતે બંધાયલો હોય તે હુકમને તાબે થઇને કાંઇપણ કામ કરનારા કોઇપણ હલકા દરજ્જાના અમલદાર અથવા સીપાઇએ અથવા વોલીંટીયરે એ ઉપરથી કાંઇ ગુન્હો કર્યો છે એમ સમજવું નહીં. (વ. ક. ૫૬૮)

---

## બાબ ૧૩મો–અટકાવ કરવા બાબત પોલીસનું કામ.

**૧૪૯**–કોઇપણ કોગનીઝેબલ ગુન્હો અટકાવવાના કારણ સારૂ દરેક પોલીસ અમલદાર વચ્ચે પડવાને મુખત્યાર છે અને તેણે બનતો પ્રયત્ન કરીને સદરહુ ગુન્હો થતો અટકાવવો જોઇએ. (વ. ક. નથી)

**ફેંસલા**–વીલેજ ચોકીદારનો પોલીસ અમલદારમાં સમાવેશ થતો નથી (૬ અલ્હા. ૬૦)

**૧૫૦**–કોઇપણ કોગનીઝેબલ ગુન્હો કરવાની ધારણા વિષે જે પોલીસ અમલદારને ખબર પડે તે પોલીશ અમલદારે તે ખબર જે

પોલીશ અમલદારના તાબામાં પોતે હોય તે પોલીસ અમલદારને તથા તે ગુન્હો થતો અટકાવવાનું અથવા તે સંભાળવાનું જે બીજા અમલદારનું કામ હોય તે અમલદારને આપવી. (વ. ક. નથી)

૧૫૧–કોઇપણ કોગનીઝેબલ ગુન્હો કરવાની ધારણા જે પોલીસ અમલદારના જાણ્યામાં હોય તે પોલીશ અમલદારને જો એમ જણાય કે તે ગુન્હો થતો બીજી રીતે અટકાવી શકાશે નહીં તો કોઇ માજીસ્ટ્રેટના હુકમ શીવાય અને વગર વારંટે એવી ધારણા કરનાર શખસને પકડવાને તે અમલદાર મુખત્યાર છે. (વગર વારંટે પકડેલ સખસ કલમ ૬૧માં જણાવેલ મુદત અંદર માજીસ્ટ્રેટ પાસે મોકલવો જોઇએ) (વ. ક. નથી)

૧૫૨–કોઈ પોલીશ અમલદારના દેખતાં કાંઈ સાર્વજનીક સ્થાવર અથવા જંગમ મીલકતને જે નુકશાન કરવાની કોશિશ કરવામાં આવે તે નુકશાન થતું અટકાવવા સારૂ અથવા સાર્વજનીક ભુમીચિન્હ અથવા બોયું અથવા વહાણ ચલાવવાના કામમાં વપરાતી હોય એવી બીજી કોઇ નીશાની કહાડી નંખાતી હોય અથવા તેને નુકશાન થતું અટકાવવા સારૂ પોતાનાજ અખત્યારથી વચ્ચે પડવાને તે પોલીશ અમલદાર મુખત્યાર છે. (વ. ક. નથી)

૧૫૩–કોઇ પોલીશ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને જ્યારે એમ માનવાનું કારણ હોય કે પોતાના થાણાની હદ માંહેલી ફલાણી જગામાં કાંઈ ખોટા કાટલા અથવા માપ અથવા તોળવાના યંત્ર છે ત્યારે તે જગામાં વપરાતા અથવા રાખેલા કાટલા અથવા માપ અથવા તોલવાના યંત્ર તપાસવાને તથા તેની શોધ કરવાને વગર વારંટે તે જગામાં પેસવાને તે અમલદાર મુખત્યાર છે. જો તે અમલદારને તે જગામાં કાંઇ ખોટા કાટલા, માપ અથવા તોળવાના યંત્ર જડે તો તે પકડવાને પોતે મુખત્યાર છે અને હકુમતવાળા માજીસ્ટ્રેટને તેણે તે પકડયાની તરત ખબર આપવી.(વ. ક. નથી.)

---

# બાબ ૧૪મો પોલીસને ખબર આપવા બાબત તથા તપાસ કરવાના તેના અધીકાર બાબત.

**૧૫૪**–જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તેને કોગનીઝેબલ ગુન્હો કર્યા સબંધી જે જે ખબર મોહડેથી આપવામા આવે તે દરેક ખબર તેણે અથવા તેના હુકમ પ્રમાણે બીજાએ લખી લેવી અને ખબર આપનારને વાંચી સંભળાવવી અને સદરહુ પ્રકારની ગમે તે ખબર લખીને આપી હોય કે ઉપર કહ્યા મુજબ લીધી હોય તોપણ તે આપનાર સખસે તે દરેક ખબર ઉપર સહી કરવી અને આ બાબત સ્થાનીક સરકાર ફરમાવે તેવા નમુનાની જે એક બુક તે અમલદારે રાખવી જોઇએ તે બુકમાં તેનો સાર નોંધવો (વ. ક. ૫૦. ૫૨ )

ખબર આપનારે જે કહેલ હોય તેના ઉપર સહી કરવાનું પોલીસ અમલદારે કહ્યા છતાં ખબર આપનાર તે ઉપર સહી કરવા ના પાડે તો પી. કો. ક. ૧૮૦ પ્રમાણે ગુન્હેગાર થાય. છે. ખોટી ખબર આપનાર પી. કો. ક. ૨૦૩ પ્રમાણે ગુન્હેગાર થાય બીજા માણસને અડચણ અથવા નુકશાન થાય એવી રીતે પોલીસ અમલદાર તેના કાયદેસર અધીકારનો ઉપયોગ કરે તે માટે પોલીસ અમલદારને ખબર આપવી તે પી. કો. ક. ૧૮૨ પ્રમાણે ગુન્હો થાય છે"

**ફેસલા**–ખબર આપનાર ખોટું તોહમત મુકયા માટે પી. કો. ક. ૨૧૧ પ્રમાણે ગુન્હેગાર થાય છે. (૨૭ મદ્રાસ ૧૨૭) પોલીસને ખોટી ખબર આપનાર વિરૂદ્ધ ફરીઆદ માંડવા ક્રી. પ્રો. કો. ક.૧૯૫ પ્રમાણે મન્જુરીની જરૂર નથી (૪ વી. રી. ૪૧)

**૧૫૫**–જ્યારે કોઇ પોલીસ થાણાની હદમાં કોઇ નોનકોગનીઝેબલ ગુન્હો કર્યાની ખબર જે અમલદારના હવાલમાં તે પોલીસ થાણુ હોય તેને આપવામાં આવે ત્યારે તે અમલદાર ઉપર કહયા મુજબ એક

ધુકરાખીને તેમાં સદરહુ ખબરનો સાર નોંધવો અને તે ખબર આપનારને માજીસ્ટ્રેટની આગળ જવાનુ ફરમાવવું કોઈ નોનકોગનીઝેબલ મુકદમાની તપાસ પહેલા વર્ગ અથવા બીજા વર્ગના જે માજીસ્ત્રેટને ત મુકદમાનો ઈનિસાફ કરવાને અથવા ઇનસાફ કરવા શારૂ તે મુકદમો કમીટ કરવાનો અધિકાર હોય તે મેજીસ્ત્રેટના અથવા પ્રેસીડેન્સી મેજીસ્ત્રેટના હુકમ વગર કોઇપણ પોલીસ અમલદારે કરવી નહી (૩)જે અમલદારના હવાલામાં પોલીસથાણુ હોય તે અમલદાર જેટલો અધીકાર કોગનીઝેબલ મુકદમામાં ચલાવી સકતો હોય તેટલોજ અધિકાર (વગર વારંટે પકડવાના અધિકાર સીવાય) સદરહુ હુકમ વોહોંચેથી હરકોઇ પોલીસ અમલદાર તે તપાસના સંબંધમાં ચલાવવાને મુંખત્યાર છે (વ. ક. ૫૧–૫૭)

**૧૫૬**—કોઇ પોલીસથાણાની હદમાંહેના સ્થાનીક ક્ષેત્ર ઉપર જે કોર્ટને હકુમત હોય તે કોર્ટને ચોકસી તથા ઈનિસાફની જગા શંબંધી ૧૫ મા બાબના ઠરાવો પ્રમાણે જે કોગનીઝેબલ મુકદમાની ચોકસી અથવા ઈનિસાફ કરવાનો અધીકાર હોય એવા હરકોઇ કોગનીઝેબલ મુકદમાની તપાસ કોઇ માજીસ્ટ્રેટના હુકમ વગર કરવાનો અધીકાર સદરહુ પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને છે.

(૨)સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં કોઇ પોલીસ અમલદાર જે કાંઈ કામ ચલાવે તે વીષે સદરહુ અમલદારને આ કલમ પ્રમાણે તે મુકદમાની તપાસ કરવાનો અધીકાર નહોતો એ સબબ ઉપરથી મુંકદમો ચાલતાની દરમ્યાન કોઇપણ રીતે તકરાર ઉઠાવવી નહીં.

(૩)–૧૯૦મી કલમ મુજબ અધિકાર આપેલા કોઇપણ માજીસ્ટ્રેટને ઉપર કહેલા પ્રકારની તપાસ કરવાનો હુકમ કરવાને અધિકાર છે. (વ. ક. ૫૮–૬૧)

**૧૫૭**–જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તે અમલદારને ૧૫૬મી કલમ પ્રમાણે જે ગુન્હાની તપાસ કરવાનો અધિ-

કાર હોય તે ગુન્હો થયો છે એ મુજબ તે અમલદારને ખબર મળ્યા ઉપરથી અથવા બીજી રીતે શક આણવાનું કારણ હોય તો જે માજી સ્ત્રેટને પોલીસના રીપોર્ટ ઉપરથી સદરહુ ગુન્હો સાંભળવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટને તે બાબતનો તાબડતોબ રીપોર્ટ મોકલવો અને તે મુકદમાની હકીકતની તથા બીનાની તપાસ કરવા સારૂ તથા ગુન્હેગારને શોધી કહાડવા તથા પકડવા માટે (જો જરૂર હોય તો) ઉપાયો લેવા સારૂ પોતે જાતે તે ઠેકાણે જવું અ-થવા પોતાના તાબા માંહેના અમલદારોમાંના એકઅમલદાર (આ બાબત સ્થાનીક સરકાર સામાન્ય કે ખાસ હુકમ કરીને ઠરાવે તે દરજ્જાથી નીચેના દરજ્જાનો ન હોય તેવા) ને મોકલવો પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે. (અ) જ્યારે સદરહુ પ્રકારનો કોઇપણ ગુન્હો થયા વિષે કાંઈપણ ખબર કોઇ સખસનું નામ લઇને તે સખસના વિરૂધ આપવામાં આવે અને તે કામ ભારે નહોય ત્યારે જે અમલદારના હવાલામાં કોઇ પો-લીસ થાણું હોય તેને તે ઠેકાણે તપાસ કરવા સારૂં જાતે જવાની અથવા તાબા માંહેના કોઇ અમલદારને મોકલવાની જરૂર નથી. (બ) જે અમલદારના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય તે અમલદારને જો એમ જણાય કે તપાસ કરવા માંડવાનો કોઇ પુરતો સબબ નથી તો તેણે તે મુકદમાની તપાસ કરવી નહીં. (૨) પેટા કલમ (૧) ના વિષેશ ઠરાવની (અ) તથા (બ) રકમોમાં કહેલે દરેક પ્રશંગે જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદારે તે પેટા કલમમાં ફરમાવ્યા પ્રમાણે પુરતી રીતે નહીં ચાલ-વાના પોતાના કારણ સદરહું રીપોર્ટમાંમાં લખવા (અને પેટા રકમ (બ) મા જણાવ્યા પ્રમાણે તે અમલદાર, ખબર આપનાર જો કોઇ હોય તો તેને સ્થાનીક સરકાર જે રીત પ્રમાણે નકી કરશે તે પ્રમાણે તુરતજ જણાવશે કે તે તે મુકદમાની તપાસ કરશે નહીં અથવા કરાવશે નહીં) (આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૩૨થી સુધરી છે.)

## ગુન્હાની બાતમી મળી શકે તેવા સ્થળો

કલાલની દુકાન, ગાજો ભાંગ ચરશ વીગેરે પીવાના અખાડા, જુગાર નો અખાડો, તંબોલીની દુકાન, પાણીનો ઘાટ, ધર્મશાળા દેવાલય ફકીર સાધુના અખાડા મોટા મેળા કે મીલાવડા ફેરી કરનાર સુરૈયા સુચાણી વેસ્યાગૃહ ચા વિગેરેની હોટેલો; બે પક્ષ હોય ત્યાં વિરૂધ્ધ પક્ષવાળા તરફથી; અધીક સ્ત્રી જે પુરૂષને હોય ત્યાં અણમાનીતી સ્ત્રી તરફથી ખાવા પીવાનુ આપતાં નાના અજ્ઞાન બાળક તરફથી ગુન્હાની હકીકત મળવી સંભવનીય થાય છે.

**નોંધ**–પગલાં પારખવાની રીત–ખુલાં પગલાં માટે કરવાનો તપાસ–પગલામાં કેટલી આંગળીઓની છાપ કેવી પડી છે તેમાં ખાસ કરીને અંગુઠા તથા છેલી આંગળીની છાપ પડી છે કે નહી, પગની પાનીની છાપ સંધાઇને કેટલી આંગળીઓની છાપ પડી છે ખાસ કરીને અંગુઠો સંધાઇને પડયો છે કે છુટો ? સંધાઇને પડયો હોય તો સાંધામાં કંઇ લીટી પડી છે કે કેમ, પગ તથા અંગુઠાના સાંધા પાસે બહારની બાજુંએ કેવા વલણની છાપ પડી છે તે સીધી લીટીના વલણની છે કે કમાનદાર વાંકવાળી છે અંગુઠા પાસેની આંગળીની છાપ અંગુઠાથી બહાર પડી છે કે અંદર એટલે તે આંગળી અંગુઠાથી લાંબી છે ટુંકી અંગુઠો અને પાનીના સાંધા પાસેનો ભાગ જેને ॥ ચોડો ॥ કહે છે એની છાપ અંગુઠાની છાપની અંદર પડી છે કે કેમ, તેનું વલણ સીધી લીટી જેવું છે કે ગોળાકાર છે ઉપરના ચોડાના ભાગમાંનો વચલો ભાગ જેને ॥ પેગડુ ॥ કહે કે તે લીટી બંધ પડયો છે કે કેમ અને ચોડામાં જેને "વાંસો" કહે છે તેની ઉભી લીટી પડી છે કે કેમ, ચોડા તથા એડીની છાપ સંધાપલી છે કે કેમ, સંધાઅલી હોય તો ચોડાની છાપથી ખાડાની છાપ કેટલી અંદર કેવા વલણથી પડી છે એડીની છાપ લાંબી પડી છે કે ગોળ, પગની બહાર ની બાજુની છાપ સીધી લીટીમાં છે કે વચલા ખાડાની પાસે હાડકાની

છાપ બહારની બાજુ વલણુવાળી પડી છે, ઘોડાની છાપમાં ખાડો પડયો છે કે કેમ એટલે પગ ઉઠાવતાં ઘોડો પાછલી બાજુએ દબાવીને ઉઠાવ્યો છે કે કેમ પગલું આંગળીઓ, અંગુઠો વીગેરે કેવી ઢબમાં પડેલા છે ? કંઇ ખોડ, રાંટાપણું, દરદીપણું, જોડવાની માફક અંગુઠે દોરી બાંધેલી વીગેરે છે કે કેમ ? ચાલવાની ઢબ પગલા ઉપરથી ધ્યાનમાં લેવી જોઇએ એટલે કે બોજા સાથે ખાલી ધીમેથી કે ઉતાવળો નીભંયતાથી કે ગભરાટમાં ચાલેલો છે તે જોવું જોઇએ પગના તળીયાની રેષાઓને સમજાય તે લક્ષમાં લેવી જોઇએ

જોડાના તળીયાનાં નિશાન પંજો.એડી. વચલો ભાગ ચુંકો, ટાંકાં, નાળ મેખો. ચીપો વીગેરે જોડો તુટેલ તેના કે ઘસાઇ ગયો હોય તેના ચીન્હો. તેમજ જોડાને બાંધ્યો હોય તો બાંધવાનાં સાધનના ચીન્હો ખાસ લક્ષમાં લેવા જોઈએ કે જે ઉપરથી જોડાની જાત તથા સ્થીતી સમજવામાં આવે

## પગલાંના માપ લેવાની રીત.

૧ અંગુઠાની એડી સુધીની લંબાઇ ૨ અને ઘોડાની તેમજ ૩ એડીની પહોળાઈ એ રીતે ત્રણ પ્રકારના માપના ઓઠા લેવા ૧ અંગુઠાની ટોચથી એડી સુધીની તીરછી લંબાઈ તેમજ ૨ છેલી આંગળીની ટોચથી એડી સુધીની તીરછી લંબાઇ અને ૩ અંગુઠાની ટોચથી છેલી આંગળીની ટોચ સુધીનું અંતર (પહોળાઈ) ૪ ઘોડાની પહોળાઇ ૫ ખાડાની છાપની પહોળાઇ ૬ એડીની પહોળાઇ ૭ વચલી આંગળીની ટોચથી સીધી એડી નીચે ટોચ સુધીની લંબાઇ એ રીતે માપના નીસાનના ઓઠા લેવા

પગલાં ન ઓળખાય માટે વપરાતી તદબીરો

પગે કપડું બાંધે. કપડું પાથરી ચાલી જાય. ઘાસ લાકડું. ઇંટ કે પથરનો ટેકો લેઈ ચાલી જાય ઘેટાના ઉનવાળા ચામડા પગે બાંધી ચાલે અવળા કે આડા જોડા બાંધી ચાલે ખુલા

ખુલ્લા પગે ચાલી બાદ જોડા પહેરી જાય પાણીમાં થઇ નીકળી જાય આડો ઉપર થઇ ઉતરી ચાલી જાય આડે અવળે મારગે જાય, વાહન ઉપર ડુંગર પથર-ઘાસ કે સખ્ત જમીન ઉપર થઇ ચાલી જાય. કંઈ વખત સુધી લંગડાતો જાય બીજાના જોડા પહેરી ચાલી જાય. સગડ લાંબે ફેરમાં નાખે પરહદમાં નાંખી આવે. નદી દરીયા ખાડી વીગેરેના પાણીમાં અંદર કાંઠે કાંઠે ચાલી આગળ દુર જઇ નીકળી જાય વીગેરે.

(સગવડ જોવામાં આવતા તેને સંભાળથી ઢાંકી રાખી તેનું માપ વીગેરે કુશળ માણસથી લેવડાવી તપાસ આગળ ચલાવતાં પ્રસંગે ગુન્હાનો પતો મળી આવે છે)

**૧૫૮**–સ્થાનીક સરકાર ફરમાવે તો ૧૫૭મી કલમ પ્રમાણે માજીસ્ટ્રેટને મોકલવાનો દરેક રીપોર્ટ સ્થાનીક સરકાર સામાન્ય અથવા વિસેષ હુકમ કરીને પોલીસના જે ઉપરી અમલદારને આ બાબત નીમે તે અમલદારની મારફતે મોકલવો

(૨) જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેને સદરહુ ઉપરી અમલદાર પોતાને દુરસ્ત લાગે એવી સમજુત આપવાને મુખત્યાર છે અને તેણે તે સમજુત સદરહુ રીપોર્ટ ઉપર લખીને તે માજીસ્ત્રેટને તે રીપોર્ટ વગર ઢીલે મોકલી દેવો (વ. ક, ૬૪)

**૧૬૦**–આ બાબ પ્રમાણે હરકોઇ પોલીસ અમલદાર જે કામની તપાસ કરતો હોય તે કામની હકીકત પોતાના થાણાની અથવા કોઇ પાંસેના થાણાની હદ માંહેનો ફલાણો સખસ વાકેફ છે એમ મળેલી ખબર ઉપરથી અથવા બીજી રીતે તેને જણાય તો તે અમલદાર લેખી હુકમ કરીને તે સખસને પોતાની આગળ હાજર થવાનુ ફરમાવવાને મુખત્યાર છે અને તે હુકમમાં ફરમાવ્યા પ્રમાણે તે સખસે હાજર થવું જોઇએ (વ. ક. ૬૬)

**ફેસલા**–કોઇ સ્ત્રીને તપાસવાની હોય તો તેને થાણામાં નહી બોલાવતાં તેને ઘેર જઇને તપાસવાનું સલાહકારક છે (૨. ક્રી,લો. જ. ૫૧)ક. ૧૬૦

મુજબનો હુકમ લેખી હોવો જોઇએ અને કોઇ સખસને હાજર થવા સારૂ જબરીથી ફરજ પાડી શકાય નહી (રતનલાલ ૮૫૦. ૭ વી. રી. ૩) લેખી હુકમ હોય અને હાજર ન થાય તો ઇ. પી. કો. ક. ૧૭૪ પ્રમાણે તેની ઉપર કામ ચલાવવું જોઇએ તે સખસે પોલીસ આગળ હાજર થવાનું વારંટ કાઢવાને માજીસ્ત્રેટને અધિકાર નથી (૨૪. ક. ૩૨૦)

**૧૬૧**-(૧) આ બાબ પ્રમાણે તપાસ કરનાર હરકોઇ પોલીસ અમલદાર (અથવા કોઇપિણ પોલીસ અમલદાર એવા અમલદારની માગણી પ્રમાણે કામ કરતો હોય તે તેવી પાયરી કરતાં ઉતરતા દરજાનો નહી એવો જેને સ્થાનીક સરકાર સામાન્ય અથવા વીશેશ હુકમ કરીને મુકરર કરે) તે કામની બીના તથા હકીકતથી ફલાણો સખસ વાકેફ છે એમ ધારવામાં આવે તે સખસની મુખ જુબાની લેવાને મુખત્યાર છે.

(૨) સદરહુ કામ સંબંધી જે સવાલોનો જવાબ દેતા પોતાની ઉપર કાંઇ ફોજદારી ગુન્હાનું તોહમત આવી પડે અથવા કાંઇ દંડ અથવા કંઇ ગુન્હેગારી આપવી પડે તે સવાલો સીવાય બીજા જે સવાલો પોતાને સદરહુ અમલદાર પુછે તે સઘળા સવાલોના જવાબ સદરહુ સખસે દેવા જોઇએ (વ. ક. ૬૭)

* આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૧૮ ની કલમ ૩૩ થી સુધરી છે.

**ફેંસલા**—બ્રીટીશ કોડની ક, ૧૬૧ પ્રમાણે શાક્ષી સાચું બોલવા બંધાવેલો નથી માટે જવાબ દેવા ના પાડે તો પી. કો. ક. ૧૭૬-૧૭૯-૧૮૭ મુજબ ગુન્હો નથી (૩૩ મદ્રાસ ૫૪૪)

**સાહેદ માટે રાખવી જોઇતી સાવચેતી**—કેટલાક સાહેદ આંટા ખાવાના ત્રાસથી પોતાનો ધંધો છોડી ખોટી થવાના કારણે, અથવા સામા પક્ષકારના ડરથી, લાલચ કે તરફદારીથી અગર એવાજ કોઇ બીજા કારણે ખરી હકીકત જાણવા છતાં અણજાણપણું બતાવે છે તેવે પ્રસંગે; સાહેદને સમજુત અને દીલાસાથી ખરી હકીકત કહેવા

સુચવવું જોઇએ તેમની સાથે અમલદાર તોરથી કામ ન લેતાં માયાળુ પણે વર્તવું તેમજ એમને વધારે વખત રોકી નહી રાખતાં પુછવાનું હોય તે પુછી તુર્ત રજા આપવી તેમ કોર્ટમાં પણ જરૂર સીવાય સાહેદને વધારે રોકાવું ન પડે તે બાબતમાં કાળજી રાખવી. સામાપક્ષવાળા પૈસા વીગેરેની લાલચ આપીને, ડરાવીને કે બીજી લાગવગથી ફોડે નહી તે બાબત તપાસ રાખવો. પુરાવો આપવા જવાના ત્રાસને લીધે સાહેદ હકીકત પુછવાની સાથેજ પોતાને કંઈ માહીતી નથી એમ કહી ખરી હકીકત છુપાવે છે માટે તેમને દીલાસાથી હકીકત પુછવી. તે ગુન્હા સંબંધે શીશી હકીકત જાણે છે ? તે કંઇ બાબત પ્રત્યક્ષ બતાવતો હોય તો તે સાથે રાખી જોવું આરોપી કેટલો દૂર હતો ? રાત અંધારી હતી કે અજવાળી ? અજવાળું કહે તો સાનું અજવાળુ હતું ? શી શી વાતો સાંભળી કે જોઇ ? ગુન્હેગારને ઓળખવા જેવો વધારે સબળ પ્રસંગ શો બતાવે છે ? જો ગુન્હેગારને દીઠે ઓળખવાનુ કહે તો ઘણા માણસો સાથે ગુન્હેગારને રાખી ઓળખ કરાવવી જોઇએ. કંઇ મુદ્દાની ચીજ ઓળખવાનૂં કહે તો મુદ્દાની ચીજ ઘણી ચીજોમાં રાખી ઓળખી બતાવવા કહેવું અને ઓળખાવવી મુદ્દાની ચીજ ઓળખનાર સાહેદ તે ચીજ સા ઉપરથી ઓળખવાનું કહે છે ! ખૂન ખરાબો જોનાર સાહેદ હોય તો તે જાતનો કોણ છે કેટલી વખત ખુન ખરાબો જોયો છે ! તેમ તે કેવા દ્રઢ મનનો છે તે પૂછગાછથી સાહેદની દ્રઢતા તથા સચ્ચાઈ સમજાઈ આવે છે. ઘણી વખત કેટલાક દોઢ ડાહ્યા સાહેદ સાહેદી આપતી વખતે ભલતીજ હકીકત કહેવા લાગે છે તેમ ગામડીયા સાહેદને, દીશા,તીથી, વાર, વખત, કલાક, કેટલું દુર હતું કઇ તારીખ હતી વીગેરે બાબત પુછવામાં આવતાં ભલતાજ જવાબ આપી ખરો સાહેદ ભરૂસાને પાત્ર રહેતો નથી માટે દીશાની બાબતમાં સૂર્ય ઉગે છે તથા આથમે છે તે હાથ વતે બતાવવું જોઈએ. વખતની બાબતમાં, પરોઢીયું, સીરામણ વખત, બપોર રોઢો, સાંજ, ઝાલર વખત, વાળું વખત, ઢોર છુંટવા કે આવવાનો

વખત વીગેરે કહી વખત બતાવવો. અંતરની બાબતમાં, રાશવા. નાડા-વા, ખેતરવા વીગેરે કહી અંતર બતાવી શકાય, વાર, તીથી,ની બાબ-તમાં, ચોકસ તહેવાર હોય તો તે, સીયાળો કે ચોમાસુ વીગેરે જેમ હોય તેમ શાહેદે યાદદાસ્તી પ્રમાણે કહેવાનું છે યાદ ન હોય તે યાદ નથી એમ કહેવાય પરંતુ યાદ ન છતાં અનુમાનથી હકીકત કહેવા જતાં ખરા શાહેદનો ભરુશો ઓછો થાય છે. આરોપી પોતે ગુન્હા વખતે બહાર ગામ કે બીજે હતો એવો બચાવ (એલીબી) લાવી બતાવવામાં આવે છે માટે આરોપીના બચાવમાં આવનાર સાહેદ કોણ અને કેવી ચાલના છે, મીત્ર. જ્ઞાતી સંબંધ કે પડોશી અગર બીજો, આરોપી સાથે શો સંબંધ ધરાવે છે, સાહેદની સંસાર સ્થીતી કેવી છે ગુન્હાના રોજ તે સાહેદ બહાર ગામ ગએલો કે ગામમાં હતો? બચાવ માં આવવાનો શો હેતુ છે તે વીગેરે બાબતમાં બારીક તપાસ કરી હકીકત મેળવવી જોઈએ કે બચાવના સાહેદની ઉલટ તપાસણી કરતી વખતે તેને જુઠો પાડવા તથા તેનો ભરૂશો ઓછો થવા માટે સવાલો પુછવાનું સુગમતાવાળૂ થઇ સકે. (માણસ વીજળીના ચમકારાના અજ-વાળાથી ઓળખી શકાય છે પીસ્તોલ કે બંદુકના ફુટવાથી થતા અજ-વાળાના લીધે સાધારણ આંખવાળાને બે ચાર હાથ છેટે માણુશ હોય તો ઓળખવું મુસ્કેલ થતું નથી.)

શાહેદોની તપાસણી કેવી રીતે થઇ શકે વીગેરે બાગતમાં ભાગ કોઇપણ જુઓ પુરાવાના કાયદાની કલમ ૧૧૮–૧૧૯ વીગેરે બાબ ૯–૧૦ જુઓ.

**૧૬૨–**(૧) (જ્યારે આ બાબ પ્રમાણે તપાસ ચાલતી હોય ત્યારે પોલીસ અમલદારને કોઇપણ સખસે કહેલો મજકુર લખી લેવામાં આવ્યો હોય તો તે મજકુર કહેનાર સખસે સહી કરવી નહી અથવા એવો કાંઇ કહેલો મજકુર અથવા તેમાંનો કોઇપણ ભાગ પોલીસ ડાય-રીમાંનો અથવા બીજી રીતે અથવા કહેલા મજકુરમાનો અથવા દફત-

રમાંનો કોઇપણ ભાગ કોઇપણ તપાસ અથવા ચોકસી. જ્યારે તે મજકુર કહેવામાં આવ્યો હોય ત્યારે કોઈપણ ગુન્હાના સંબંધમાં તે વખતે ચાલતી હોય ત્યારે કોઇપણ કારણસર વપરાશે નહી (સીવાય કે આ પછી ઠરાવવામાં આવ્યું હોય ત્યારે) વળી એવું ઠરાવવામાં આવે છે કે એવી તપાસ અથવા ચોકસીમાં જ્યારે કોઇ સાહેદને ફરીઆદ પક્ષ તરફથી બોલાવવામાં આવે અને જેની હકીકત ઉપર પ્રમાણે લખી લેવામાં આવી હોય ત્યારે આરોપીની અરજ ઉપરથી ન્યાયાધીસીએ એવી લેખી હકીકત જોવી અને આરોપીને તેની પ્રત આપવા ફરમાવવું કે તેથી એવો લેખી હકીકતનો કોઈપણ ભાગ જો બરોબર સાબીત કરેલો હોય તો ૧૮૭૨ ના પુરાવાના કાયદાની કલમ ૧૪૫ મુજબ જે રીતે ઠરાવવામાં આવ્યું છે તે પ્રમાણે એવા સાહેદને ખોટા પાડવા વાપરી શકાય જ્યારે લેખી હકીકતનો કોઇપણ ભાગ એવી રીતે વાપર્યો હોય ત્યારે તેમાંનો કોઇપણ ભાગ એવા સાહેદના ફેર તપાસ માટે; પણ, ઉલટ તપાસમાં કહેલ મજકુરના ખુલાસા માટે વપરાશે. પરંતુ એવુ ઠરાવવામાં આવે છે કે જો ન્યાયાધીસીનો એવો મત થાય કે એવા કહેલા લેખીત મજકુરમાંનો કોઈપણ ભાગ તપાસના અથવા ચોકસીના વીષયને લગતો ન હોય અથવા તે આરોપીને બતાવવું એ જાહેર હીત અથવા ન્યાયના લાભ ખાતર જરૂરનું ન હોય તો તે ન્યાયાધીસીએ તેમ કરવાનો અભીપ્રાય લખવો (પણ કારણો લખવાની જરૂર નથી.) અને તેવો ભાગ તે આરોપીને જે નકલ આપવામાં આવે તેમાંથી બાદ કરવો.)

(૨) આ કલમમાંનો કોઇપણ મજકુર સન ૧૮૭૨ના હિંદુસ્તાનના પુરાવા આક્ટની ૩૨ મી કલમની રકમ (૧)ના ઠરાવો જેને લાગુ પડતા હોય એવા કોઇપણ લખી આપેલા મજકુરને લાગુ પડે છે એમ સમજવું નહી (વ. ક. ૬૮૮(૧) તથા ૩૫૧)

+ આ કલમ સન ૧૯૨૩ના આક્ટ ૧૮ ની કલમ ૩૪ થી સુધરી છે.

**ફેંસલા**—કલમ ૧૬૨ માં મરતી વખતે કહેલા મજકુર સીવાય બીજો મજકુર આરોપી વીરૂધ્ધ પુરાવા તરીકે વાપરવાની જે મનાઇ કરી છે તે પુરાવા આાકટની કલમ ૧૫૭ થી રદ થતી નથી (૨૨ મુ. ૫૯૬) પોલીસ ડાયરી કોર્ટમાં નહી હોય તો તે મંગાવવી જોઇએ એવો આગ્રહ કરવાનો હક નથી અથવા ડાયરી કોર્ટમાં રજુ હોય તો પોલીસ અમલદારને પોતાની યાદદાસ્તી તાજી કરવા સારૂ તે જોવાની ફરજ પાડવાને જડજ બંધાયલો નથી (૮. ક. ૧૫૪ તથા ૭૩૯) આરોપીને પકડતા પહેલા તેણે પોલીસ આગળ કરેલો અંગીકાર પુરાવામાં લઇ શકાય છે (૬ ક. ૬૩૦–૧૦ મું. લો. રી. ૨.) મરતી વખતે કહેલો મજકુર કોઇ હેડકોન્સ્ટેબલે લખી લીધો હોય તો ક્રી. ક્રી. પ્રો. કોડ કલમ ૧૬૨ પ્રમાણે પુરાવામાં વાપરી શકાય છે ને તે લખેલો મજકુર રજુ કરીને સાબીત કરવો જોઇએ (૭ સે. પ્રો. ૧૪) મરતી વખતે કહેલ મજકુર આરોપીની ગેરહાજરીમાં લખી લીધો હોય તો પણ તે લખાણ પુરાવામાં દાખલ થઈ શકે છે (૧૮૮૬ પં. રે. ન. ૧૩) મરતી વખતે કહેલો મજકુર લખી લીધો નહોય તો મરનારે જે મજકુર કહયો હોય તે બદલ મોઢાનો પુરાવો લઇ શકાય (૨ વેર ૭૫૫) મરતી વખતે કહેલો મજકુર બળાત્કાર સંભોગના તોહમતના કામમાં પુરાવામાં લઇ શકાય છે (૬ વી. રી. ૭૫)

**૧૬૩**–(૧)કોઇ પણ પોલીસઅમલદારે અથવા અધિકારવાળા સખસે સન ૧૮૭૨ના હિંદુસ્તાનના પુરાવા એકટની ૨૪મી કલમમાં કહયું છે એવી કંઇ પણ લાલચ અથવા ધમકી દેખાડવી નહીં અથવા દેખડાવવી નહીં અથવા તેવું વચન આપવું નહીં અથવા અપાવવું નહીં. (જુઓ પુરાવાના કાયદાની કલમ ૨૪થી ૩૦મી)

(૨) પણ આ બાબ પ્રમાણે કોઇપણ તપાસ ચાલતી હોય ત્યારે કાંઇ મજકુર પોતાની રાજીખુશીથી કહેવાની કોઇપણ સખસની મરજી હોય તો કોઈપણ પોલીસ અમલદારે અથવા બીજી સખસે ચેતવણી આપીને અથવા બીજા રીતે તે શખશને તે મજકુર કહેતા અટકાવતો નહીં (વ. ક. ૬૯–૭૦)

**ફેંસલા**–નીચેના માણુસોને પોલીસ અમલદાર ગણવામાં આવે છે પોલીસ પટેલ (૧૭ મુંબઇ ૪૮૫) દરોગો (૪ અલ્હા ૧૯૮) પોલીસ થાણાનો સબ ઇન્સ્પેકટર (૧. ક. લો. રી. ૩૧] પોલીસ સબઇન્સ્પેકટર (૧૧ કલ. ૬૩૫) પોલીસ કોન્સ્ટેબલ અને સીપાઈ (૬ મુંબઇ ૩૪) પોલીસ હેડ કોન્સ્ટેબલ (૫ વાવ્ય પ્રાંત રી. ૮૬) ચોકીદાર (૨૬ કલ. ૫૬૮)

**૧૬૪**–આ બાબ પ્રમાણે કોઇપણુ તપાસ ચાલતી હોય ત્યારે અથવા પછી પણુ ચોકસી અથવા ઇનસાફ શરૂ થતાં પહેલા કોઇપણુ વખતે મજકુર અથવા પોતાની આગળ કબુલ કરેલી કંઇપણુ વાત દફતરમાં માજીસ્ટ્રેટે દાખલ કરવાના અધિકાર બાબત છે.

**૧૬૫**–(૧) (જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય અથવા જે અમલદાર તપાસનું કામ કરતો હોય તેને એમ માનવાને વ્યાજબી કારણુ હોય કે કોઈપણુ ગૂન્હો કે જેની તપાસ કરવા પોતાને સત્તા છે તે માટે કાંઇપણુ જરૂરીઆત બાબત પોતાના પોલીશ થાણાની હદમાં ની કોઈપણુ જગાએથી મળશે અને તેવી બાબતમાં તેના અભિપ્રાય પ્રમાણે બીજી રીતે નકામી ઢીલ કર્યા સિવાય મળી શકશે નહીં તો તે અમલદાર પોતાને માનવાના કારણો લખી, બનતા સુધી જે ચીજની ઝડતી લેવાની હોય તે પણુ લખાણુમા બતાવી આવા થાણાની હદમાં ની કોઇપણુ જગાનો ઝાડો લેવા અથવા લેવડાવવા મુખત્યાર છે.

(૨)પેટા રકમ ૧ પ્રમાણે કામ કરનાર અમલદારે બને ત્યાંસુધી જાતે ઝાડો લેવો.

(૩)જો તે ઝાડો તેનાથી જાતે લેવાનું ન બની શકે તો અને તે ઝાડો લેવાને બીજો કોઇ પણુ લાયક સખસ તે વખતે હાજર ન હોય તો (એ પ્રમાણે કરવાના કારણો દફતરમાં લખી રાખીને) પોતાના હાથ તળેના કોઇપણુ અમલદારને તે ઝાડો લેવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને તેણે તે હાથ તળેના અમલદારને એક હુકમ લખીને આપવો (અને તેમાં બને ત્યાં સુધી જે જગાનો ઝાડો લેવાનો હોય તે જગા

તથા જે ચીજ બાબત ઝાડો લેવાનો હોય તે ચીજ પણ બતાવવી) અને તે ઉપરથી તે જગામાં તેને માટે ઝાડો લેવાને તે હાથ તળેનો અમલદાર મુખત્યાર છે.

(૪) ઝાડો લેવાના વારંટો બાબત આ કાયદાના ઠરાવો (અને કલમ ૧૦૨ અને ૧૦૩માં ઝાડા બાબત જણાવેલ ઠરાવો) આ. કલમ પ્રમાણે લીધેલ ઝાડાને બની શકે તેટલી શુધી લાગુ પડશે.

(૫) (પેટા રકમ ૧ અથવા ૩ પ્રમાણે દફતરની નકલો હકુમત વાળો જે નજીકનો માજીસ્ત્રેટ હોય તેને એકદમ મોકલવી અને જગાના માલીક અથવા તે જગામાં રહેનારની અરજી ઉપરથી તે માજીસ્ત્રેટે તેને એક પ્રત આપવી. પરંતુ એવું ઠરાવ્યું છે કે માજીસ્ટ્રેટ કોઈ ખાસ કારણને લઇ મફત આપવાનું વ્યાજબી ધારે તે શીવાય તેણે તેનો ખર્ચ આપવો જોઇએ) (વ. ક. ૭૧-૭૨)

(આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૩૬થી સુધરીછે)

**૧૬૬**-(૧) પોલીસ થાણુ જે અમલદારના હવાલામાં હોય (અથવા એવો તપાસ કરનાર અમલદાર સબ ઇન્સ્પેકટરના દરજાથી નીચેના દરજાનો ન હોય તે) જે કામમાં પોતાના થાણાની હદમાં કાંઇ ઝાડો લેવડાવવાને મુખત્યાર હોય તે કામમાં એવો ઝાડો કોઇપણ જગોમાં લેવરાવવાનું પોલીસનું કોઇ બીજું થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને ફરમાવવાને મુખત્યાર છે પછી તે બીજું થાણું તેજ જીલ્લામાં હોય કે જુદા જીલ્લામાં હોય તો પણ.

(૨) સદરહુ પ્રકારના અમલદારને સદરહુ પ્રમાણે ફરમાવ્યું હોય ત્યારે તેણે ૧૬૫મી કલમના ઠરાવો પ્રમાણે ચાલવું અને કાંઈ વસ્તુ જડે તો જે અમલદારના ફરમાવ્યાથી ઝાડો લીધો હોય તે અમલદારની ઉપર તેણે તે વસ્તુ મોકલી દેવી.

(૩) (જ્યારે એમ માનવાને વ્યાજબી કારણ હોય કે પેટા રકમ (૧) પ્રમાણે બીજા પોલીસ થાણા અમલદાર પાસે ઝાડો લેવડાવવાથી

જે ઢીલ થશે તેથી ગુન્હા સંબંધમાં પુરાવો સંતાડી દેવામાં આવશે અથવા નાશ પામશે ત્યારે પોલીસ થાણું જે અમલદારના તાબામાં હોય તે અમલદાર અથવા આ બાબ પ્રમાણે તપાસ ચલાવનાર પોલીસ અમલદાર બીજા પોલીશ થાણાની હદમાંની કોઈપણ જગાએ ઝાડો લેશે અથવા લેવડાવસે તે કાયદેસર છે અને કલમ ૧૬૫ પ્રમાણે તે જગા જાણે પોતાનીજ હદમાં છે એમ સમજવું.)

(૪) પેટા રકમ ૩ પ્રમાણે ઝાડો લેનાર અમલદાર જે બીજા પોલીશ થાણાની હદમાંની જગાએ ઝાડો લેવાનું કામ કરતો હોય તે પોલીસ થાણાના અમલદારને ઝાડા બાબત તુરત ખબર આપવી અને તેવી સુચના સાથે કલમ ૧૦૩ પ્રમાણે તૈયાર કરેલી યાદી (જે હોય તે) પણ મોકલવી. અને ૧૬૫મી કલમની પેટા કલમ ૧ અને ૩ પ્રમાણે નજીકના હકુમતવાળા માજીસ્ટ્રેટને રેકર્ડની નકલો પણ મોકલી આપવી.

(૫) ઝાડો લેવાએલ જગાનો માલીક અથવા રહેનારની અરજ ઉપરથી પેટા રકમ ૪ પ્રમાણે મોકલવામાં આવેલા રેકર્ડની કોપી આપવી પરંતુ એવું ઠરાવવામા આવે છે કે, માજીસ્ટ્રેટ કોઈ ખાસ કારણને લઈ મફત આપવાનું વ્યાજબી ધારે તે સીવાય તેમણે તેનો ખર્ચ આપવો જોઇએ)( વ. ક. ૭૪. ૭૫)

(આ કલમ સન ૧૯૨૩ ના આકટ ૧૮ની કલમ ૩૭થી સુધરી છે.)

**૧૬૭**-(૧) જ્યારે (કોઈ પણ માણસને કેદ કરવામા આવેલ હોય અને અટકમાં હોય અને એમ જણાય કે) તપાસ ૬૧ મી કલમથી મુકરર કરેલી ચોવીસ કલાકની મુદતમાં પુરી થઇ શકશે નહી અને તો-હમત અથવા આપેલી ખબર પાકા આધાર વાળી છે એમ માનવાના સબબ હોય ત્યારે ત્યારે પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે (અથવા તે તપાસ કરનાર પોલીસ અમલદાર સબ ઇન્સ્પેકટરના દરજ્જા કરતા નીચેના દરજ્જાનો ન હોય તો તેમણે) આ કાયદામાં આગળ ફરમાવેલા રોજનામામાં તે મુકદમા સબંધી કરેલી નોંધની એક

નક્લ પાસેના માજીસ્ટ્રેટને મોકલવી અને તેજ વખતે તાહમત વાળો હોય તેને સદરહુ માજીસ્ટ્રેટ આગળ મોકલી દેવો.

(૨) જે માજીસ્ટ્રેટની આગળ આ કલમ પ્રમાણે તોહમતવાળા સખસને મોકલ્યો હોય તે માજીસ્ટ્રેટ તે કામનો ઇનસાફ કરવાની પોતાને હકુમત હોય કેન હોય તોપણ તે તોહમતવાળાને બધી મળીને પંદર દીવસની મુદ્દત સુધી પોતાને યોગ્ય લાગે તેવા પહેરામાં અટકાવી રાખવાને વખતો વખત અધિકાર આપવાને મુખ્યતાર છે જો તે કામનો ઇનસાફ કરવાની અથવા ઇનિસાફ કરવા સારૂ તે કામ કમીટ કરવાની પોતાને હકુમત ન હોય અને પોતાના વિચારમાં એવું આવે કે તોહમતવાળાને વધારે વાર અટકાવી રાખવાની જરૂર નથી તો તે માજીસ્ટ્રેટ તેને હકુમતવાળા માજીસ્ટ્રેટની પાસે મોકલવાનો હુકમ કરવાને મુખ્યતાર છે (પરંતુ એવું ઠરાવવામા આવે છે કે બીજા અને ત્રીજા વર્ગના કોઇ પણ માજીસ્ટ્રેટ જેને સ્થાનીક સરકાર તરફથી આ કાયદા પ્રમાણે ખાસ અધિકાર આપવામાં આવ્યો ન હોય તો પોલીસ અટકમાં રાખવાની મંજુરી આપી શકશે નહીં)

(૩) આ કલમ પ્રમાણે પોલીસ પહેરામાં અટકાવી રાખવાનો અધિકાર આપનાર માજીસ્ટ્રેટે તેમ કરવાના પોતાના કારણો દફતરમાં લખવા.

(૪) જો તે હુકમ જીલ્લા માજીસ્ટ્રેટ અથવા પેટા ટુકડી માજીસ્ટ્રેટ સીવાય બીજા કોઈ માજીસ્ટ્રેટે કર્યો હોય તો તેણે પોતાના હુકમની નકલ તથા તે હુકમ કરવાના કારણો પોતે જે માજીસ્ટ્રેટના પ્રત્યક્ષ તાબામા હોય તે માજીસ્ટ્રેટને લખી મોકલવા (વ. ક. ૭૬. ૧૦૮ થી ૧૧૧)

[આ કલમ સન ૧૯૨૩ ના આકટ ૧૮ની કલમ ૩૮થી સુધરી છે)

**ફેસલો**—ચોવીસ કલાક સુધી અટકમાં રાખવાનો જે અધિકાર આપેલ છે તે ગામડાના પોલીસ અમલદારા (પોલીસ પટેલ વીગેરે) ના સબંધમાં નથી (મુ. હા. કો. ચેમ્બરના ઠરાવ ન. ૧૨૬૦ સને ૧૮૬૯)

આઠમા બાબ પ્રમાણે પકડેલા માણુસ માટે મુદ્દત મળી શકે નહીં આ કલમ ૧૪ મા બાબ પ્રમાણેની તપાસનેજ લાગું છે (૫ મુ. લો. રી.૨૭)

**ટીપઃ**–પોલીસ જાદે મંજુરી કયારે માગી શકે–(૧) કેદી ગુન્હાની જગોએથી જ્યાં સુધી ચાલ્યો ગયો હોય ત્યા સુધીના તેના પગલાં સરખાવવાં હોય અને તે છેટુ હોવાને લીધે તેને પકડવામાં આવ્યો ત્યારથી ૨૪ કલાકમાં દીવસના વખતમાં તેમ બની શકે તેમ ન હોય ત્યારે (૨) તોહમતદાર ચોરાયલી મીલકત અથવા ગુન્હામા લીધેલી મીલકત અથવા હથિઆર અથવા બીજા જે સાધનોથી ગુન્હો કરવામા આવેલ હોય અથવા કીમતી પુરાવો બતાવવાનું કહેતો હોય અને તોહમતદારનું આ પ્રમાણેનું કહેવું સુધ્ધ બુદ્ધિનું જણાતું હોય અને જે જગોએ તે હોય તે જગોએ જઇને ચોવીસ કલાકની અંદર આવી મીલકત. હથિયાર ચીજ અથવા પુરાવો મેળવી શકવો અશકય હોય ત્યારે (૩) તોહમતદાર અથવા ઇજા થએલ માણુસ જે રસ્તે થઇને ગયાનું માનવામાં આવતું હોય તે રસ્તા ઉપરના માણુસો તોહમતદારને ઓળખે છે કે કેમ, એ નકી કરવાની જરૂર હોય અને દુરપલાના કારણુથી તે વખત દરમ્યાન તે માણુસો પુરાવો આપવા આવી શકે એમ વાસ્તવીક રીતે આશા રાખી શકાતી ન હોય ત્યારે (૪) આવી રીતે અટકાવી રાંખવા માટે બીજુ કંઇ યોગ્ય અથવા વાસ્તવીક કારણ હોય ત્યારે (પંજાબના કાનુન અને હુકમો પૃ. ૩૮૭)

**૧૬૮**—જ્યારે તાબા માહેના કોઈ પોલીસ અમલદારે આ બાબ મુજબ કાંઇ તપાસ કરી હોય ત્યારે જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણુ હોય તે અમલદારને તેણે તે તપાસના પરીણામનો રીપોર્ટ કરવો (વ. ક. ૭૮)

**૧૬૯**—તોહમતવાળાને કોઈ માજીસ્ત્રેટની પાસે મોકલવાનું વ્યાજબી થાય તેટલો પુરતો પુરાવો અથવા વાજબી આધાર વાળો શક નથી એમ જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને (અથવા જે પોલીસ અમલદાર તપાસ ચલાવતો હોય તેને) આ બાબ

પ્રમાણે તપાસ કર્યા ઉપરથી જણાય તો જે માજીસ્ત્રેટને પોલીસ રીપોર્ટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અધિકાર અથવા તોહમત વાળાનો ઇનસાફ કરવાનો કે ઇનસાફ થવા સારૂ તેને કમીટ કરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની આગળ હાજર થવાનું ફરમાવવામાં જો અને જ્યારે આવેતો અને ત્યારે હાજર થવા બાબત સદરહુ અમલદાર ફરમાવે તે મુજબ જામીન સાથે અથવા જામીન વગર તે શખસ એક ખત લખી આપે એટલે જો તે પહેરામાં હોય તો તેને તે અમલદારે છુટો કરવો (વ. ક. ૭૯. ૮૨. ૮૭)

(આ કલમ સન ૧૯૨૩ ના આકટ ૧૮ની કલમ ૩૯થી સુધરી છે)

૧૭૦-(૧) ઉપર કહ્યા પ્રમાણે પુરતો પુરાવો અથવા વાજબી આધાર વાળે શક છે એમ જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણુ હોય તો અમલદારને આ બાબ પ્રમાણે તપાશ કર્યા ઉપરથી જણાય તો જે માજીસ્ત્રેટને પોલીસ રીપોર્ટ ઉપરથી તે ગુન્હો સાભળવાનો અધીકાર અથવા તોહમત વાળાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ તેને કમીટ કરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટની પાસે સદરહુ અમલદારે તોહમતવાળાને પહેરામા આપીને મોકલી દેવો અથવા જો તે ગુન્હાનો જામીન લઇ શકાય તેવો હોય અને તોહમતવાળો તારણ આપી શકતો હોય તો કોઇ મુકરર દીવસે સદરહુ માજીસ્ત્રેટના આગળ હાજર થવા સારૂ તથા જ્યાં સુધી બીજી રીતે ફરમાવવામાં આવે નહીં ત્યાં સુધી સદરહુ માજીસ્ત્રેટના આગળ રોજ રોજ હાજર રહેવા સારૂ તેની પાસેથી તે અમલદારે તારણ લેવું.

(૨) જે અમલદારના હવાલામા કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર જ્યારે આ કલમ પ્રમાણે કોઇ તોહમંત-વાળા સખસને માજીસ્ત્રેટની પાસે મોકલે અથવા સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ તેની પાસેથી તારણ લે ત્યારે તે માજીસ્ત્રેટની આગળ જે હથીઆર અથવા બીજી વસ્તુ હાજર કરવાની જરૂર હોય તે પણ તેણે મોકલવા અને કોઇ ફરીઆદી હોય તો

તેને તથા ફલાણા સખસો તે કામની હકીકતથી વાકેફ છે એમ તે અમલદારને જણાય તેમાના જેટલાની પોતાને જરૂર લાગે તેટલા સખસોને ખતમાં ફરમાવેલી વખતે તથા રીતે તોહેમતવાળાની ઉપર મુકેલા તોહમતના કામમાં માજીસ્ટ્રેટની આગળ હાજર થવા સારૂ તથા પ્રસંગ પ્રમાણે ફરીઆદનું કામ ચલાવવા સારૂ અથવા પુરાવો આપવા સારૂ એક ખત લખી આપવાનુ ફરમાવવું.

(૩) જો તે ખતમા માજીસ્ત્રેટની અથવા પેટા દુકડી માજીસ્ત્રેટની કોરટ કહી હોય તો જે કોરટની પાસે સદરહુ માજીસ્ત્રેટ તે કામ ચોકસી અથવા ઇનિસાફ સારૂ મોકલે તે કોર્ટ નો તેમા સમાવેશ થાય છે એમ સમજવું પણ એવું ઠરાવ્યું છે કે આ પ્રમાણે કામ મોકલવાની વાજબી નોટીશ સદરહુ ફરીઆદીને અથવા સખસોને આપવી જોઇએ.

(૪) આ કલમ પ્રમાણે મુકરર કરવાનો દહાડો તોહમતવાળા સખસ પાસેથી હાજર થવાનું તારણ લીધું હોય તો તેને જે દહાડે હાજર થવાનું હોય તે દહાડો અથવા તે સખસને પહેરામાં આપીને મોકલવો હોય તો જે દહાડે તે માજીસ્ત્રેટની કોર્ટ આગળ આવી પહોચવાની તેની વકી હોય તે દહાડે હોવો જોઇએ.

(૫) જે અમલદારની સમક્ષ તે ખત લખી આપ્યું હોય તે અમલદારે તેની એક નકલ જે સખસોએ તે ખત લખી આપ્યું હોય તેમાનાં એક જણને આપવી અને પછી તે અસલ ખતને પોતાના રીપોર્ટ સાથે માજીસ્ત્રેટ ઉપરમોકલવું (વ. ક. ૮૩ થી ૮૫) " નાસી જનારા આરોપી માટે કલમ ૫૧૨ જુઓ."

**ફેસલો**—ઇન્ડીયન રેલવે એકટ મુજબ કોઇ સખસે ગુન્હો કર્યો હોય અને તે સખસ નાસી જશે એમ માનવાને કારણ હોય અથવા જેનું નામ અને રહેવાનું ઠેકાણું જણાયા ન હોય અને તે સખસ પોતાનું નામ ઠામ જણાવવાની ના પાડે અથવા જણાયા હોય તો તે

ખોટા છે એવું માનવાને વ્યાજબી કારણ હોય અને તે ગુન્હો પોલીસ અધિકારનો ન હોય તો પણ પોલીસ અધિકારના ગુન્હા માફક બી. ક્રી. પ્રો. કે. કલમ ૧૭૦ મુજબ તે કામ માજીસ્ટ્રેટ તરફ મોકલી આપવું જોઇએ (મુ. હા. કો. ક્રિ. સ. પાનુ. ૪) કોઈ મુકરર કરેલ દીવસે એટલે ચોકસ દીવસે (૧૧ વી. રી. ૪૭)

**૧૭૧**–કોઇપણ ફ્રીઆદી અથવા સાહેદી માજીસ્ત્રેટની કોર્ટમાં જતો હોય ત્યારે રસ્તે તેને કોઇ પોલીશ અમલદારની સાથે જવાનું ફરમાવવું નહીં. અથવા કોઇપણ ફરીઆદી અથવા સાહેદોને નકામો પ્રતીબંધ અથવા અડચણ કરવી નહીં અને હાજર થવા બાબત તેના પોતાના જાતમુચરકા સીવાય કાંઇ બીજું તારણ આપવાનું તેને ફરમાવવું નહીં પણ એવું ઠરાવ્યું છે કે ૧૭૦મી કલલમમાં ફરમાવ્યા મુજબ કોઇ પણ ફરીઆદી અથવા સાહેદ હાજર થવાની ના કહે અથવા ખત લખી આપવાની ના કહે તો જે અમલદારના હવાલામાં પોલીસ થાણુ હોય તે અમલદાર તે ફરીઆદીને અથવા તે સાહેદને પહેરામાં આપીને માજીસ્ટ્રેટ પાસે મોકલવાને મુખત્યાર છે અને તે ફરીઆદી અથવા સાહેદ સદરહુ ખત લખી આપે ત્યાં સુધી અથવા તે કામની સુનાવણી થાય ત્યાં સુધી તેને પહેરામાં અટકાવી રાખવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે (વ. ક. ૮૬)

**૧૭૨**–(૧)આ બાબ મુજબ તપાસ કરનારા દરેક પોલીશ અમલદારે તે તપાસમાં ચલાવેલું પોતાનું કામ રોજ એક રોજનામામાં લખવું તે મધ્યે પોતાની પાસે ખબર કયારે આવી તે વખત, પોતે તપાસ કયારે કરવા માંડી તથા કયારે બંધ કરી તે વખત જે જે જગાએ પોતે જઇ આવ્યો તેઓના નામ તથા પોતે કરેલી તપાસથી જે જે હકીકત માલમ પડી હોય તેની વીગત એટલી વાત લખવી..

(૨) પોતાનીઆગળ જે મુકદમાની ચોકસી અથવા ઇનસાફ ચાલતો હોય તે મુકદમા બાબત પોલીશના રોજનામાં હોય તે રોજનામા મંગાવવાનો અને તે રોજનામા તે મુકદમામાં પુરાવા દાખલ નહીં પણ તે ચોકસીમાં

અથવા ઇનસાફમાં પોતાને મદદ મળે એટલા સારૂ વાપરવાની હરકોઇ ફોજદારી કોર્ટને અખત્યાર છે તોહમતવાળાને અથવા તેના મુખત્યારોને તે રોજનામા મંગાવવા હક નથી અથવા કોર્ટ તે જોવા લીધા એટલાજ સબબ થી તે જોવાનો તોહમતવાળાંને અથવા તેના મુખત્યારોને હક્ક નથી પણ જે પોલીસ અમલદારે તે રોજનામાં લખ્યા હોય તેણે પોતાની યાદદાસ્તી તાજી કરવા સારૂ તે કામમાં લીધા હોય અથવા તે પોલીસ અમલદારને ખોટો પાડવા સારૂ કોર્ટે તે કામમાં લીધા હોય તો સન ૧૮૭૨ના હીંદુસ્તાનના પુરાવાના આકટની કલમ ૧૬૧મી કલમ અથવા ૧૪૫માં જેમ હોય તેમ કલમના ઠરાવો લાગુ થશે. (૧. ક. ૯૨–૯૩)

**ફેંસલા**–પોલીસના રોજનામાની નોંધ વાસ્તવીક રીતે કાયદેસર પુરાવામાં મુકવી નહીં. અથવા જ્યુરીને વાંચી સંભળાવવી નહીં (૮ વી. રી. ૬૮) ઇ. પી. કો. ક. ૧૨૪ મુજબના ગુન્હાની ચોકસીના કામમાં પોલીસ અમલદારે ફીતુરી ભાષણની નોંધ લીધી હોય અને તે નોંધનો તેણે પોતાની યાદદાસ્ત તાજી કરવામાં ઉપયોગ કર્યો હોય તો તે નોંધ કામમાં દાખલ કરવાની પરવાનગી આપી શકાય (૩૨ મ. ૩) પોલીસ ની ડાયરી જ્યુરી આગળ રજુ કરી શકાય નહી. (૨૭ ક. ૨૯૫)

**૧૭૩**—(૧) (આ બાબ પ્રમાણે કરવાની તપાસ નકામી ઢીલ ન કરતાં પુરી કરવી જોઇએ અને તે પુરી થઇ રહે કે તુરત જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તેણે સ્થાનીક સરકારે ફરમાવેલા નમુના મુજબ એક રીપોર્ટ જે માજીસ્ત્રેટને પોલીસ રીપોર્ટ ઉપરથી તે ગુન્હો સાંભળવાને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલવો તેમાં પક્ષકારોના નામ ખબરનો પ્રકાર તથા જે સખસો તે મુકદમાની હકીકતથી વાકેફ જણાતા હોય તેઓના નામ એ વિગત લખવી અને તોહમતવાળાને જો પકડયો હોય તો તેને પહેરામા આપીને મોકલ્યો છે કે તેને તેના ખત ઉપરથી છુટો કર્યો છે અને અગર તેને એ પ્રમાણે છુટો કર્યો હોય તો જામીન સાથે કે જામીન વગર

તેમ કર્યું છે તેમ પણ લખવુ (બ) સ્થાનીક સરકારે ઠરાવ્યા પ્રમાણે તેણે જે પગલા લીધા હોય તે જે માણસે પહેલ વહેલી ગુન્હો થયા બાબત ખબર આપી હોય તે માણસને જણાવવું.

(૨) જ્યારે ૧૫૮મી કલમ પ્રમાણે કોઇ ઉચા દરજ્જાના પોલીસ અમલદારને નીમ્યો હોય ત્યારે સદરહુ રીપોર્ટ જે પ્રસંગોમાં સ્થાનીક સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને તેમ કરવાનું ફરમાવે તે પ્રસંગોમાં તે અમલદાર મારફત મોકલવા જોઇએ અને માજીસ્ત્રેટનો હુકમ થતાં સુધી જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને વધારે તપાસ કરવાનું ફરમાવવાને સદરહુ અમલદાર મુખત્યાર છે (૩) આ કલમ પ્રમાણે મોકલેલા રીપોર્ટ ઉપરથી જ્યારે એમ જણાય કે તોહમતવાળાને પોતાના ખત ઉપરથી છુટો કર્યો છે ત્યારે તે માજીસ્ત્રેટે તે ખત રદ કરવાનો અથવા બીજી રીતનો જે હુકમ પોતાને વ્યાજબી લાગે તે કરવો.

(૪) (આ કલમ પ્રમાણે જે નીવેદન મોકલવામા આવ્યુ હોય તેની નકલ આરોપીની અરજ ઉપરથી તપાસ અથવા ચોકસી ચાલતાં પહેલા તેને આપવી પરંતુ એવુ ઠરાવવામાં આવ્યું છે કે માજીસ્ત્રેટ કોઇ ખાસ કારણથી મફત આપવાનું વ્યાજબી ધારે તે સિવાય તેણે તેનો ખર્ચ આપવો જોઇએ) ( વ. ક. ૮૮. ૯૦. ૧૦૩ )

" આ કલમ સન ૧૯૨૩ ના આકટ ૧૮ ની કલમ ૪૦થી સુધરી છે.

**૧૭૪**–(૧) જે અમલદારના હવાલામાં કોઇ પોલીશ થાણું હોય તે અમલદારને અથવા તે કારણ સારૂ સ્થાનિક સરકારે નીમેલા બીજા દરેક પોલીશ અમલદારને ખબર મળે કે ( અ ) કોઈ સખસે આત્મઘાત કર્યો છે અથવા ( બ ) કોઇ સખસને કોઇ બીજા સખસે અથવા કોઇ જનાવરે મારી નાંખ્યો છે અથવા કોઇ સખસ સંચાથી અથવા અકસ્માતથી મરણ પામ્યો છે

અથવા (ક) કોઈ સખસ એવી રીતે મરણ પામ્યો છે કે તે ઉપરથી કોઈ બીજા સખસે ગુન્હો કર્યાનો વ્યાજબી શક ઉત્પન્ન થાય છે એટલે તુરત તે અમલદારે પાસેમાં પાસેના જે માજીસ્ટ્રેટને ઇન્કવેષ્ટ ભરવાનો અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટને તે બાબત ખબર આપવી અને સ્થાનીક સરકારે કરેલી કંઇ પણ કાનુનથી અથવા જીલા માજીસ્ત્રેટના અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટના કોઇ પણ સામાન્ય અથવા વિશેશ હુકમથી બીજી રીતે ફરમાવ્યું ન હોય તો જે જગાએ સદરહુ મરેલા સખસનું મડદું હોય તે જગાએ જવું અને ત્યાં બે અથવા વધારે આબરૂદાર રહેવાસીઓ સમક્ષ તપાસ કરીને મોતના દેખીતા કારણનો રીપોર્ટ તૈયાર કરવો અને તેમાંતે મુડદા ઉપર જે જખમ ભાગેલા અવયવ ચગદાયાની તથા નુકસાનની બીજી નીશાનીઓ માલમ પડે તેનુ વર્ણન કરવું તથા શી રીતે અથવા કેવા (જો હોય તો) સસ્ત્રવડે અથવા હથિઆર વડે સદરહુ નીશાનીઓ કરેલી જણાય છે તે લખવુ

(૨)તે રીપોર્ટ પર તે પોલીસ અમલદારે તથા બીજા સખસોએ અથવા તેઓમાના જેટલાનો વીચાર લખ્યા પ્રમાણે હોય તેટલાઓએ સહી કરવી અને પછી તુરત તે રીપોર્ટ જીલા માજીસ્ટ્રેટની પાસે અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો.

(૩) જ્યારે મોતના કારણ સબંધી કાંઇ શક હોય અથવા બીજા કોઈ પણ કારણસર પોલીસ અમલદાર તેમ કરવું યોગ્ય ધારતો હોય ત્યારે આ બાબત સ્થાનીક સરકાર જે જે કાનુનો ફરમાવે તે તે કાનુનોને અનુસરીને તે પોલીસ અમલદારે તે મડદુ પાસેમાં પાસેના શીવીલસરજન પાસે તપાસવા સારૂ અથવા આ બાબત સ્થાનીક સરકારે જે યોગ્ય વૈદકીય સખસને આપયો હોય તે સખસ પાસે તપાસવા સારૂ મોકલી દેવું પણ હવા તરફ જોતાં તથા કેટલે દુર તે મુંદદુ મોકલવું છે તેનો વિચાર કરતાં એમ જણાય કે સદરહુ તપાસ નીરૂઉપયોગી થઈ પડે એવી રીતે તે મુદદું રસ્તે જતાં જતાં સડી જવાનો ભય ન હોય તો એ પ્રમાણે મોકલવું.

(૪) મદ્રાસ ઈલાકામાં તથા મુંબઈ ઇલાકામાં આ કલમ પ્રમાણે તપાસ કરવાનો અધિકાર ગામના મુખીને છે અને પછી એ મુખીએ પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને ઇન્કવેષ્ટ ભરવાને અધિકાર મળયો હોય તે માજીસ્ટ્રેટને તે તપાસના પરીણામનો રીપોર્ટ કરવો. હેઠળ લખેલા માજીસ્ટ્રેટને ઇન્કવેસ ભરવાને અધિકાર આપલો છે એટલે હરકોઇ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટ (પહેલા વર્ગનો માજીસ્ટ્રેટ અથવા) જે માજીસ્ટ્રેટને આ બાબત સ્થાનીક સરકારે અથવા જીલ્લા માજીસ્ટ્રેટે વિશેશે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ટ્રેટ (વ. ક. ૨૦૦. ૨૦૨. ૨૦૪. ૨૦૬ ૨૦૯)

આ કલમ સને ૧૯૨૩ ના આકટ ૧૮ની કલમ ૪૧થી સુધરી છે.

## લાસ મળે ત્યારે, કરવાની તજવીજ.

(૧) મોતના કારણુના પુરાવાનો નાસ થતો અટકાવવો (૨) લાસની આસપાસ ભીડ થતી અટકાવવી અને પગલા ભાગી કે ભુસાઇ ન જાય તેનો અટકાવ કરવો (૩) તપાસ પુરી થતાં સુધી કારણુ વગર લાસને અડકવું નહી (૪) જરૂર જણાય ત્યાં સુધી પગલા ઢાંકી રાખવા (૫) મોત થયું હોય તે જગાનો નકસો કાઢવો (૬) જો દાકટર અથવા બીજો અમલદાર અથવા પોલીસનો ચઢતા દરજ્જાનો અમલદાર આવવાની આશા હોય તો તે આવે ત્યા સુધી વ્યાજબી વખત સુધી લાસને રહેવા દેવી લાસ રાહદારી રસ્તામાં પડી હોય અથવા બીજો અમલદાર આવે ત્યાં સુધી અથવા તપાસ પુરી થતાં સુધી બની શકે તો લાસની સ્થાનીક સ્થીતીમાં ફેરફાર કરવો નહીં (૭) દાકટર અથવા બીજો અમલદાર અથવા પોલીસનો ચઢતા દરજ્જાનો અમલદાર આવી પુગે નહીં તો તેણે લાસનો સંભાળથી તપાસ કરવો. અને તેના અસાધારણુ દેખાવ હોય તે નોધવા (૮) લાસને ચોટેલા ન હોય એવા અથવા લાસને ઢાંકવાને જરૂર હોય એવા લુંગડા સીવાય બાકીના લુગડા લાસ પરથી ખસેડવા અને તેની ઉપર નીસાન કરવા. સઘળા ઘરેણા અથવા બીજી વસ્તુ જેના લીધે મોત આણવામાં આવ્યું હોય તેની યાદી કરવી અને

દરેક વસ્તુ જે સ્થીતીમાં મળી હોય તે સ્થિતીનું ધ્યાન કરવું અને એવી કોઈ વસ્તુ ઉપર લોહીના ડાગ–નીસાન તુટ ફુટ અથવા નુકસાન અથવા બીજી અગત્યની હકીકત હોય તે નોધવી અને દરેક વસ્તુ ઉપર જેવી નીસાન કે શીલકરી હોય તેને મળતી નિશાન તે નોધમાં અને તે વસ્તુના પારસલ ઉપર કરવી

## પંચકયાસમાં લખવાની વીગત.

(૧) પંચકયાસ કરનાર સખસોના નામ, ઉમર, જાત, ધંધો તથા રહેવાના ઠેકાણાં (૨) મરનાર સખસનુ નામ ઉમર જાત ધંધો તથા તેના બાપનુ નામ અને રહેવાનુ ઠેકાણું. લાસ મરદની છે કે સ્ત્રીની. (૩) મરનારની ઉચાઇ. રંગ, અને બીજા વર્ણન રૂપ નિશાનીઓ (૪) મરનાર નાં લગ્ન થયાં હતાં કે કેમ, સ્ત્રી હોય તો ધણીની એકજ બાયડી હતી કે કેમ(૫)લાસ મળી તે ચોકસ જગાનું બારીકવર્ણન,જે લાસ પાણીમાંથી મળી હોય તે પાણીની ઉંડાઇ (૬) લાસ કુવામાંથી મળી હોય તો તે કુવો સાર્વજનીક છે કે ખાનગી અને ખાનગી હોય તે તે કોની માલ-કીનો છે, તે સાર્વજનીક રસ્તા નજીક છે કે કેમ અને તેને ફરતો વાડો છે કે કેમ, (૭) લાસ ઓળખનાર સગાંના નામ અને તેઓ ઓળખ-વાના સબંધમાં કહે તેની ટુંક નોધ, (૮) લાસની સ્થીતી. જખમ, ભાગેલ, અવયવ ચગદાયાની નિસાનીઓ છે કે કેમ, અને હોય તો તેનુ વર્ણન, સી રીતે કેવા સસ્ત્ર વડે અથવા હથીઆર વડે સદરહુ નીશા-નીઓ થએલ જણાય છે, (૯) લાસ ઉપરથી મળેલી સઘળી મીલ્કતની યાદી કરવી (૧૦) મોતના કારણ બાબત માહીતી મળે એવી અગત્યની બીના અથવા હકીકત, પંચકયાસ વખતે માલમ પડે તે (૧૧) મોતના દેખીતા કારણ (વધારે માટે જુઓ. ઈ. પી. કો. ક. ૩૦૨ નીચેની ટીપ)

**૧૭૫**–(૧) કલમ ૧૭૪ મુજબ કામ ચલાવનારા પોલીસ અમ-લદારને સદરહુ તપાસ કરવા સારૂ ઉપર કહ્યા પ્રમાણે બે અથવા વત્તા માણસોને તે કામની હકીકતથી બીજુ જે માણસ વાકેફ જણાતુ હોય તે માણસને હુકમ લખીને બોલાવવાનો અખત્યાર છે એ પ્રમાણે બોલા-

વેલો દરેક માણુસ હાજર થવાને સવાલોના અને જવાબ દેતા કાંઈ ફોજદારી ગુન્હાનું તોહમત પોતાની ઉપર આવી ન પડે અથવા કાંઇ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે એવા સવાલો સીવાય બીજા સઘળા સવાલોના ખરા જવાબ દેવા બંધાય છે એમ સમજવું.

(૨) એવો કોઇ કોગનીઝેબલ ગુન્હો હકીકત ઉપરથી દેખાતો ન હોય કે જેને ૧૭૦મી કલમ લાગુ પડતી હોય તો તે માણસોને માજીસ્ત્રેટની કોર્ટમાં હાજર થવાનું તે પોલીસ અમલદારે ફરમાવવું નહીં (વ. ક. ૨૦૭)

**ફેંસલો**—પંચકયાસમાં લેખી હુકમ કરી બોલાવવા છતાં ન આવવુ તે પી. કો. ક. ૧૭૪ પ્રમાણે ગૂન્હો છે (મુંબઈ ક્રિમીનલ રૂલ ૧૮, ૧૮૯૬)

**૧૭૬**—જ્યારે કોઇ સખસ પોલીસના હવાલામાં હોય એવામાં તે મરણ પામે તો પાસેમાં પાસેના જે માજીસ્ત્રેટને ઇન્કવેસ્ટ ભરવાનો અધિકાર મળયો હોય તે પોલીસ અમલદારે કરેલી તપાસના બદલે અથવા તે ઉપરાંત મોતના કારણુની ચોકસી કરવી અને ૧૭૪મી કલમ ની પેટા કલમ ૧ની (અ) (બ) (ક) રકમોમાં કહેલી બીજી કોઇપણ બાબતોમાં જે માજીસ્ત્રેટને એ પ્રમાણે અધિકાર મળ્યો હોય તે માજી-સ્ત્રેટ તે પોલીસ અમલદારે કરેલી તપાસના બદલે અથવા તે ઉપરાંત મોતના કારણુની ચોકસી કરવાને મુખત્યાર છે અને એ પ્રમાણે ચોકસી કરે તો કોઈ ગુન્હાની ચોકસી કરવા બાબત તેને જેટલો અધિકાર હોય તેટલો સઘળો અધિકાર તેને સદરહુ પ્રકારની ચોકસી કરવા બાબત છે એમ સમજવું સદરહુ પ્રકારની કોઈ ચોકસી કરનારા માજીસ્ત્રેટે તે ચોકસીના સંબંધમાં પોતે લીધેલો પુરાવો કામની હકીકત પ્રમાણે આ કાયદામાં આગળ કહેલી રીતો માંહેની ગમે તે રીતે દફતરમાં દાખલ કરવો.

(૨) જે સખસનુ મુડદુ દાટી દીધું હોય તે સખસના મોતનુ

કારણ શોધી કહાડવા માટે તેના મુદડાની તપાસ કરવાનું જ્યારે એવો માજીસ્ત્રેટ યોગ્ય ધારે ત્યારે મુડદુ ખોદી કહાટવાને તથા તેની તપાસ કરાવવાને તે માજીસ્ટ્રેટ મુખત્યાર છે. (વ. ક. ૨૦૮, ૨૧૦, ૨૧૧)

૩૩૭—જે ગુન્હાનો ઇનસાફ હાઇકોર્ટથી અથવા સેશન કોર્ટથીજ થઇ શકે એવા ગુન્હાની બાબતમાં અથવા દશ વર્ષની સજા થઇ શકે એવા ગુન્હામાં અથવા ઇન્ડીયન પીનલકોડની કલમ ૨૧૧ પ્રમાણે સીક્ષા થાય એવા ગુન્હા કે જેમાં સાત વરસની સજા થઇ શકે અથવા ઇન્ડીયન પીનલકોડની કલમ ૨૧૬ (અ) ૩૬૯, ૪૦૧, ૪૩૫, ૪૭૭, (અ) પ્રમાણેના ગુન્હામાં જીલ્લા માજીસ્ત્રેટ પ્રેસીડેન્શી માજી-સ્ત્રેટ પેટા ટૂકડી માજીસ્ત્રેટ પહેલા વર્ગનો કોઇપણ માજીસ્ત્રેટ તપાસ અથવા ચોકસી દરમ્યાન કોઇપણ વખતે કોઇપણ માણુસને શિધી અથવા આડકતરી રીતે ગુન્હા સાથે સંબંધ છે અથવા ગુન્હાની હકીકત જાણે છે તેનો પુરાવો મેળવવા સારૂ તે માણુસને તે ગુન્હા સંબંધી પોતે જાણુતો હોય તે સઘળી હકીકતોનો પુરેપુરો અને ખરો હેવાલ ઉઘાડો કરવાની અને બીજા જે માણુસોનો સંબંધ હોય પછી મુખ્ય તરીકે કે ઉસ્કેરણી કરનાર તરીકે તે ગુન્હો કરવામાં હોય) સરતે માફી આપશે વીગેરે (વ. ક. ૩૫૩. ૩૫૫, ૩૫૬,)

આ કલમ સન ૧૯૨૩ના આકટ ૧૮ની કલમ ૮૬થી સુધરી છે

૩૪૫-(૧)વગર વારટે પકડી શકાય તેવા ગુન્હા માંડીવાળવા જે સખસે ને અધિકાર છે તે કલમ ૩૪૧, ૩૪૨ મી પ્રમાણે જે સખસને અટકાવ કર્યો હોય અથવા કેદ કર્યો હોય તે સખસ કલમ ૪૪૭ ૪૪૮ મી પ્રમાણે જે મીલકતમાં પ્રવેશ કર્યો હોય તે મીલકત જે સખસના કબ-જામા હોય તે સખસ;

(૨) કોર્ટની પવાનગીથી માંડીવાળી શકાય તેવા ગુન્હાઓ કલમ ૩૨૪, ૩૨૫, ૩૩૫, ૩૩૭, ૩૩૮મી કલમ પ્રમાણે જે સખસને વ્યથા કરી હોય તે સખસ; કલમ ૩૪૩, ૩૪૬ મી પ્રમાણે જે સખસ ને ગેરવ્વાજબી કેદ રાખેલ હોય તે સખસ કલમ ૩૫૭મી કલમ પ્રમાણે જે સખસ ઉપર હુમલો થયો હોય અથવા સાપ્રાધ બળ વાપર્યું હોય

હોય તે સખસ કલમ ૪૧૯- ૪૨૦, મી પ્રમાણે જે સખસ છેતારાયો હોય તે સખસ કલમ ૪૩૦મી પ્રમાણે જેનો બગાડ થયો હોય તે સખસ; કલમ ૪૫૧ મી પ્રમાણે જેના કબજામાં તે ઘર હોય તે સખસ ને જે કોર્ટની આગળ તે ગુન્હા બાબત કાંઇપણ ફરીઆદનુ કામ ચાલુ હોય તે કોર્ટની રજા લઇને માંડીવાળવાનો અધિકાર છે.

(૩) આ કલમ મુંજબ હરકોઇ ગુન્હો માંડીવાળવાનો અધિકાર હોય ત્યારે તે ગુન્હામાં મદદગારી કરવાનો ગુન્હો અથવા (જ્યારે સદરહુ ગુન્હો કરવાની કોશીશ જે તે ગુન્હો હોય ત્યારે) તે કોશીશનો ગુન્હો એવીજ રીતે માંડીવાળવાનો અધિકાર છે

(૪) જો કોઇ સખસ (અઢાર વરસથી ઓછી ઉમરનો હોય અથવા છે) તે ગાંડો અથવા દીવાનો હોય અને જો તેવો ન હોત તો તે આ કલમ મુજબ કાંઇ ગુન્હો માંડીવાળવાને લાયક થાત તો તે સખસ તરફથી ઠરાર કરવાનો જે સખસને અધિકાર હોય તે સખસ કોર્ટની પરવાનગી લઇ ગુન્હો માંડીવાળવાને મુખત્યાર છે

(૫) જ્યારે તોહમતવાળાને ઇનસાફ સારૂ કમીટ કર્યો હોય અથવા તેના ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોય અને અપીલ થઇ હોય ત્યારે પ્રસંગ પ્રમાણે જે કોર્ટમાં તેને કમીટ કર્યો હોય અથવા જેની રૂબરૂ તે અપીલની સુનાવણી થવાની હોય તે કોર્ટની પરવાનગી સીવાય ગુન્હો માંડી વાળવા દેવો નહી

(૫ અ) કલમ ૪૩૯ પ્રમાણે હાઇ કોર્ટ ફેર તપાસણીની હકુમતની રૂયે કોઇ પણ માણસને કોઇપણ ગુન્હો આ કલમ પ્રમાણે તે માંડી વાળી શકતો હોય તેને ગુન્હો માંડી વાળવા પરવાનગી આપવા મુખત્યાર છે.

(૬) આ કલમ પ્રમાણે જેની સાથે ગુન્હો માંડી વાળવામાં આવે તે ગુન્હો માડી વાળવાનું ફળ એ થશે કે તોહમતવાળાની (જેની સાથે ગુન્હાની માંડવાળ થઈ હોય) ઉપર ગુન્હો નાસાબીત થયાનો ઠરાવ થશે (૭) આ કલમમા ઠરાવ્યું છે તે સિવાય (બીજી રીતે) કોઈ પણ ગુન્હો માંડી વાળવો નહી.

આ કલમ સન ૧૯૨૩ ના આકટ ૧૮ની કલમ ૯૦ થી સુધરી છે.

---

## બાબ ૪૧–પુરાવા બાબત વિષેશ નિયમો.

**૫૧૧**:–આ કાયદા પ્રમાણે કોઇ પણ ચોકશી, ઇનસાફ અથવા બીજું કામ ચાલે તેમાં અગાઉ ગુન્હો સાબીત થયાનો અથવા ના સાબીત થયાનો ઠરાવ કોઇ પણ વિદ્યમાન કાળે ચાલુ કાયદામાં ઠરાવેલી બીજી કોઇ પણ રીત ઉપરાંત હેઠળ લખેલી રીતે સાબિત કરવાનો અધિકાર છે એટલે–(અ) જે કોર્ટમા સદરહુ ગુન્હો થયાનો અથવા નાસાબિત થયાનો ઠરાવ થયો હોય તે કોર્ટના દફતર જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે જે ઇન્તેખાબ બાબત પોતાની સહી કરીને દાખલો આપ્યો હોય કે, એ ઇન્તેખાબ' શિક્ષાના હુકમ, અથવા બીજા હુકમની નકલ છે તે ઇન્તેખાબથી અથવા (બ) ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય તો જે તુરંગમાં શિક્ષા અથવા તેનો કોઇ પણ ભાગ અમલમાં આણ્યો હોય તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારની સહીવાળા દાખલાથી અથવા કેદ કરવાનાં જે વારંટ પ્રમાણે શિક્ષા ભોગવવામાં આવી હતી તે વારંટ રજુ કર્યાથી, અને આમાંના દરેક પ્રસંગે, જે સખસના ઉપર સદરહુ પ્રમાણે ગુન્હો સાબીત થયાનો અથવા નાસાબીત થયાનો ઠરાવ થયો હોય તે સખસ આજ તોહમતવાળો સખસ છે એવો પુરાવો આપ્યાથી, ( ૧. ક. ૩૭૮ )

**ફેસલો**—આંગળાની છાપનો પુરાવો આપી શકાય(૩ ના.લો.રી.૧)

***ટીપ***—જુઓ પીનલકોડ કલમ ૭૫

**૫૧૨**—(૧)જો એવું સાબીત થાય કે કોઈ તોહમતવાળો સખસ નાશી ગયો છે અને તેને પકડાવાની તુરત કાંઇ આશા નથી તો જે ગુન્હાની ફરીયાદ થઇ હોય તે ગુન્હા માટે સદરહુ સખસનો ઇનસાફ કરવાને અથવા ઇનસાફ કરવા માટે કમીટ કરવાને જે કોર્ટ લાયક હોય તે કોર્ટ, તે સખસની ગેરહાજરીમાં ફરીયાદ પક્ષ તરફથી સાહેદો રજુ કર્યા હોય તો તેઓની જુબાની લેવાને અને તે જુબાનીઓ દફતરમાં

લખી લેવાને મુખત્યાર છે. સદરહુ સખસને પકડવામાં આવે એટલે જો તે જુબાની આપનાર મરણ પામ્યો હોય અથવા સાહેદી આપવાને અશક્ત હોય અથવા ઘણીવાર લાગ્યા વગર અથવા ઘણો ખર્ચ થયા વગર અથવા ઘણી અડચણ પડયા વગર તેને હાજર કરી શકાતો નહી હોય અને એટલી બધી વાર લગાડવી અથવા ખર્ચ કરવો, અથવા અડચણ કરવી એ વાત મુકદમાની હકીકત ઉપરથી વાજબી થતી નહોય તો જે ગુન્હાનું તોહમત મુકયું હોય તે ગુન્હા બાબત તોહમતવાળાની ચોકસી અથવા ઇનસાફ થાય તે વખતે સદરહુ જુબાની તેની વીરુદ્ધ પુરાવામાં આપવાનો અધીકાર છે.

(૨) એવું માલમ પડે કે મોતની અથવા દેશ નીકાલની સજા કરવા લાયક ગુન્હો કોઈ સખસ અથવા સખસોએ કર્યો છે અને તેઓ મળયા નથી ત્યારે હાઇકોર્ટ એવું ફરમાવવાને મુખત્યાર છે કે પહેલા વર્ગના કોઈ માજીસ્ટ્રેટે ચોકસી કરવી, અને તે ગુન્હા બાબત પુરાવો આપી શકે એવા સાહેદોને તપાસવા જો જુબાની આપનાર સખસ મરણ પામ્યો હોય અથવા પુરાવો આપવાને અસકત હોય અથવા બ્રિટીશ હિંદુસ્તાનની હદની પેલી ગમ હોય તો સદરહુ પ્રમાણે લીધેલી જુબાની, પછીથી, તે ગુન્હા સારુ જેના ઉપર તોહમત આણવામાં આવે તે સખસની વીરુદ્ધ પુરાવામાં આપી શકાશે (વ. ક. ૩૫૦)

**ફેંસલો**—જુબાની લખી લેતાં અગાઉ આરોપી નાસી ગયાની વાત સાબીત થવી જોઇએ (૧૦ ક. ૧૦૯૭) જ્યારે કલમ ૫૧૨ મુજબ લીધેલી જુબાની પુરાવામાં આપવાની હોય ત્યારે એવું દેખાડવું જોઇએ કે પ્રથમની જુબાની લીધી તે વખતે આરોપી નાસી ગયો હતો અને તેની વાજબી તપાસ કીધાં છતાં પકડી શકાયો ન હોતો (૨૧ વી. રી. ૧૨)

**૫૨૫**—સદરહુ પ્રકારની મીલકતનો કબજો લેવાનો જે સખસનો હક હોય તે સખસ માલમ પડયો નહી હોય અથવા ગેરહાજર હોય

અને સદરહુ મીલકત એની મેળે વહેલી બગડી જાય એવી હોય અથવા (જે માજીસ્ટ્રેટ) જેને તે મીલકત પકડયાનો રીપોર્ટ કર્યો હોય તેનો મત એવો હોય કે તે મીલકત વેચવાથી ધણીને ફાયદો થશે (અથવા તે મીલકતની કીમત રૂપયા ૧૦ કરતાં ઓછી હોય તે) તે માજીસ્ટ્રેટ ગમે તે વખતે તે મીલકત વેચવાનું ફરમાવવાને મુખત્યાર છે અને સદરહુ વેચાણના નકી ઉત્પન્ન પ૨૩ મી તથા પ૨૪ મી કલમના ઠરાવો બની શકે તેટલે સુધી લાગુ પડશે. (વ. ક. ૬૪૨)

* આ કલમ સન ૧૯૨૩ ના આકટ ૧૮ ની કલમ ૧૪૪ થી સુધરી છે.

---

## બાબ ૪૩ મો–મીલકતની વ્યવસ્થા કરવા બાબત.

**પ૨૩**—(૧) ૫૧ મી કલમ મુજબ લીધેલી મીલકત અથવા કાંઇ મીલકત ચોરેલી છે એવું કહેવામાં આવે અથવા એવો શક જાય એવી મીલકત અથવા કાંઇપણ ગુન્હા થયાનો શક ઉત્પન્ન થાય એવી સ્થીતીમાં જડેલી મીલકત કોઇપણ પોલીસ અમલદારના પકડવામાં આવે તે બાબત તુરત કોઇ માજીસ્ટ્રેટને રીપોર્ટ કરવો અને તે મીલકતની વ્યવસ્થા કરવાનો અથવા તે મીલકતનો કબજો લેવાને જે સખસનો હક હોય તે સખસને તે મીલકત સંબંધી અથવા સદરહુ સખસ કોણ છે તે નકી થઇ શકે નહીં તો તે મીલકત પહેરામાં રાખવા સ્વાધીન કરવા સંબંધી અથવા રજુ કરવા સંબંધી પોતાને દુરસ્ત લાગે એવો હુકમ તે માજીસ્ટ્રેટે કરવો. (વ. ક. ૬૩૮ થી ૬૪૦)

---

## બાબ ૪૪ મો–પરચુરણ.

**પ૫૦**—કોઇપણ પોલીસ અમલદારને જે કોઇપણ મીલકત ચોરાયલી કહેવાતી હોય અથવા ચોરાયલી છે એમ શક આવતો હોય

અથવા ગુન્હો થયાનો શક પેદા થાય એવા સંજોગમાં માલમ પડે તે મીલકત પકડવાનો અધીકાર છે. આવો પોલીસ અમલદાર જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેના તાબાનો હોય તો તેણે તે અમલદારને તે મીલકત પકડયા બાબત ખબર આપવી જોઇએ.

**૫૫૧**—જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર પોતાના થાણાની હદમાં જે અધીકાર ચલાવી શકે તેજ અધીકાર સદરહુ અમલદારથી ઉચા દરજ્જાના અમલદારો જે સ્થાનીક હદમાં પોતાને નીમ્યો હોય તે સ્થાનીક હદ માંહે સઘળે ઠેકાણે ચલાવવાને મુખત્યાર છે.

**ફેંસલો**—કલમ ૪ (પી) કલકતા તથા મુંબઈ શહેરની પોલીસને લાગુ નથી (૩૧ કલમ ૫૫૭)

---

# એકસ્ટ્રાડિશન એકટ

(કલમ ર રકમ, બ. અને બાબ ૩ (પારકાં સ્વસ્થાનો શીવાયના બીજાં સ્વસ્થાનોની બાબતમાં ફરારી થએલા ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબત જૂઓ) (આ નીચે લખેલી કલમો હીદુસ્થાનના ફોજદારી કાયદામાંની છે) લહેણુદાર સામે કપટ (ક. ર૦૬ પકડવામાં સામે થવું ક. રર૪ શીક્કા તથા સ્ટાંપ સંબંધી ગુન્હા (ક. ર૩૦થી ર૬૩ અ) શીક્ષણીય મનુસ્ય વધ (ક. ર૯૯ થી ૩૦૪) ખુનની કોશીશથી (ક. ૩૦૭) ઠગ (ક. ૩૧૦–૩૧૧) ગર્ભપાત કરવો અથવા બાળકને તજી દેવું (ક. ૩૧ર થી ૩૧૭) બ્યથા કરવી (ક. ૩ર૩ થી ૩૩૩) ગેરકાયદેસર કેદ (ક. ૩૪૭–૩૪૮) મનુષ્ય હરણુ અથવા મનુષ્ય નયન (ક. ૩૬૦થી ૩૭૩) બળાત્કાર સંભોગ અને સૃષ્ટિકર્મ વીરુદ્ધ ગુન્હા (ક. ૩૭૫ થી ૩૭૭) ચોરી, જબરાઇથી કઢાવવું, અપહરણુ વીગેરે (ક. ૩૭૮ થી ૪૧૪) ઠગાઈ (ક. ૪૧૫ થી ૪૪૦) દગાના ખતો વીગેરે (ક. ૪ર૧થી

૪૨૪) બીગાડ (ક. ૪૨૫ થી ૪૪૦) ગૃહ પ્રવેશ (ક. ૪૪૩થી ૪૪૬) ખોટો લેખ બનાવવો, બનાવટનો લેખ વાપરવો વીગેરે (ક. ૪૬૩ થી ૪૭૭ અ) પ્રજાના કાયદા પ્રમાણે ચાંચીયાપણું, કોઇ વહાણને દરીયામાં ડુબાડવું અથવા તેનો નાશ કરવો અથવા તે કામ કરવાની કોશીશ કરવી અથવા તેમાં એકસંપ કરવો;–જીવ લેવાના અથવા ભારે શારીરીક ઇજા કરવાના ઇરાદાથી ભર સમુદ્રમાં વહાણુ ઉપર હુમલો કરવો; બે અથવા વધારે સખસોએ ભર દરીએ હોય એવા વહાણુ ઉપર માસ્તરના અધીકાર વીરૂદ્ધ બખેડો કરવો અથવા બખેડો કરવામાં એક સંપ કરવો; હીદુસ્તાનના ફોજદારી કાયદાની કોઇપણુ કલમ વીરૂદ્ધનો અથવા બીજા કોઇપણુ કાયદાના વીરૂદ્ધનો જે ગુન્હો ગવરનર જનરલ ઇન કાઉન્સીલ ઇંડિયા ગેઝટમાં પ્રસીદ્ધ કરીને વખતે વખત સામાન્ય રીતે સઘળા સ્વ-સ્થાનો માટે અથવા વીષેસ કરીને કોઇપણુ એક અથવા અનેક સ્વસ્થાનો માટે નિર્દિષ્ટ કરે તે ગુન્હો (પહેલૂ પરિસિષ્ટ)

---

# પુરાવાનો કાયદો

## બાબ ૧લો—હકીકતનું લાગુપણુ

૨૪—કોઇ ફોજદારી કામમાં કોઇ તોહમતવાળા સખસે કરેલી કબુલત કોઇ અધિકારવાળા સખસ તરફથી તે તોહમતવાળા ઉપરનાં તોહમતના સંબંધે મળેલી લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી કરવામાં આવી છે એવુ કોર્ટની નજરમાં આવે તથા લાલચ કીંવા ધમકી કીંવા વચન કોર્ટના અભિપ્રાયમા એવા હોય કે પોતાના ઉપર જે કામ ચાલે છે તે કામ સંબધે પોતાને સદરહુ મુજબ કબુલ કર્યાથી સંસાર વિષયનો હરકોઇ ફાયદો થશે અથવા એવી હરકંઇ આફત દુર થશે એમ સમજવાને સદરહુ તોહમવાળા સખસને યોગ્ય જણાય એવા સબબ તેને સદરહુ મુજબની લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી

મળ્યા છે તો કબુલત મજકૂર સદરહુ ફોજદારી કામમાં લગતી નથી

૨૫—હરકોઇ પોલીસ અમલદારના આગળ કરેલી કબુલત હરકોઇ ગૂન્હાના તોહમતવાળા સખસ વિરૂદ્ધ સાબીત કરવી નહિ

૨૬—હરકોઇ સખસ પોલીસ અલલદારના હવાલામાં હોય તે દરમ્યાનમાં તેણે કરેલી કબુલત કોઇ માજીસ્ટ્રેટના પ્રત્યક્ષ રૂબરૂ કીધી ન હોય તો તેને સદરહું સખસની વિરૂધ્ધ સાબીત કરવી નહી

૨૭—પરંતુ એવુ ઠરાવ્યું છે કે કોઇ સખસના ઉપર કાંઇ ગુન્હાનુ તોહમત મુકયું છે અને તે સખસ પોલીસ અમલદારના હવાલામાં છે તે સખસ પાસેથી કંઇ ખબર મળી તે ઉપરથી કોઇ હકીકતને શોધવા લાગ્યો છે એવી જુબાની પડે ત્યારે એવી ખબરમાનો જેટલો ભાગ ખબર મજકૂર ઉપરથી શોધી કહાડેલી હકીકત સાથે સ્પષ્ટ રીતે સબંધ રાખતો હોય તેટલો ભાગ સાબીત કરી શકાય છે પછી તે ખબર કબુલત ગણાય એવી હેય કીંવા ન હોય તો પણ

૨૮—કલમ ૨૪મીમાં બોધ કર્યા મુજબની લાલચ કીંવા ધમકી કીંવા વચનથી મન ઉપર થએલી અસર કોર્ટના અભિપ્રાયમાં જે વખતે પુરી દુર થઇ હોય તે વખત પછી સદરહુ કલમમાં બોધ કર્યા મુજબની કબુલાત કરવામાં આવી હોય તો તે કબુલત લગતી છે એમ સમજવું

૨૯—એવી કબુલત જો બીજી રીતે લગતી હોય તો માત્ર તે ગુપ્ત રાખવાના વચન ઉપરથી કીધાના સબબથી અથવા તે મેળવવાને સારૂ તોહમતવાળા સખસ સાથે ફરેબ કર્યાથી તે કીધાના સબબથી અથવા તોહમતવાળો છાકટો હતો તે વખતે કીધાના સબબથી અથવા જે સવાલોના જવાબ દેવાની તેની ફરજ નહોતી તે સવાલો ગમે તે રૂપે હોય તોપણ તેના જવાબમાં તે કીધાના સબબથી અથવા એવી કબુલત કરવાની તેની ફરજ નહોતી અને તેની વિરૂધ્ધ એવી કબુલતનો પુરાવો આપી શકાશે એમ તેને સુચના નહીં મળ્યાના સબબથી તે કબુલત ગેરલગતી છે એમ સમજવું નહિં.

૩૦—જ્યારે એકજ ગુન્હાને સારૂ એકથી વધારે સખસો ઉપર

એકઠી તજવીજ ચાલતી હોય અને જ્યારે તે સખસો પૈકી એક જણાએ પોતાના વિષે તથા તે સખસોમાંના બીજા કોઈ સખસને વિષે કીધેલી કબુલત સાબીત થાય ત્યારે જે સખસે તે કબુલત કીધી હોય તેની વિરૂદ્ધ તેમજ સદરહુ બીજા સખસની વિરૂદ્ધ તે કબુલત વીચારમાં લેવાને કોર્ટ મુખત્યાર છે.

**ખુલાશો**—આ કલમમાં વાપરેલા "ગુન્હા" એ શબ્દોમાં સદરહુ ગુન્હો કરવામાં મદદ કરવાનો અથવા તે ગુન્હો કરવાની કોશિસ કરવાનો સમાવેશ થાય છે.

---

## બાબ ૯ મો—( સાક્ષીઓ બાબત )

**૧૧૮**–સર્વ કોઇ સખસ સાહેદી આપવાને શકત છે એમ સમજવું પરંતુ કોર્ટની નજરમાં એમ આવે કે કાચી ઉમરના લીધે અથવા અતીશય જઇફીના લીધે અથવા શરીરના કીંવા મનના કાંઇ રોગને લીધે અથવા એવા પ્રકારના બીજા કોઇ કારણને લીધે તેને જે સવાલ પુછવામાં આવે તે તે સમજી શકતો નથી અથવા તે સવાલોના સમજણવાળા જવાબ આપી શકતો નથી તો તે સખસ સાહેદી આપવાને શકત છે એમ સમજવું નહી.

**ખુલાસો**—દીવાનો માણસ સાહેદી આપવાને અશકત નથી પરંતુ તેને સવાલ પુછવામાં આવે તે જો દીવાનાપણાના સબબથી તે સમજી શકતો ન હોય તો તે અશકત છે.

**૧૧૯**—જે સાહેદ બોલી શકતો ન હોય તે સાહેદ લખાણ વડે કીંવા ચીન્હો વડે એવી જે રીતે પોતાની જુબાની સમજાઈ શકે એવી કરી શકતો હોય તેવી કોઈ રીતે જુબાની આપવાને મુખત્યાર છે પરંતુ એવું લખાણ અથવા ચીન્હો ખુલ્લી કોર્ટમાં થવા જોઇએ એ પ્રમાણે આપેલા પુરાવાને મુખ જુબાની પુરાવો સમજવો.

**૧૨૦**—તમામ દીવાની કામોમાં દાવાના પક્ષકારો તથા દાવાના હરકોઇ પક્ષકારનો ધણી અથવા તેના ધણીઆણી સાહેદી આપવાને શકત છે એમ સમજવું ફોજદારી કામમાં હરકોઇ સખસની વીરૂદ્ધ પુરાવો આપવાને એવા સખસોનો ધણી અથવા તેની ધણીઆણી અનુક્રમે શકત છે એમ સમજવું.

**૧૨૫**—કોઇપિણ માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદારે કોઇપણ ગુન્હો બન્યા બાબતની કાંઇપિણ ખબર કયાંથી મેળવી તે કહેવાને તે માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને ફરજ પાડવી નહી તથા કોઇ પણ મુલકી અમલદારે સાર્વજનીક મહેસુલ વિરૂદ્ધ કોઇ પણ ગુન્હો બન્યા બાબતની ખબર કયાંથી મેલવી તે કહેવાને તે મુલકી અમલદારને ફરજ પાડવી નહી

**ખુલાસો**—આ કલમમાં મુલકી અમલદાર એ શબ્દનો અર્થ એ છે કે સાર્વજનીક મહેસુલના કોઇ પણ ખાતાના કામમાં અથવા કામ બાબતની નોકરીમા રાખેલો કોઇ પણ અમલદાર

**૧૩૩**:-કોઇ ગુન્હાના કામમાં તોહમતવાળા શખશનો સોબતી તોહમતવાળા સખશની વિરૂદ્ધ સાહેદી આપવાને લાયક છે અને કોઇ ગુન્હો સાબીત કરવાનો ઠરાવ એવા સોબતીની વગર પુષ્ટિની સાહેદી ઉપર કર્યો છે એજ કારણને લીધે માત્ર સદરહુ ઠરાવ ગેરેકાયદે છે એગ સમજવું નહી

**૧૩૪**:-હરકોઇ કામમાં હરકોઇ હકીકત સાબીત કરવાને સારૂ સાહેદોની અમુક સંખ્યા જોઇએ એમ સમજવું નહી.

---

## બાબ ૧૦ મો—સાક્ષીઓ તપાસવા બાબત

**૧૩૭**:-જે પક્ષકારે સાહેદને બોલાવ્યો હોય તે પક્ષકાર તે સાહેદને તપાશે તેને મુખ્ય તપાસણી કહેવી સામાનો પક્ષકાર સાહેદને તપાસે તેને ઉલટ તપાસણી કહેવી. ઉલટ તપાસણી થયા પછી જે પક્ષકારે સાહેદને બોલાવ્યો હોય તે પક્ષકાર સાહેદને તપાસે તેને ફરી તપાસણી કહેવી.

**૧૩૮:**–સાહેદોની પ્રથમ મુખ્ય તપાસણી કરવી પછી (જો સામા પક્ષકારની ઇચ્છા હોય તો) ઉલટ તપાસણી કરવી અને ત્યાર બાદ (સાહેદને બોલાવનાર પક્ષકારની ઇચ્છા હોય તો) ફરી તપાસણી કરવી

મુખ્ય તપાસણી તથા ઉલટ તપાસણી લગતી હકીકત બાબત હોવી જોઇએ પણ ઉલટ તપાસણીમાં જે સાહેદે મુખ્ય તપાસણીમાં લખાવી હોય તેજ હકીકત વિશે માત્ર સવાલ પુછવા એવી જરૂર નથી ઉલટ તપાસણીમાં જે બાબતોનો બોધ થયો હોય તે બાબતનો ખુલાસો થવાના કારણસર સવાલો ફરી તપાસણીમાં પુછવા અને ફરી તપાસણીમાં કોર્ટની પરવાનગીથી કાંઈ નવી બાબત નીકળે તો તે બાબત વિષે ફરી ઉલટ સવાલ પુછવાને સામો પક્ષકાર મુખત્યાર છે.

(લગતી હકીકત બાબત વાંચો પુરાવા કાયદાનો ભાગ ૧લો બાબ ૧લો)

**૧૪૦**–ચાલચલણ બાંબતના શાહેદોની ઉલટ તપાસણી તથા ફરી તપાસણી કરી શકાય છે,

**૧૪૧**–સવાલ પુછનાર સખસ જે જવાબ મળવાની ઇચ્છા રાખતો હોય અથવા આશા રાખતો હોય તે જવાબ જે સવાલ ઉપરથી નીકળી આવે એવા સવાલને સુચક સવાલ કહેવામાં આવે છે.

**૧૪૨**–મુખ્ય તપાસણીમાં અથવા ફરી તપાસણીમાં સુચક સવાલ સામો પક્ષકાર હરકત લે તો કોર્ટની પરવાનગી સિવાય પુછવા જોઇએ નહીં. જે બાબતો પ્રસ્તાવનારૂપ હોય અથવા બીન તકરારી હોય અથવા કોર્ટના અભિપ્રાયમાં પુરતી રીતે સાબીત થઇ ચુકી હોય તે બાબતો વિષે સુચક સવાલો પુછવાની કોર્ટે પરવાનગી આપવી.

**૧૪૩**–ઉલટ તપાસણીમાં સુચક સવાલ પુછી શકાય છે.

**૧૪૫**–કોઇ શાહેદો કાંઇ મજકુર પેશતર લખેલો હોય અથવા કહયો હોય અથવા લખી લેવામાં આવ્યો હોય તથા તે તકરારી બાબતોને લગતો હોય તો તે લખાણ તેને બતાવ્યા સિવાય અથવા સાબીત

કર્યાં સિવાય સદરહુ બાબત તેના ઉલટ તપાસણી કરી શકાય છે પરંતુ લખાણ મજકુરથી તેને ખોટો પાડવાનો ઇરાદો હોય તો તે લખાણ સાબીત કરી શકાય તે પહેલાં લખાણ મજકુરના જે ભાગો તેને ખોટા પાડવાના કામમાં લેવાના હોય તે ભાગો તેના લક્ષ ઉપર આણવા જોઇએ.

**૧૪૬**–જ્યારે કોઈ શાહેદોની ઉલટ તપાસણી લેવામાં આવે ત્યારે આ આકટમાં ઉપર બોધ કરી ગયા પ્રમાણેના સવાલોની સાથે જે સવાલોથી નીચે લખી બાબતનો ખુલાસો થાય એવા સવાલો પણ તેને પુછી શકાય છે.

(૧) શાહેદ મજકુર સાચું બોલે છે કે નહીં તેની પરીક્ષા લેવા બાબત (૨) તે કોણ છે તથા તેની સંસાર સ્થીતી કેવી છે તે બાબદ અથવા (૩) તેની ચાલચલણને હાની લગાડી તેના ઉપરનો ભરૂશો નબળો પાડવા બાબત આવા સવાલના જવાબ ઉપરથી પ્રત્યક્ષ કીંવા પરંપરા સંબંધે શાહેદ મજકુર ગુન્હામાં આવે એવું થતું હોય અથવા જવાબ મજકુર તેને દ્રવ્ય દંડને કીંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર કરતો હોય અથવા તે ઉપરથી પ્રત્યક્ષ કીંવા પરંપરા સંબંધે તે દ્રવ્ય દંડને કીંવા કાયદો તોડવાની ગુન્હેગારીને પાત્ર થાય એવું થતું હોય તોપણ સવાલ મજકુર પુછી શકાય છે.

**૧૫૪**–ઉલટ તપાસણીમાં સામા પક્ષકારથી પુછી શકાય એવા સવાલો કોઇ શાહેદને પુછવાની પરવાનગી તે શાહેદ બોલાવનાર સખસને કોર્ટને યોગ્ય લાગે તો આપવાને કોર્ટ મુખત્યાર છે.

**૧૫૫**–કોઈ શાહેદ ઉપરના ભરૂશાને નીચે લખેલી રીતે સામા પક્ષકાર અથવા કોર્ટ પરવાનગી આપે તો તે શાહેદને બોલાવનાર શખશ દોષ આપી શકે છે.

(૧) જે સખસો એવી શાહેદી આવે કે સાહેદ મજકૂરને અમે ઓળખીએ છીએ તે ઉપરથી અમે તેને ભરૂસા પાત્ર માનતા નથી

એવા સખસોના પુરાવાથી (૨) પુરાવો આપવાને શાહેદ મજકુરને રૂસવત આપવામાં આવી છે અથવા તે રૂસવત આપવા માંડી તે લેવાનું તેણે કબુલ કીધું છે અથવા તેને હરકોઇ બીજી અયોગ્ય લાલચ મળી છે એવું સાબીત કરવાથી (૩) શાહેદ મજકૂરની સાહેદીના જે ભાગ વિરૂદ્ધ પુરાવો આપી શકતો હોય તે ભાગ પેસ્તર તેની કહેલી અથવા લખેલી વાતથી વિરૂદ્ધ છે એવું સાબીત કરવાથી (૪) જ્યારે કોઈ ના ઉપર બળાત્કાર સંભોગ કર્યાને માટે અથવા બળાત્કારે સ્ત્રીગમન કરવાની કોશિશને માટે ફોજદારી મુકદમો ચાલતો હોય ત્યારે ફરીઆદ કરનાર ઓરત બહુ કરીને બદચાલની છે એવો પુરાવો આપી શકાય છે.

**ખુલાસો**–અમુક સાહેદો ભરૂસાને પાત્ર છે એવું કહેનાર સાહેદ એ પ્રમાણે પોતાને માનવાનાં કારણો મુખ્ય તપાસણી વખતે ન આવે તો તે મુખત્યાર છે પરંતુ ઉલટ તપાસણી વખતે કારણ મજકુર પુછી સકાય છે અને તે જવાબ આપે તે વિરૂદ્ધ પુરાવો આપી શકાતો નથી પરંતુ જો તે ખોટો હોય તો તેના ઉપર પાછળથી ખોટી સાહેદી આપ્યાનું તોહમત મુકી શકાય છે.

**૧૫૭**–કોઇ સાહેદની સાહેદીને પુષ્ટિ આપવા સારૂ તે હકીકત જે વખતે બની તે વખતે કીંવા તે અરસામાં અથવા હકીકત મજકુરની તપાસ કરવાને કાયદા પ્રમાણે અધિકાર હોય એવા અધિકારીની રૂબરૂ હકીકત મજકુર વિષે સદરહુ સાહેદે પેસ્તર કહેલી હકીકત સાબીત કરી શકાય છે.

## મુંબઇનો ડીસ્ત્રીકટ પોલીસ આકટ.

૧–આ એકટ સીંધ, મુંબઇ શહેર અને એડન સિવાય આખા મુંબઈ ઇલાકાને લાગુ પડે છે.

**૧૧**–(૧) ઇન્સ્પેકટરથી ઉતરતા દરજ્જાના દરેક પોલીસ અમલદારની નીમણુંક થયા પછી તેને સબ ઇન્સ્પેકટરની બાબતમાં ઇન્સ્પેકટર જન-

રેહના ને ઉતરતા દરજાની બાબતમાં જીલ્લાના ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડંટના સિક્કાવાળો (બ) પરીશીષ્ટના નમુના મુજબનો દાખલો મળશે.

(૨) સદરહુ પ્રમાણે નીમાયલા દરેક સખસને એવી નીમણુંક થયા ના લીધે પોલીસ અમલદારના અધિકાર ફરજ, હકક તથા જવાબદારી પ્રાપ્ત થાય છે એમ સમજવું.

(૩) (અ) નીમણુંકના દરેક દાખલામાં જે સખસનું નામ લખ્યું હોય તે સખસનો કોઇપણ કારણને લીધે પોલીસ ખાતા સાથેનો સંબંધ તુટે એટલે તે દાખલો રદ બાતલ થશે એમ સમજવું.

(બ) પોલીસ અમલદારને મળેલ અધિકાર તથા ફરજ તથા હકકનો અમલ એવા પોલીસ અમલદારને હુદા ઉપરથી સસ્પેન્ડ કરવામાં આવ્યો હોય તે દરમ્યાન બંધ રહેશે આ પ્રમાણે હુદા ઉપરથી સીસ્પેન્ડ થયાને લીધે તે પોલીસ અમલદાર નથી એમ સમજવું નહીં પણ આ પ્રમાણે શસ્પેન્ડ થયો ન હોય તો જે જવાબદારીને પાત્ર રહે તેજ જવાબદારીને તે પાત્ર રહેશે તેમજ જે અધિકારીના તાબામાં રહે તેજ અધિકારીના તાબામા રહેશે.

૨૧-(૧) એકાદ શહેરમાં અથવા જગામાં હકુમતહોય એવા બીજા વર્ગના અથવા તેથી ચડતા દરજજાના કોઇ માજીસ્ટ્રેટને જ્યારે એમ લાગે કે કાયદા વિરૂદ્ધ કોઇ પણ મંડળીનો જમાવ, હંગામો અથવા સુલે હનો બીજો કંઇપણ ભંગ થયો છે અથવા થવાનો વાસ્તવીક રીતે સંભવ છે અને જે સ્થાનીક ક્ષેત્રની અંદર આવી કાયદા વિરૂધ્ધ મંડળીનો જમાવ હંગામો અથવા સુલેહનો ભંગ થયો હોય અથવા થવાનો સંભવ હોય તે ક્ષેત્રની અંદર સુલેહ રાખવા સારૂ તથા ત્યાંના રહેવાસીઓના જાનમાલનાં રક્ષણ સારૂ જે પોલીસ ફોજ છે તે પુરતી નથી ત્યારે સબ ઇન્સ્પેકટર કરતાં ઉતરતા દરજાનો હોય એવા કોઇ પણ પોલીસ અમલદારની અરજ ઉપરથી સદરહુ માજીસ્ત્રેટ પોતાને હાથે સહી કરેલા તથા પોતાના હુદ્દાના સિક્કા વતી મોહોર કરેલા લેખી હુકમથી વિશેષ પોલીસ અમલદાર તરીકે કામ

કરવાને લાયક તથા ઉત્સુક હોય એવા માણસો પૈકી પોતાને યોગ્ય લાગે તેટલા માણસોને પોતાને જરૂર દેખાય તેટલી મુદત સુધી તથા તેટલી હદમાં વિશેષ પોલીસ અમલદાર તરીકે નીમવાને મુખત્યાર છે.

(૨) આ પ્રમાણે નીમાયલા દરેક વિશેષ પોલીસ અમલદારને સાધારણ પોલીસ અમલદારના જેવાજ અધિકાર, ફરજ, હક તથા માફી છે તથા તેના જેવાજ કામો બજાવવાને તથા જવાબદારી ધારણ કરવાને પાત્ર છે અને સાધારણ પોલીસ અમલદાર જે અધિકારીના તાબા હેઠળ હોય તેજ અધિકારીના તાબા હેઠળ સદરહુ વિશેષ પોલીસ અમલદાર છે એમ સમજવું પરંતુ તેને ૧૧ મી કલમ મુજબ હુદ્દાનો દાખલો લેવાની જરૂર નથી (કલમ ૨૯, ૩૦, ૩૧ તાબાના પોલીસ અમલદારને શીક્ષા કરવા. ઇન્સ્પેક્ટર જનરલ, ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડેટ તથા આસીસ્ટંટ તથા સુપ્રીન્ટેન્ડેટના અધિકાર બાબત છે)

૩૩-(૧) જીલ્લા માજીસ્ત્રેટની અથવા સરકારની પરવાનગી સીવાય કોઇપણ પોલીસ અમલદારે વેપાર કરવો નહી અથવા જે જીલ્લા માટે કામે લાગેલો હોય તે જીલ્લામાંની જમીનનાં વેચાણમાં અથવા ખરીદમાં અથવા વેપારના કોઇપણ કામમાં તેણે મુખ્ય તરીકે અથવા મુખત્યાર તરીકે કોઇપણ રીતે સબંધ રાખવો નહી

(૨) આસીસટંટ સુપ્રીન્ટેન્ડેન્ટના દરજાથી ઉતરતા દરજાના કોઇપણ પોલીસ અમલદારે ઇન્સ્પેક્ટર જનરલની લેખી પરવાનગી વગર એવા પોલીસ અમલદાર તરીકે પોતાના હુદા અથવા કામ સીવાય બીજો કાંઇ પણ હુદો ધારણ કરવો નહી અથવા કાંઇ પણ ધંધાનુ અથવા નોકરીનું કામ ચલાવવું નહી.

(૩) પેટા કલમ (૧) તથા (૨) માંના બાધક ઠરાવો પોલીસ અમલદાર કામ ઉપર હોય ત્યારે જેવી રીતે લાગુ પડે છે તેવીજ રીતે તે રજા ઉપર હોય અથવા સસ્પેન્ડ થયો હોય ત્યારે પણ લાગુ પડે છે એમ સમજવું

૩૪-(૧) ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડન્ટની લેખી પરવાનગી સીવાય અથવા

એવી પરવાનગી આપવાને જે બીજા કોઇ પોલીસ અમલદારને ઇન્સ્પેક્ટર જનરલે અધિકાર આપ્યો હોય તે અમલદારની એવી પરવાનગી સીવાય આસીસ્ટંટ સુપ્રીન્ટેન્ડેન્ટનાં કરતાં ઉતરતા દરજાના કોઇ પણ પોલીસ અમલદારે પોતાના હુદ્દાનું રાજીનામું આપવું હોય અથવા પોતાના હુદ્દાનું કામ છોડવું હોય તો તેણે

(અ) તેમ કરવાના પોતાના ઇરાદા બાબતની લેખીત નોટીશ ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડન્ટને આપ્યા પછી બે મહીનાની મુદત વીતે નહીં ત્યાં સુધી,

(બ) અને એવા પોલીસ અમલદાર તરીકે સરકારને અથવા કોઇ પણ પોલીસ ફંડ ખાતે જે દેવું હોય તે પુરેપુરૂ ફેડવામાં આવે નહીં ત્યા સુધી તેમ કરવું નહીં.

(૨) પરંતુ એવું ઠરાવ્યુ છે કે એવો કોઇ પણ પોલીસ અમલદાર પોતે રોગને લીધે માનશીક અથવા શારીરીક નાલાયકીને લીધે પોલીસ મા વધારે મુદત સુધી નોકરી કરવાને અયોગ્ય છે એ બદલ શીવીલ શરજનની શહીવાળો દાખલો રજુ કર્યો તો ઉપર કહ્યા મુજબનુ પોતાનું દરકોઇ જાતનુ દેવુ આપે એટલે અથવા તે આપવા માટે યોગ્ય તારણ આપે એટલે રાજીનામુ આપવા માટે જોઇતી લેખી પરવાનગી તેને માટે તાબડતોડ આપવામાં આવશે

(૩) એવો કોઇ પણ અમલદાર આ કલમના ઠરાવ વિરૂદ્ધ પોતાના હોદ્દાનુ રાજીનામું આપે અથવા પોતાના હોદ્દાનુ કામ છોડી જાય તો ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડેન્ટના હુકમથી તે વખતે તેના પગારની ચડેલી સઘળી બાકી શરકાર દાખલ થવાને પાત્ર થશે. પગારની બાકી શરકાર દાખલ થવા બદલની ઉપર કહેલી શીક્ષા આ આકટની ૩૬ મી કલમ મુજબ અથવા અમલમાં હોય એવા બીજા કોઈ કાયદા મુજબ જે શીક્ષાને તે પાત્ર થાય તે ઉપરાંત છે એમ સમજવું

**૩૫**-(૧) કાંઇપણ કારણને લીધે પોલીસ અમલદારના કામ ઉપરથી દુર થએલા પ્રત્યેક માણસે પોતાની નીમણૂકનો અથવા હુદ્દાનો દાખલો

તથા જે હથીઆર સાજ સરંજામ, કપડા તથા જરૂરની બીજી જણસો પોતાનું કામ બજાવવા સારૂ પોતાને મળી હોય તે લેવાને ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડન્ટે જે બીજા કોઇ અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારને તે તાબડતોડ સ્વાધીન કરવી જોઇએ.

(૨) ઉપર પ્રમાણે સ્વાધીન નહી કરેલાં કોઇપણું દાખલા હથીઆર, સાજ સરંજામ કપડાં અથવા જરૂરની બીજી જણસો બાબત તપાસ કરીને તે જ્યાં જ્યા માલુમ પડી આવે ત્યાંથી પકડવાનુ વારંટ કહાડવાનો અધિકાર કોઇપણ માજીસ્ત્રેટને તથા ખાસ કારણસર કોઇપણ ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડન્ટ અથવા આસીસટંટ કે ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડન્ટને છે અને એવા ખાસ કારણો તેજ વખતે દફતરમાં નોંધી રાખવા જોઇએ એવી રીતે કહાડેલું દરેક વારંટ સને ૧૮૯૮ના ક્રિમીનલ પ્રોસીજર કોડના ઠરાવ મુજબ એકાદા પોલીસ અમલદારે અથવા વારંટ કહાડનાર માજી- સ્ત્રેટ અથવા ડીસ્ટ્રીક્ટ કે આસીસ્ટંટ કે ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડન્ટ એમ ફરમાવે તો બીજા હરકોઇ માણસે બજાવવું જોઇએ.

(૩) કોઇપણ માણસને આપવામાં આવેલી જે કોઇપણ જણસ ઇન્સ્પેક્ટર જનરલના હુકમ ઉપરથી તેની મીલકત થઈ હોય તે જણસને આ કલમમાનો કોઈપણ મજકુર લાગુ પડતો નથી એમ સમજવું

**૩૬**—(૧) જે કોઇપણ માણસ પોલીસ અમલદારની જગા મેળવવા સારૂ અથવા પોલીસ અમલદારના કામમાથી પોતાનો છુટકો મેળવવા સારૂ ખોટી હકીકત કહેશે અગર ખોટા દસ્તાવેજનો ઉપયોગ કરશે અથવા (૨) જે કોઇપણ પોલીસ અમલદાર (અ) ૩૩મી કલમના હરકોઈ ઠરાવનુ ઉલ્લંઘન કરશે અથવા (બ) બ્હીકણુપણુ બતાવશે અથવા (ક) ૩૪મી કલમ વિરૂદ્ધ પોતાના હુદ્દાનુ રાજીનામુ આપશે અથવા પોતાના હુદ્દાનુ કામ પોતાની મેળે છોડશે અથવા (ડ) એવા પોલીસ અમલદાર તરીકે પાળવાને અથવા માનવાને પોતાની ફરજ હોય એવા કાયદાના કોઇ પણ ઠરાવનો અથવા એવી કાનુનનો અથવા હુકમનો જાણીજોઇને

ભંગ અથવા અનાદર કરવા બદલ ગુન્હેગાર થશે અથવા (ધ) હરકોઇ ફરજ તોડવાનો તકશીરવાન થશે અને એવી તકસીર બદલ અમલમા હોય એવા બીજા કોઇપણ કાયદામાં ખાસ સિક્ષા ઠરાવી ન હશે તો તેને ત્રણ મહીનાની મુદત સુધીની કેદની અથવા સો રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

(૩) રજા ઉપર ગેરહાજર હોય એવો પોલીસ અમલદાર પોતે સદરહુ રજા પુરી થયેથી નોકરી ઉપર હાજર થવાને પોતે તૈયાર છે એવો રીપોર્ટ કરવામાં વાસ્તવીક કારણ સીવાય ચુકસે તો તેણે રકમ (ક) ના કારણ સાર ૩૪મી કલમના અર્થ મુજબ પોતાના હુદ્દાનુ કામ પોતાની મેળે છોડયું છે એમ સમજાશે. ૩૭-૩૫ મી કલમની પેરા કલમ ૧ ના ઠરાવ મુજબ જે કોઇપણ પોલીસ અમલદાર પોતાની નીમણૂક અથવા હુંદ્દાનો દાખલો અથવા બીજી કોઇપણ જણુસ સ્વાધીન કરવામાં જાણીબુજીને ગફલત કરશે અથવા તેમ કરવાને ના પાડશે તેને એક મહીના સુધીની કેદ અથવા બસે રૂપીઆ સુધી દંડની અથવા બનેની શીક્ષા થશે (જીલ્લામાજીસ્ત્રેટના અધિકાર બાબતં કલમ ૩૯થી ૪૬ છે)

૪૭—(૧) ગમત કરવાની જે કોઇપણ સાર્વજનીક જગ્યામાં અથવા જે કોઈ સભામા અથવા મંડળીમા લોકોને તેડયા હોય અથવા જેમાં લોકોને આવવાની છુટ હોય તે જગામાં સભામાં અથવા મંડળીમા ભારે ગેરબંદોબસ્ત અથવા કાયદાનુ ઉલ્લધન થતુ અટકાવવા સારૂ અથવા એકઠા થએલા લોકો ઉપર સ્પષ્ટ અને થોડી વારમાં આવી પડશે એવું ભય અટકાવવા સારૂ સદરહુ ગમત કરવાની જગોએ અથવા સદરહુ સભા અથવા મંડળીમાં કોન્સ્ટેબલ કરતાં ચઢતો સૌથી ઉચા દરજાનો જે વડો પોલીસ અમલદાર હાજર હોય તે પોલીસ અમલદાર કાયદેસર રીતે કરેલી કાનુનોને તથા હુકમોને અનુસરીને સદ-રહુ ગમત કરવાની જગામાં અથવા સદરહુ સભામાં અથવા મંડળીમાં લોકોએ શી રીતે દાખલ થવું તે બાબત તથા ત્યાં ચાલવાનું કામ સલાહસંપથી તથા કાયદેસર રીતે ચાલે તથા લોકોની સહીસલામતી

જળવાય તે બાબત પોતાને જરૂરના લાગે તેવા વાસ્તવીક હુકમ કરવાને મુખત્યાર છે અને આવા પ્રત્યેક વાસ્તવીક હુકમ મુજબ ચાલવાને સઘળા માણુસો બંધાએલા છે એમ સમજવું.

(૨) પેટા કલમ (૧) ના ઠરાવ તથા તે મુજબ કરેલા કોઇપણુ હુકમ અમલમાં લાવવા સારૂ આવી દરેક ગમત કરવાની જગામાં, સભામાં અથવા મંડળીમાં જવા આવવાને પોલીસને છુટ છે.

(ડીસ્ટ્રીકટ તથા આસીસ્ટંટ સુપ્રીન્ટેન્ડેન્ટના અધિકાર બાબત કલમ ૪૮છે)

૪૯-(૧) જીલ્લાનો માજીસ્ત્રેટ લોકોને જાહેર ખબર આપીને એવો હુકમ કરવાને મુખત્યાર છે કે કોઇપણુ માણુસના હવાલામાં ન હોય એવું કોઇપિણુ કુતરૂ રસ્તામાં રખડતું હોય ત્યારે તેનું મોંહ તે કુતરૂ બીન હરકતે શ્વાસો શ્વાસ લેઈ શકે તથા પાણી પી શકે પણુ કરડી શકે નહીં એવી રીતે જાળીથી બંધ કરવું અને તે જાહેર ખબર તેમાં નિર્દીષ્ટ કરેલી જીલ્લામાંની જગા અથવા જગાઓને લાગુ પડે છે. અને આવો હુકમ અમલમાં હોય તે દરમ્યાન પેટા કલમ (૨)માં હવે પછી ઠરાવ્યું હોય તે સિવાયને પ્રસંગે પોલીસને કોઈ પણુ કુતરૂ તેના ધણીની જગાની બહાર રખડતું માલમ પડે તો તેનો નાશ કરવાનો અથવા તેવું કોઇપણુ કુતરૂ કબ્જામાં લઇને તેનો ધણી દાવો કરે ત્યાં સુધી યોગ્ય જાળી કરીને ઘાલે ત્યાં સુધી તથા તેને પકડી રાખવાથી જે સઘળો ખર્ચ થયો હોય તે આપે ત્યાં સુધી અટકાવી રાખવાનો અધિકાર છે.

(૨) પોલીસને જાણીતા ધણીના નામવાળો પટો ગળામાં હોય એવું કોઇપણુ કુતરૂ હડકાયલું હોય તે સિવાયને પ્રસંગે તેના ધણી તરફથી તે ઉપર દાવો થઇને તેને રાખવા બદલ થએલો સર્વ ખરચ અપાયા વગર તે કુતરૂ ચોખા ત્રણુ દીવસ લગણુ પોલીશના કબજામાં રહે ત્યાં સુધી પોલીસે તેને નાશ કરવો નહીં પણુ જે કોઈપણુ કુતરૂ સદરહુ મુદત સુધી પોલીસના કબજામાં રહે અને તે દરમ્યાન તેનો ધણી તેના ઉપર દાવો કરીને સદરહુ ખરચ આપે નહીં તો તે કુતરાને વેચવાને અથવા તેનો નાશ કરવાને પોલીસ મુખત્યાર છે.

(૩) ઉપરની પેટા કલમો મુજબ થએલા ખર્ચ માટે કુતરાનો ધણી જમીન મહેસુલની ચઢેલી બાકી પ્રમાણે જવાબદાર છે એમ સમજવું.

(૪) પોલીસે કબજામાં લીધેલા કોઇપણ કૂતરાને ગળે કોઇપણ માણસના ખરા દેખાતા નામઠામવાળો પટો હોય ત્યારે એવા પ્રકારનું કુતરૂ કબજામાં લીધાની હકીકત લખીને એક પત્ર ઉપર કરેલા સીરનામે ટપાલની મારફત તાબડતોબ મોકલવો.

**૫૧**–(૧) દરેક પોલીસ અમલદારે હેઠળ લખ્યા પ્રમાણે કરવું, એટલે–(અ)–યોગ્ય અધિકારીએ જે દરેક વારંટ અથવા બીજો હુકમ કાયદેસર રીતે પોતાને કર્યો હોય તે તેણે તાબડતોબ માનીને અમલમાં લાવવો અને પોતાના ઉપરી અમલદારના હુકમ અમલમાં લાવવા સારૂ સર્વ પ્રકારના કાયદેસર ઉપાય લેવા જોઇએ. (બ) પોતે બનતો પ્રયત્ન કરીને કોગનીઝેબલ ગુન્હા થયા વિષે અથવા તે ગુન્હા કરવાની ધારણા વિષે બાતમી મેળવવી તથા ગુન્હેગારોને સાશન કરાવવા માટે અથવા ગુન્હા થતા અટકાવવા માટે ઉત્તમ દેખાય એવી તથા કાયદાને અને પોતાના ઉપરી અમલદારોએ કરેલા હુકમને અનુસરતી હોય એવી ખબર કરવી તથા બીજા ઉપાય લેવા.

(ક) પોતે બનતો પ્રયત્ન કરીને લોકાપકારક કૃત્ય થતા અટકાવવા.

(ડ) જે માણસોને પકડવાનો પોતાને કાયદાની રૂએ અધિકાર હોય અને જે માણસોને પકડવાનું પુરતુ કારણ હોય તે સર્વને પકડવા.

(ઈ) બીજો કોઇ પોલીશ અમલદાર તેનું કામ કરતી વખતે પોતાને બોલાવે ત્યારે અથવા તેવી વખતે તેને મદદની જરૂર પડે ત્યારે તે મદદ કરેલા અમલદારની બાબતમાં કાયદેસર અને વ્યાજબી હોય એવી રીતે મદદ કરવી.

(ફ) વિધમાન કાળે અમલમાં હોય એવા મહેસુલ સંબંધીના કોઈપણ કાયદાની રૂએ અથવા બીજી કોઈપણ રૂએ પોતાને જે કામ કરવાના હોય તે કામ બજાવવા.

(૨) સરકારે અથવા કાયદેસર રીતે અખત્યાર મળેલા શખસે કરેલી કાનુનો તથા હુકમોને અનુસરીને પ્રત્યેક પોલીસ અમલદારને ઉપર કહેલાં કારણો પૈકી હરકોઇ કારણ સારૂ લોકોને આવવા જવાની હરકોઇ જગામાં તથા જે કોઇ પણ જગા પીઠા તરીકે અથવા કેફી વસાણા વેચવાની દુકાન તરીકે અથવા હલકા અથવા બેઢંગા માણસોને આવવા જવાની જગા તરીકે વપરાય છે એમ માનવાનું પોતાને કારણ હોય તે જગામાં વારંટ વગર પેસીને ચોકસી કરવાનો અધિકાર છે.

( ૩ ) એકાદા રસ્તામાં અથવા લોકોને આવવા જવાની જગામાં કોઇ સખસના કબજામાં કાંઇ વસ્તુ હોય અથવા છે એમ દેખાય અને તે ચોરેલી મીલકત છે એવો પોલીસ અમલદારને શુદ્ધ બુદ્ધિથી વહેમ આવે ત્યારે એવા પોલીસ અમલદારને એવી વસ્તુ સારૂ ઝાડો લેવાનો અને તે તપાસવાનો તથા તે કયાંથી આવી તે બદલ જવાબ આપવાનો હુકમ કરવાનો અને જેના કબજામાં તે હોય તે સખસે આપેલો જવાબ ખુલી રીતે ખોટો અથવા વહેમ ભરેલો હોય તો એવી વસ્તુ અટકાવી રાખીને એકાદા માજીસ્ટ્રેટને સદરહુ બીનાનો રીપોર્ટ કરવાનો અધિકાર છે અને તે ઉપરથી તે માજીસ્ટ્રેટે ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ પ૨૩મી અને પ૨પ મી કલમો પ્રમાણે અથવા અમલમાં હોય એવા બીજા કોઇ કાયદા પ્રમાણે કામ ચલાવવું જોઇએ.

(જુઓ ક્રી. પ્રો. કો. ક. પ૨૩, પ૨પ, પપ૮મી. તથા પી. કો. ક. ૪૧૧ મી)

**પ૨**—નીચે લખેલા કામ કરવાની પ્રત્યેક પોલીસ અમલદારની ફરજ છે એમ સમજવું એટલે:-

અ—રસ્તામાંના અશકત અથવા નીરાધાર માણસોને પોતાથી બને તેટલી દરેક જાતની મદદ આપવી તથા કેફ ચઢેલા જે સખસો તથા ગાંડા માણસો અહી તહી રખડતા હોઇને ભયકારક અથવા પોતાની સંભાળ લેવા અશકત દેખાતા હોય તેને પોતાના તાબામાં લેવા.

બ–પકડેલો અથવા પહેરામા રાખેલો જે કોઈ પણ માણુસ જખમી અથવા આજારી હોય તેને માટે જરૂરી મદદ મેળવવા સારૂ તાબડતોબ ઉપાય લેવા તથા એવા કોઇપણ માણુસ ઉપર ચોકી રાખતી વખતે અથવા તેને લેઇ જતી વખતે તેની સ્થીતી તરફ યોગ્ય નજર રાખવી.

ક–પકડેલા અથવા પહેરામાં રાખેલા પ્રત્યેક માણુસને જોઇએ એટલો ખોરાક તથા આશ્રય આપવાનો બંદોબસ્ત કરવો.

ડ–ઝાડો લેતી વખતે નિરર્થક બેઅદબી કરવી નહી અથવા બીન જરૂરી દુઃખ દેવું નહી.

ઇ–સ્ત્રી તથા છોકરાની સાથે કામ લેતી વખતે મર્યાદાથી તથા વાસ્તવીક સભ્યતાથી ચાલવું.

ફ–આગથી કાંઇપિણ નુકસાન અથવા તોટો ન થવા દેવા માટે પોતાથી બનતા ઉપાય લેવા.

ગ–કાંઇપણ સાર્વજનીક અકસ્માત અથવા જોખમ દુર કરવા સારૂ પોતાથી બનતા ઉપાય લેવા.

## અકસ્માત બનાવ તથા તેના તાત્કાળીક ઇલાજ.

જખમ–લોહી નીકળતું હોય તે બંધ કરવું, જખમ સાફ કરવો, પાટો બાંધવો, જો રાતું લોહી નીકળતું હોય અને થોડી થોડી વારે આચકા સાથે નીકળતું હોય તો તે ભાગથી જરા છેટે હ્રદય તરફના બાજુ ઉપર પાટો તાણીને બાંધવો, જો લોહી જરા કાળાશ પડતુ હોય તો હ્રદય તરફની નહીં પણ સામી બાજુ ઉપર મજબુત પાટો બાંધવો જો જખમમાંથી બહુ લોહી વહેતું હોય તો તેના ઉપર શાફ કરેલા અંગુઠાથી અથવા હથેલીથી દબાણ કરવું, સાફ પાણીમાં વાદળી અથવા ચોખ્ખું કપડું બોળીને જખમ ઉપર નીચોવવું અને જખમ સાફ કરવો કોઇપણ જાતનું સાફ કપડું ભીનું કરી તે જખમ ઉપર મુકી પાટો બાંધવો ને આઇડોફોર્મ મળી શકે તો ભભરાવીને પાટો બાંધવો.

હાડકાનું ભાંગવું–હાડકાના કડકા હીલચાલને લીધે ચામડીને ફાડી બહાર ન આવે અથવા એવું બીજું નુકશાન ન કરે તે માટે તેને ખપાટીયાની વચમાં મુકીને હાલતા અટકાવવો જોઇએ. હાડકું ભાંગ્યું છે કે નહીં તેનો શક રહેતો હોય તો તે ભાંગ્યું છે એમજ ધારીને પાટીયા બાંધવા.

જાંગનું હાડકું ભાગ્યું હોય ત્યારે–લાંબી લાકડી, વાંશ, અથવા પાટીયું બગલથી તે એડી સુધી પોહોંચે એવડું લઇને પગ જોડે બાંધવું પાટા છાતી ઉપર, કમર આગળ ઇજાથી જરા ઉપર, ઇજાથી જરા નીચે, ઘુંટણ આગળ અને ઘુંટી આગળ મુકવા અને બને પગને એકએક સાથે બાંધી લેવા.

પગનું (નળાનું) હાડકું ભાગ્યું હોય ત્યારે–છત્રી, લાકડી, પાટીયાં પગની અંદર અગર બહારની બાજુ ઉપર મુકીને ત્રણ પાટા બાંધવા. એક ઇજાની ઉપર, બીજો ઇજાની નીચે અને ત્રીજો બને પગની પાનીઓની આસપાસ એ પ્રમાણે બાંધવા.

હાથનું (ભુજાનું) હાડકું ભાગ્યું હોય ત્યારે–હાથની બહારની તથા અંદરની બાજુ ઉપર પાટીયા મુકવા, અને ઉપર નીચે પાટા બાંધવા તથા હાથ નાની ઝોળીમાં મુકવો એટલે કહોણી બહાર લટકતી રહેશે.

હાથનું (કળાઇનું) હાડકું ભાંગ્યું હોય ત્યારે–ભુજા પ્રમાણેજ પાટીયા બાંધી હાથ વાળીને મોટી ઝોળી (કોણીથી આંગળા સુધી રહે એવી) માં મુકવો.

હાંસડીનું હાડકૂં ભાંગ્યું હોય ત્યારે–બગલમાં એક લુગડાની ગાદી મુકીને હાથ સામી બાજુના ખભા ઉપર મુકવો અને પાટો આખા શરીર અને હાથની આસપાસ વીંટી લેવો કે જેથી હાથ હાલવા ન પામે.

પાંસળીનું હાડકૂં ભાંગ્યું હોય તો–ચપટી ગાદી મુકીને તેના ઉપર પાટાના ત્રણચાર આંટા સાધારણ જોરથી બાંધવા, પાટો છ ઇંચ પોહોળો હોવો જોઇએ.

ઝેર—બે જાતનાં હોય છે ૧ ક્ષોભક ૨ નિદ્રાજનક (દરેક ઝેરનાં કેસમાં દાકટરની મદદ લેવી) જો ઝેર ક્ષોભક હોય તો. ઇંડાની સફેતી, તેલ, ઘી, દુધ વીગેરે આપવું. જો તેજાબ અથવા એવી બીજી મો જીભ વીગેરે બાળે એવી ચીજ લેવામાં આવી હોય તો ઉલટી કરાવવી નહીં.

જો નિદ્રાજનક ઝેર હોય તો—એકદમ ઉલટી કરાવવી ઉલટી કરાવવા સારુ ગળાની અંદર આંગળી અથવા પીછું ફેરવવું અથવા રાઇ અને ગરમ પાણી અથવા મીઠૂ અને ગરમ પાણી પીવડાવવું. ઉલટી થયા પછી ગરમ કોફી આપવી.

કપડાં સળગે ત્યારે—તે માણસને દોડવા નહી દેતાં સુવાડી દેવો, પછી તેના ઉપર જાડો કોટ, કામળી, કોથળા અથવા સેતરંજી જેવી સળગી ન ઉઠે એવી ચીજ વીટાવવી, જો રસ્તામાં હોય તો તેના ઉપર ધૂળ અથવા પાણી નાંખવું. જે ભાગ દાઝયો હોય તેના ઉપરથી આસતે રહીને લુગડા કાઢી નાખવા જો લુગડા ચાપ્ડીને ચોંટી ગયા હોય તો તેટલોભાગ રહેવા દઇ બાકીનો કાતરથી કાપી કાઢવો અને દાઝેલા ભાગ ઉપર તેલ અને ચુનાનું નીતરૂ પાણી સરખે ભાગે મેળવી લગાડવુ બીજુ કંઇ ન હોય તો ઝીણો લોટ દાઝેલા ભાગ ઉપર ભભરાવવો

**સાપનું કરડવું**—જો સાપ કરડયો હોય તો તે જે જગ્યાએ કરડયો હોય તેના ઉપરના ભાગ ઉપર એક પાટો બાંધવો. જો તરતજ જાણમાં આવે અને આપણા મોમાં કંઇ ચાંદી કે ચીરો ન હોય તો ઉપર મુજબ પાટો બાંધી ઝેર ચુસી લેઇ થુકી નાંખવું પછી જખમને ચપ્પુથી કાપીને મોટો કરવો અને તેની અંદર પોટાસીયમ પરમેંગનેટ નામની દવાની ભુકી ઘસવી તે ન હોય તો અંગારો દાબવો અથવા કાષ્ટિકથી તે ભાગ બાળી નાંખવો

બેશુદ્ધી—ઘણા કારણથી થાય છે તેથી બનતાં સુધી કારણ સોધી કહાડવું અને તે પ્રમાણે ઉપાય લેવા. ગરદન અને છાતી ઉપર

ના કપડાં ઢીલાં કરવા અને મો ઉપર પાણીની છાલક મારવી ને સાધારણ બેશુધ્ધ હોય તો કાપેલો કાંદો સુંઘાડવો લુ લાગવાથી બેશુદ્ધિ થઈ હોય તો માથા ઉપર બરફ કે ઠંડુ પાણી મુકવુ અને દરેક કેશમા દરદી ને ઇસ્પીતાલમાં શતવર લેઇ જવાની તજવીજ કરવી નીસો કરેલ માણુસ બેશુદ્ધિમા પડેલ જણાય તો–દારૂ પીધેલને છાયામાં લેવો ઠંડુ પાણી મંગાવી જરૂર પ્રમાણે છાંટવુ તથા પાવુ ને પાછો શુદ્ધિમાં લાવવા કોશિશ કરવી. માણુસોને તેની આશપાશ એકઠા થવા ન દેવા તેને દુઃખ આપવા દેવુ નહી; બનતી ઉતાવળે નજીકની ઇસ્પીતાલમાં લઈ જવો. દારૂ પીધેલાની નિસાની—અરધી પરથી બેશુદ્ધિ જોરથી ઘુમસાડી બોલાવતા આંખ ઉઘડી પાછી બંધ કરી જવી. દારૂનો વાસ, એક સરખી જરા મોટી થએલી કીકી, ઝડપથી ચાલતી અથવા સહેલાઇથી દબાય તેવી નાડી, બદન સહેજ ઠંડુ, તથા ભીંજાયલું, ચહેરો લાલ.

બાળક ભુલું પડેલ હોય ત્યારે–બાળકને જાહેર જગામાં લાવી રાખવું બોલતું હોય તો નામ ઠામ વીગેરે પુછી તેને ઘેર પહોંચાડવું, બોલી ન શકતું હોય તો પહેરવેષ ઉપરથી કે ત્યા મળેલા લોકોને પુછી નકી કરવું ગામમા તે બાળક બદલ તેનો માલીક આવવા સારૂ ઢંઢેરો પીટાવવો, બાળકને ફોસલાવી ખાવાનું આપી ડરે નહી તેમ રાખવું અને માલીક ન મળે તો માજીસ્ટ્રેટ તરફ મોકલવા તજવીજ કરવી.

આગ લાગે ત્યારે–આગ વાળી જગામાં જે માણુસ હોય તેને બનતા ઇલાજ કરી ભયની સુચના આપવી, તેનો જાનમાલ બનતી કોશિશે બચાવવો. પાણી મેળવી આગ બુઝાવવા તજવીજ કરવી આગ બુઝાવવામાં જરૂર હોય તે કરતાં જાદે માણુસ હોય તો રજા આપવી ગુન્હો થવા ન પામે તે માટે ભીડની પાછળ ઉંચી જગોએ ઉભા રહી નજર રાખવી કે ભીડમાં કોઇ ગુન્હો કરવા પામે નહી,

નરફોરી ફુટવી–ગરદન ઉપર કે કમર ઉપર જે તંગ પહેરેલ હોય તે ઢીલુ કરવું. કોલર હોય તો બટન કાઢી નાંખવું, પોતીયું કે લેંગાનું

નાડું ઢીલું કરવું. માથા ઉપર ઠંડા પાણીના રૂમાલ મુકવા. કાળી માટી પાણીમાં કે સુરા ખારનું પોતું મુકવું. હીરા દખણ, ગુલે અરમાની, સંખ જીરૂ પાણીમાં ઘસી ચોપડવું. હીરા દખણ કે સંખજીરાનો ભુકો સુંઘાડવો.

લોહીની ઉલટી–હીરા દખણ કે ગુલેઅરમાની મોમાં રાખવી

રસ્તામાં કોઇ બીમાર માણસ પડેલ જણાય ત્યારે–તે શુધ્ધિમાં હોય તો તેને અથવા બેશુધ્ધ હોય તો આશપાશના લોકોને પુછીને અકસ્માતનું કારણ જાણવું આસપાસ લોકો ભેગા થતા અટકાવવા ગળાંની આજુબાજુથી કપડાં ઢીલાં કરવા, તેનું શરીર સીધું કરવું માથા નીચે તકીયો કે ઘડી વાળેલ કોટ મુકી જરા ઉંચુ રાખવું. તેને ત્રાસ થાય એવા નકામા સવાલ પુછવા નહી. તેના શરીરનું કોઇ અવયવ ભાંગ્યું તુટયું હોય તો જોવું ને તે ભાગ લટકતો રાખવો નહી પહેરેલા કપડાં ચીરીને કે કાતરીને કાઢવા, દીલાસો આપવો, એકદમ ઉઠાડવા કે બેસાડવા તજવીજ કરવી નહી; ઉઠી શકે ત્યાં સુધી સુવાડેલ રાખવો, વગર તપાસે દારૂ કે બ્રાંન્ડી આપવો નહી તેણે પહેરેલ, કપડાં ખસી ન જાય તેમ સંભાળથી ઢાંકવા, તેને ઘેરે કે ઇસ્પીતાલમાં લઇ જવો હોય તો ઘોડા કે ગાડીમાં બેસાડી કે ચલાવી લઇ જવો નહી; પણ ઝોળીમાં નાખીને ખાટલા ઉપર પોહોળા પાટીયા ઉપર કે એકાદ બારણાના ફડકા ઉપર સુવાડી ઉંચકી જવો.

હડકાયા કુતરાનું કરડવું–જો હડકાયલુ કુતરૂં કરડયું હોય તો તે ભાગ ઉપર બળતો અંગારો અથવા કાષ્ટીક લગાડવું.

ડુંબવું–દાકટરને બોલાવવા તજવીજ કરવી. કોરાં કપડાં તૈયાર રાખવં, મોમાંથી પણી કહાડી નાંખી મોં લુછી સાફ રાખવું. જીભ બહાર ખેંચી રાખવી. શ્વાસોશ્વાસ કૃત્રિમ ચાલુ રાખવો ને શરીરમાં ગરમી લાવવાના ઇલાજ કરવા.

શ્વાસોશ્વાસ ચલાવવાની રીત–ડુબેલા માણસને સપાટ જગો પર સુવાડવો અને માથા તથા ખભા નીચે તકીયો અથવા કપડાંનો ડુચો

મુકીને ઉંચા રાખવા. એક માણુસે બંને પગ પકડી રાખવા અને બીજા માણુસે ડુબેલા માણુસના બંને હાથ કોણી ઉપરથી પકડીને ધીમે રહીને માથા તરફ ઉંચા લઇ જઇને ખેંચવા. બે સેકન્ડ ઉંચા રાખીને તે પાછા નીચે બેઉ પડખે લઇ જવા અને છાતી સામે નરમ હાથે દાબવા આવી રીતે મીનીટમાં પંદરેક વખત કરવું અને દરદી પોતાની મેળે શ્વાસ લઇ શકે ત્યાં સુધી કર્યા કરવું.

**૫૩**–(૧) હેઠળ લખ્યા પ્રમાણે કામ કરવાની પોલીસ અમલદારની ફરજ છે એમ સમજવું. એટલે;–

અ–રસ્તામાં રાહદારીનું નીયમન કરી તે ઉપર નિબંધ રાખવો રસ્તાની અંદર કાંઇપણુ અડચણુ થવા ન દેવી તથા પોતાથી બને તેટલો પ્રયત્ન કરીને રસ્તામાં અથવા તેની નજીક લોકોને પાળવા સારૂ આ આકટ મુજબ અથવા અમલમાં હોય એવા બીજા કોઇપણુ કાયદા મુ-જબ જે કાંઇપણુ કાનુન અથવા હુકમ કરવામાં આવ્યો હોય તેનું ઉલ્લંઘન થવા ન દેવું,

બ–રસ્તામાં અથવા નહાવાની' ધોવાની, તથા ઉતરવાની સાર્વજનીક જગા, મેળા, દેવ મંદીર, તથા લોકોને આવવા જવાની બીજી સઘળી જગા, એ ઠેકાણે તથા તેની અંદર તથા લોકો ભકતી કરતા હોય ત્યારે ભકતી કરવાની જગાની આસપાસ બંદોબસ્ત રાખવો.

ક–નાહવાની, ધોવાની, તથા ઉતરવાની સાર્વજનીક જગાએ લોકોને જવા આવવાનું નીયમન કરવું. સદરહુ જગામાં તથા સાર્વજનીક ભુમીમાં ઘણી ભીડ થવા ન દેવી. તથા પોતાથી બને તેટલો પ્રયત્ન કરીને આવી કોઇપણુ જગાએ અથવા આવી કોઇપણુ તર ઉપર લોકોને મળવા સારૂ કાયદેસર રીતે કરેલી કોઇપણુ કાનુન અથવા હુકમનું ઉલ્લઘન થવા ન દેવું

(૨) સદરહુ ફરજોમાંની કોઇપણુ ફરજ અદા કરતી વખતે પોલીસ અમલદારે કરેલા વાસ્તવીક હુકમ મુજબ ચાલવાને સઘળા માણુસો બંધાયલા છે એમ સમજવું.

(૩) કોઇપણ પોલીસ અમલદાર ઉપર કહેલા પ્રકારના કોઈ પણ હુકમની વિરૂધ્ધ થનારા અથવા તે મુજબ ચાલવાને ના પાડનાર અથવા ચુકનાર કોઈ પણ માણસને તેમ કરતાં અટકાવવાને અથવા ખસેડી મુકવાને તથા એવા કોઇપિણ માણુસને એકાદા માજીસ્ત્રેટ આગળ લઇ જવાને અથવા નજીવી બાબતમાં અવસર વીતે છોડી મુકવાને મુખત્યાર છે

(આ કલમ વિરૂદ્ધ ચાલનારને કલમ ૬૫ (બ)પ્રમાણે શિક્ષા થઇ શકશે)

૫૪-૪૨ મી કલમ પ્રમાણે કોઇ જાહેરનામું યોગ્ય રીતે પ્રસિદ્ધ કર્યા પછી અથવા કલમ ૪૩ અગર ૪૪ પ્રમાણે કોઇ હુકમ કર્યા પછી જો કોઇપણ માણસ એવા જાહેરનામા અથવા હુકમ વિરુદ્ધ ચાલતો હોય અથવા ચાલવાનો હોય તે માણસને તે પ્રમાણે ચાલતા બંધ પાડવાનું અથવા નહી ચાલવાનું ફરમાવવાને તથા (તેમ કરવાને) ના પાડે અથવા આજ્ઞા ભંગ કરે તે પ્રસંગે તકસીરવાન માણસને પકડવાને હરકોઈ માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદાર મુખત્યાર છે. વળી એવા જાહેરનામા અથવા હુકમ વિરૂદ્ધ જે કાંઇપિણ પદાર્થ અથવા વસ્તુ વાપરી હોય અથવા વાપરવાની હોય તે પકડવાનો અધિકાર સદરહુ માજીસ્ત્રેટ તથા પોલીસ અમલદારને છે અને તે પકડેલી વસ્તુનો સદરહુ જગામાં હકુમતવાળા હરકોઇ માજીસ્ત્રેટના હુકમ મુજબ નીકાલ કરવામા આવશે.

(વિરૂદ્ધ વર્તન કરનારને કલમ ૭૧ પ્રમાણે સીક્ષા થાય છે)

(કલમ ૪૨ (૧) જીલ્લા માજીસ્ત્રેટને અથવા તેની ગેરહાજરીમાં અને તેના હુકમને પાત્ર રહીને કોઇપણ શહેરમાં અથવા ગામડામાં હકુમત હોય તે શહેરમાં અથવા ગામડામાં અથવા તેની પડોશમાં હાજર હોય એવા પહેલા વર્ગના માજીસ્ત્રેટને જરૂર લાગે ત્યારે અને તેટલી મુદ્દત સુધી સાર્વજનીક રીતે અથવા અમુક સખસોના નામના કાઢેલા જાહેરનામાની મારફત હેઠળ લખેલા કૃત્ય કરવાની મના કરવાનો અખત્યાર છે એટલે એવા શહેરમાં અથવા ગામડામાં અથવા તેની પડોશમાં શસ્ત્ર, સોટા અથવા બીજી જાતના હથીઆર લેઈ જવાથી, પથ્થર અથવા બીજા શસ્રો અથવા અસ્રો ફેંકવા અથવા નાંખવા, યંત્રો અથવા

સાધન લઈ જવાથી, એકઠા કરવાથી તથા તૈયાર કરવાથી, માણસો, મડદાં, અથવા તેમના પુતળાં દેખાડવાથી, લોકોએ બુમો પાડવાથી, ગીત ગાવાથી, વાજીંત્ર વગાડવાથી, અલંકારીક ભાષણ આપવાથી તથા ચાળા પાડવાથી અથવા નકલ કરવાથી તથા છબીઓ, નિશાનીઓ તથા જાહેર ખબરો અથવા બીજો કોઇપણ પદાર્થ અથવા વસ્તુ તૈયાર કરીને બતાવ્યાથી અથવા તેનો ફેલાવો કરવાથી નીતી અથવા મર્યાદાનો ભંગ થાય એમ હોય અથવા જેથી, સદરહુ માજીસ્ટ્રેટના અભિપ્રાય પ્રમાણે જુદી જુદી જાતના લોકો વચ્ચે ધર્મ સબંધી વેર ઉત્પન્ન થવાનો અથવા દુસ્મનાઈ થવાનો સંભવ હોય અથવા જેથી ગુન્હો થવાનો અથવા લોકોની સુલેહનો ભંગ થવાનો અથવા કાયદાના ઠરાવના અમલમાં હરકત થવાનો અથવા તે ઠરાવનો અથવા કાયદેસર અધિકારના હુકમનો તીરસ્કાર થવાનો સંભવ હોય તે પ્રસંગે તે તે કૃત્ય સદરહુ શહેરમા અથવા ગામડામાં અથવા તેની પડોશમા કરવાની મના કરવાને મુખત્યાર છે (૨) પહેલા વર્ગના બે અથવા વધારે માજીસ્ત્રેટો કોઇપણ શહેરમાં અથવા ગામડામાં અથવા તેની પડોશમા હાજર હોય અને તેમની હકુમતને ઠેકાણે ચાલતી હોય તો ઉપર કહયા મુજબ મનાઇનો હુકમ કરવાનો તે પૈકી હરકોઇ માજીસ્ત્રેટ મુખત્યાર છે (૩) તાબાના માજીસ્ત્રેટે આ કલમ મુજબ જે કાંઈ હુકમ કર્યો હોય તેની ખબર જીલ્લા માજીસ્ત્રેટને લાબડતોબ આપવી જોઇએ અને ત્યાર પછી સદરહુ જીલ્લા માજીસ્ત્રેટે યોગ્ય લાગે તે પ્રમાણે તે હુકમ મંજુર કરવો, રદ કરવો અથવા તેમાં ફેરફાર કરવો. (હુકમ નહીં માનનારને કલમ ૬૮ (અ) મુજબ શિક્ષા થાય છે.)

કલમ ૪૩—જે હંગામો અથવા સુલેહનો ભારે ભંગ જલદીથી થવાનો હોય અથવા જેના વિષે ધાસ્તી હોય તે ન થવા દેવા માટે જીલ્લા માજીસ્ત્રેટ કોઇ પણ ઇમારત અથવા જગા થોડા વખત સુધી બંધ કરવાને અથવા તેનો કબજો લેવાને અને ત્યાં સઘળા અથવા કોઈ પણ શખસોને ન આવવા દેવાને અથવા પોતાને યોગ્ય લાગે એવી

સરતે અથવા પોતાને યોગ્ય લાગે એવા સખસોનેજ ત્યાં આવવા જવા દેવાને મુખત્યાર છે આ કલમ ઉપરથી પોતાને મળેલી સત્તા ચલાવીને સદરહુ માજીસ્ત્રેટ જે હુકમ કરીને પ્રસિદ્ધ કરે તે હુકમ મુજબ ચાલવાને લાગતા વળગતા સખસો બંધાયલા છે એમ સમજવુ. (હુકમ નહીં માનનારને કલમ ૬૮ (અ) મુજબ શીક્ષા થાય છે)

કલમ ૪૪-(૧) ધરમ સંબંધી અથવા સંસ્કાર સંબંધી અથવા સામાજીક ઉત્સવ, પ્રદર્શન અથવા વ્યવસ્થીત મેળાવડા કોઇપણ રસ્તામાં થતા હોય અથવા કરવાનો ઇરાદો હોય તે ઉત્સવ વીગેરેના સંબંધમાં અથવા તેમાં સામેલ થવાના સંબંધમાં અથવા તે ચલાવવાના સંબંધમાં અથવા એવો વાદ અથવા તકરાર છે કે તેથી સુલેહનો ભારે ભંગ થવાનો સંભવ છે એમ જીલ્લા માજીસ્ત્રેટને લાગે ત્યારે તેને હીત સંબંધવાળા પક્ષકારોના તથા સખસોના સ્પષ્ટ કાયદેસર હક તથા સ્થાપીત થએલા રીવાજ તરફ લક્ષ આપીને હીત સંબંધવાળા સખસોને અરસપરસ તથા બીજા લોકો તરફ કેવી રીતે વર્તવું ને તે બદલ તે પ્રસંગે જે હુકમ કરવાનુ અવસ્ય તથા વાસ્તવીક દેખાય તે હુકમ કરવાનો અધિકાર છે એવા પ્રત્યેક હુકમનો જે શહેરમાં અથવા જગામાં અમલ થવાનો હોય તે શહેરમાં અથવા જગ્યામાં તે પ્રસિધ્ધ કરવો જોઇએ અને તે હુકમ મુજબ ચાલવાને લાગતા વળગતા સઘળા સખસો બંધાયલા છે એમ સમજવું (૨) ઉપરનો છેલી પેટા કલમની રૂએ કરેલો કોઇપણ હુકમ હકુમતવાળી કોર્ટે કરેલા હુકમનામાને તાકીદ હુકમને, અથવા હુકમને અનુસરતો હોવો જોઇએ અને જીલ્લા માજીસ્ત્રેટને જ્યારે એમ દેખાડી આપવામાં આવે કે તે હુકમ જે લોકોને લાગુ હોય તેમના હક તથા કામના સંબંધમાં લાગતા વળગતા કોઇપણ માણસની ફરીઆદ ઉપર થી દાવા ઉપરથી અથવા અરજ ઉપરથી એવી કોર્ટે કરેલા કોઇ ફેસલા હુકમનામા તાકીદ હુકમ અથવા હુકમને અનુસરતો નથી ત્યારે તે હુકમ રદ કરવો જોઇએ અથવા તેમાં ફેરફાર કરવો જોઇએ. (હુકમ

પ્રમાણે નહીં ચાલનારને કલમ ૬૮ (અ) પ્રમાણે શીક્ષા થાય છે)

૫૫-જીલ્લા] માજીસ્ટ્રેટે ૪૫મી કલમ મુજબ અથવા જીલ્લા માજીસ્ટ્રેટે અથવા પેટા ટુકડીના માજીસ્ટ્રેટે ૪૬મી કલમ મુજબ કરેલા પ્રત્યેક હુકમ તથા કાઢેલા પ્રત્યેક જાહેરનામા યથા વીધી પળાય એવી તજવીજ કરવી. તથા જે માણસો અજ્ઞાનતાથી એવા નીયમ તથા જાહેરનામા પાળવાને ચુકતા હોય તેમને ચેતવવા તથા જે માણસો તે જાણીબુજીને પાળતા ન હોય તેમને પકડવા એ પોલીસની ફરજ છે.

( કલમ ૪૫ (૧) પોતાના જીલ્લામાંની કોઇ પણ જગાએ મેળા જાતરા અથવા બીજા એવા કોઇ કારણને લીધે ઘણાં લોકોનો જમાવ થયો હોય અથવા જમાવ થવાનો સંભવ હોય તે જગાએ ભારે રોગ થયો છે અથવા સો વસા થશે એમ જીલ્લા માજીસ્ટ્રેટને લાગે ત્યારે સદરહુ રોગ ન થવા દેવા સારૂ અથવા તેનો ફેલાવો અટકાવવા સારૂ પોતાને જરૂરના જણાય તેવા વિષેસ ઉપાયો લેવાને તથા પોતાને જરૂર જણાય તેવા સદરહુ જગાના રહેનાર લોકોએ તથા ત્યાં હાજર હોય તે લોકોને અથવા ત્યાં આવનાર લોકોએ અથવા ત્યાંથી પાછા જનારા લોકોએ પાળવાના નીયમો જાહેરનામુ પ્રસિદ્ધ કરીને ઠરાવવાને તે મુખત્યાર છે (૨) કમીશનરના હુકમને અનુસરીને જીલ્લા માજીસ્ટ્રેટને અથવા જીલ્લા માજીસ્ટ્રેટના હુકમથી કલેકટરને જમાવની જગોએ તથા તેની આસપાસ આરોગ્ય રક્ષણ બાબતની ગોઠવણ કર-વાનો તથા ત્યાં બંદોબસ્ત રાખવાને ખરચ અદા કરવા સારૂ બસ થાય એવી વ્યાજબી ફી પેટા કલમ ૧ ના ઠરાવોની અંદર આવનારા સખ-સોની ઉપર આકારીને વસુલ કરવાની છુટ છે ( ૩ ) જમાવની જગા એકાદી મ્યુનીસીપાલીટીની હદમાં હોય ત્યારે ઉપર કહેલા કારણ સારૂ જરૂર હોય તેટલી રકમ સદરહુ મ્યુનીસીપાલીટી પાસેથી વસુલ કરવાનો અધિકાર છે. (વિરૂદ્ધ વર્તન કરનારને કલમ ૬૯ પ્રમાણે સીક્ષા થાય છે)

કલમ ૪૬-કોઇપણ જીલ્લા માજીસ્ટ્રેટને અથવા પેટા ટુકડીના

કોઈ પણ માજીસ્ટ્રેટને જ્યારે જ્યારે એમ દેખાય કે તે જાત્રામાં કોઇપણ જાતના લોકોની ટોળી અથવા મંડળીના આવજાવથી અથવા ત્યાં રહેવાથી ભય ઉત્પન્ન થયો છે અથવા ઉત્પન્ન થવાનો સંભવ છે અથવા સદરહુ ટોળીએ અથવા મંડળીએ અથવા તેના આસામીઓએ ગેરકાયદેસર બદ ઇરાદો કર્યો છે એવી ધાસ્તી અથવા વાસ્તવીક શક ઉત્પન્ન થયો છે અથવા ઉત્પન્ન થવાનો સંભવ છે.ત્યારે સદરહુ ટોળીના અથવા મંડળીના આસામીઓને દગો તથા ભય ઉત્પન્ન ન થવા દેવા માટે જેમ ચાલવાની જરૂર હોય તેમ ચાલવા બદલ અથવા તે ટોળી અથવા મંડળી વીખરાઇ જઈ ને તેમાંના દરેકે એવો માજીસ્ટ્રેટ ઠરાવે તે રસ્તે થઇને તે ઠરાવે તે જગાએ જવા બદલ સદરહુ ટોળીના અથવા મંડળીના આગેવાન અથવા મુખ્ય માણસો દેખાતા હોય તેમના નામનું જાહેરનામું ઢોલ વગાડીને અથવા પોંતાને યોગ્ય લાગે તેમ બીજી રીતે પ્રસિદ્ધ કરીને હુકમ કરવાનો તે માજીસ્ટ્રેટને અખત્યાર છે. ( વિરૂધ્ધ વર્તન કરનારને કલમ ૭૦ પ્રમાણે સીક્ષા થાય છે.)

૫૬–ઢોરોના અતીક્રમણ બાબતના આકટના ઠરાવો લાગુ પડતા હોય એવું જે કોઇ પણ જનાવર કોઈ રસ્તામાં રખડતું માલમ પડે તેને પોતાના તાબામાં લઇને છેક નજીકના ડબામાં લઈ જવાનો અથવા મોકલવાનો પોલીસ અમલદારને અધીકાર છે અને પછી તે જનાવરનાં ધણીને તથા હીત સંબંધવાળા બીજા માણસોને સદરહુ આકટના ઠરાવો લાગુ પડશે. (જુઓ ડબા આકટ.)

૫૭–પોતાને જડી આવેલી અથવા પોતાને સ્વાધીન કરવામા આવેલી સઘળી દાવો ન કરેલી મીલકત પોલીસે પોતાના તાબામાં થોડા વખત સુધી લેવી અને તે મીલકત જે શહેરમાં અથવા ગામડામાંથી જડી આવી હોય તે શહેરમા અથવા ગામડામાં જો કોઇ પોલીસ પટેલ હોય તો તેને તે સઘળી મીલકત આપી તે બદલ તેની પોહોચ લેવી. અને તે પોલીસ પટેલે જે માજીસ્ટ્રેટના તાબાનો પોતે નોકર હોય તે માજીસ્ટ્રેટ

તરફ રીપોર્ટ કરવો ને તે ફરમાવેથી તે મોકલવી આવા કોઇપણુ પ્રસંગે એવા શહેરમા અથવા ગામડામા પોલીસ પટેલ ન હોય તો આ અર્થે તે જીલ્લાનો માજીસ્ટ્રેટ વખતે વખતે જે માજીસ્ત્રેટની નીમણુંક કરે તે માજીસ્ટ્રેટ તરફ સદરહુ પોલીસે તાબડતોબ રીપોર્ટ કરવો અને ત્યારપછી તે માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે તેણે ચાલવું.

(જુઓ વીલેજ પોલીસ આક્ટની કલમ ૧૯ મી.)

૬૦–કોન્સ્ટેબલના દરજાથી ચઢતા દરજાનો કોઈ પોલીસ અમલદાર પોતાના હાથ હેઠળના કોઇપણુ અમલદારને કાયદાથી અથવા કાયદેસર હુકમથી સોપેલી કોઇપણુ ફરજ પોતે જાતે બજાવવાને મુખત્યાર છે અને એવા હાથ હેઠળના અમલદાર ઉપર કાંઇ ફરજ નાખી હોય તે પ્રસંગે, કાયદાનો વધારે પુર્ણ રીતે અથવા વધારે સોઇથી અમલ ચાલે અથવા કાયદાનો ભંગ ન થાય તે માટે તે હાથ હેઠળના અમલદારના કામમાં મદદ કરવાને જાસ્તી તજવીજ કરવાને, તે રદ કરવાને અથવા અટકાવવાને જરૂર અથવા યોગ્ય દેખાય ત્યારે કોઈ ઉપરી અમલદાર પોતાની જાતે અથવા પોતાના હુકમ અથવા અધિકારની રૂએ કાયદેસર રીતે કામ કરનારા કોઇપણુ સખસની મારફત તેમ કરવાને મુખત્યાર છે,

૬૩–જે કોઇપણુ પોલીસ અમલદાર (અ) કાયદેસર અધિકાર વગર અથવા વાસ્તવીક કારણુ સીવાય કોઇપણુ ઇમારતમા. વહાણુમાં, તંબુમા અથવા જગામા, પેસસે અથવા કોઇને પેસાડસે તથા તેનો ઝાડો લેવડાવસે અથવા (બ) કોઇપણુ માણુસની મીલકત ત્રાસદાયકરીતે તથા વીના કારણે પકડશે અથવા (ક) કોઇપણુ માણુસને ત્રાસદાયક રીતે અથવા વીના કારણે અટકાવી રાખસે તેનો તેવી રીતે ઝાડો લેશે અથવા તેને તેવી રીતે પકડશે અથવા (ડ) પોતાના હવાલામાં હોય એવા કોઇપણુ માણુસની જાત ઉપર કાંઇપણુ ગેરવ્યાજબી જુલમ કરસે અથવા (ઇ) કાયદામા ઠરાવી ન હોય એવી કાંઇપણુ ધાસ્તી અથવા વચન કોઇપણુ તોહમતવાળા માણુસને આપસે. તેને એવા પ્રત્યેક ગુન્હા બદલ વધતામાં વધતી બે મહી

નાની મુદત સુધીની કેદની અથવા પાંચશે રૂપીયા સુધીના દંડની અથવા એ બનેની શીક્ષા થશે (જુંઓ ક્રી. પ્રો. કોડ કલમ ૧૬૩ મી)

૬૪-જે કોઇપણ પોલીસ અમલદાર પકડેલા કોઇપણ સખસને જે માજીસ્ટ્રેટ પાસે અથવા બીજા જે કોઇ પણ અધિકારી પાસે મોકલવાને તે કાયદેસર રીતે બંધાયલો હોય તે માજીસ્ટ્રેટ અથવા અધિકારી પાસે મોકલવાને ત્રાસદાયક રીતે તથા વીના કારણે વાર લગાડશે તેને બસો રૂપીયા સુધીના દંડની શીક્ષા થશે.

(તોહમતદાર કોન્સ્ટેબલના દરજાથી ઉપરના દરજાનો પોલીસ અમલદાર હોય ત્યારે આ આકટ વિરૂદ્ધના ગુન્હા બીજા વર્ગથી ઉતરતા દરજાનો માજીસ્ટ્રેટ સાંભળી શકશે નહી. ક. ૭૨)

૭૩-કલમ ૬૧. ૬૨. ૬૫. ૬૭. ૬૮. ૬૯. ૭૦ મી કલમ મુજબ શીક્ષા કરવા લાયક ગુન્હાથી ભારે નુકશાન થયુ ન હોય અથવા તાકીદ આપ્યા પછી તે એકદમ બંધ પડી ગયો હોય ત્યારે તેવા ગુન્હા માટે ફરીઆદ માંડવાને પોલીસ બંધાયલી છે એમ સમજવું નહી માત્ર સરકારે અથવા જીલ્લા માજીસ્ટ્રેટે કાનુન અથવા હુકમ કરીને ઠરાવેલી બાબતમાં સદરહુ ઠરાવ લાગુ પડશે નહીં.

---

## બાબ ૭ મો—પરચુરણ.

૮૦-(૧) જે કોઇ પણ કમીસનર માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર આ આકટના અથવા આકટની રૂએ કાયદેસર રીતે કરેલી કોઇ પણ કાનુન અથવા આપેલા કોઇપણ હુકમ અથવા સુચનાના કોઇપણ ઠરાવથી પોતાના ઉપર નાંખવામાં આવેલી કોઇપણ ફરજને અથવા સોપવામા આવેલા કોઇપણ અધિકારને અનુસરીને અથવા અનુસરે છે એમ ધારીને શુદ્ધ બુદ્ધિથી જે કાંઇપણ કૃત્ય કરે તેને લીધે તે કાંઇપણ શિક્ષાને અથવા નુકસાની આપવાને પાત્ર થશે નહી.

(૨)યોગ્ય રીતે નીમાયલો અથવા અધિકાર મળેલો જે કોઇપણ સરકારી નોકર અથવા કોઇ શખશ સદરહુ પ્રકારનો જે કોઇપણ હુકમ અથવા સુચના સરકારે અથવા આ અર્થે આ આકટની રૂએ અથવા આ આકટના કોઇપણ ઠરાવ મુજબ કરેલી કોઇપણ કાનુનની રૂએ સતા મળેલા કોઇ સખસે પોતાને અધિકાર છે એમ સમજીને કરી હશે તે હુકમ અથવા સુચના શુધ્ધ બુદ્ધિથી અમલમા લાવસે તે માટે ઉપર કહ્યા પ્રમાણે પાત્ર થશે નહી.

(૩) ઉપર કહેલા પ્રકારની કોઇપણ ફરજ અથવા અધિકારને નીમીતે અથવા તેની હદની બહાર કાંઇપણ કૃત્ય કરીને અમુક માજીસ્ટ્રેટે પોલીસ અમલદારે અથવા બીજા કોઈ સખસે ગુન્હો કર્યો છે અથવા ગેરવ્યાજબી કાંમ કર્યું છે એમ કહેવામાં આવે તે પ્રસંગે અથવા જ્યારે એવો ગુન્હો અથવા ગેરવ્યાજબી કામ જો કરવામા આવ્યું હોય તો સદરહુ પ્રકારનુ છે એમ કોર્ટને લાગે તે પ્રસગે ફોજદારીમાં અથવા દીવાનીમાં કરવાની ફરીઆદ જે કૃત્ય બદલ તકરાર હોય તે કૃત્ય થવાની તારીખથી ૭ મહીના વીત્યાં પછી માંડી હોય તો તે દાખલ કરવી નહીં. અથવા કાઢી નાંખવી.

(૪) ઉપર કહેલા પ્રકારના ગેરવ્યાજબી કામને લીધે દાવો માંડવાનો ઇરાદો હોય ત્યારે જે સખસનો દાવો માંડવાનો ઇરાદો હોય તે સખસ જે ગેરવાજબી કામ માટે ફરીઆદ કરતો હોય તેની પુરતી વીગત સહીત ધારેલા દાવાની નીદાન એક મહીનાની નોટીસ તેણે કહેવાતા ગેરવાજબી કામ કરનારને આપવી જોઇએ નહીંતો એવો દાવો કાઢી નાંખવામાં આવશે.

(૫) ફરીઆદ અરજીમાં લખવું જોઇએ કે પ્રતિવાદી ઉપર સદરહુ પ્રકારની નોટીસ બજાવી છે અને તે ફલાણી તારીખે બજાવી છે અને પ્રતિવાદીએ ગેરવાજબી કામનો કાંઇપણ બદલો આપવાનું કહ્યું હતું કે નહીં અને હોય તો કેટલો બદલો આપવાનું કહ્યું છે તે પણ તેમાં જણાવવું જોઇએ સદરહુ નોટીસની એક નકલ ફરીઆદ અરજી સાથે જોડવી

જોઇએ અને વાદીએ તે નોટીશ કયારે અને કેવી રીતે બજાવી હતી તે વિષેનો એકરાર સદરહુ નોટીશ ઉપર લખવો અથવા તેની સાથે જોડવો જોઇએ.

## વીલેજ પોલીસ આકટ.

૧–પોલીસનો "ડીસ્ટ્રીકટ સુપ્રીન્ટેન્ડન્ટ" તથા "પોલીસનો આસીસ્ટંટ સુપ્રીન્ટેન્ડન્ટ" તથા "પોલીસ અમલદાર" તથા જીલ્લાની પોલીસ એ શબ્દો આ આકટમાં જ્યાં લખ્યા છે ત્યાં તે શબ્દો ઉપરથી "સન ૧૮૬૭ ( તથા ૧૮૯૦ ના ) મુંબઇના ડીસ્ટ્રીકટ પોલીસ એકટ" પ્રમાણે નીમેલા તે અમલદારો સમજવા.

૬–પોલીસ પટેલ ઉપર જીલ્લાના માજીસ્ટ્રેટની હકુમત ચાલે છે તે શિવાય વળી જે માજીસ્ટ્રેટની હકુમતની હદની અંદર તેનું ગામ હોય તે માજીસ્ટ્રેટના હુકમ પ્રમાણે તેણે કામ કરવું અને તે માજીસ્ટ્રેટ જે પત્રકો અથવા ખબર માગે તે તેને તેણે આપવી અને ગુન્હા બાબત તથા ગામની પોલીસને લગતા સધળા કામ બાબત અને પોતાના ગામના લોકોની આરોગ્યતા તથા તેઓની સામાન્ય સ્થીતી કેવી છે તે બાબત હંમેશા ખબર આપ્યા કરવી. પોલીસ અમલદારો પોતાના કામ સારૂ મદદ માગે તો પોલીસ પટેલે જેટલી થાય તેટલી મદદ તેઓને કરવી માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર પોલીસ પટેલની ઉપર જે હુકમ તથા વારંટ મોકલે તે હુકમ તથા વારંટ તાબડતોબ માથે ચડાવીને અમલમા લાવવા અને સુલેહ બાબત ખબર કહાડીને ડીસ્ટ્રીકટ પોલીસને જાહેર કરવી. અને પોતાના ગામની હદમાં ગુન્હા તથા લોકોપકારક કૃત્ય થતાં અટકાવવાનો બંદોબસ્ત રાખવો અને ગુન્હેગારોને પકડીને તેઓનો ઇનસાફ થવા સારૂ તેઓને મોકલવા.

૭–ગામના ચાકરનુ ધણુ કરીને ગમે તે કામ હોય તોપણ તે સરવેની પાસે પોતાના કામમાં મદદ માગવાનો પોલીસ પટેલને અધીકાર છે અને પોલીસ પટેલને સધળા પત્રકો તથા પ્રોશીડીંગ

લખીને તૈયાર કરી આપવાનું કામ ગામના વંશપરંપરાના અથવા નીમણુંકી તલાટીનુ છે એવું સમજવું.

૯-ચોરી નહીં થાય તથા સુલેહનો ભંગ નહી થાય તથા સઘળા લોકોને તથા ગામના લોકોને ઈજા થાય તેવા કામો નહી થાય તેવો બને તેટલો બંદોબસ્ત રાખવા સારૂ ગામના ચાકર લોકોની વ્યવસ્થા પોલીસ પટેલે કરવી અને તે ચાકર લોકોમાંથી કોઈ માણુસ ગેર રીતે ચાલે અથવા ગફલત કરે તો તે સઘળી વાત પોલીસ પટેલ જે માજીસ્ટ્રેટના પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ટ્રેટને તેણે જાહેર કરવી.

૧૦-ગામની હદમાં ગુન્હો કરીને ગુન્હેગાર નાશી ગયો હોય અથવા માલમ પડતો નહીં હોય તો પોલીસ પટેલે પોતાનું ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણાના અમલદારને તાબડતોબ ખબર મોકલવી અને પોતાની જાતે ચોકસી કરવા માંડવી અને તે બાબત જે પુરાવો મળે તે લઇને સદરહુ અમલદારની પાસે તેણે મોકલવો.

૧૧-(૧) ગામની હદમાં કોઇ માણુસ કમોતે અથવા અકસ્માત મરણુ પામે અથવા કોઈનું મુડદું જડે તો પોલીસ પટેલે તે ગામના અથવા આસપાસના બે અથવા વધત્તા હુંશીયાર માણુસોને પંચાતનામું કરવા તાબડતોબ બોલાવીને એકઠા કરવા પછી તે માણુસે એ મરણુના કારણુની તથા તેને લગતી સઘળી હકીકતની ચોકસી કરીને લખેલો રીપોર્ટ કરવો. તે રીપોર્ટ પોલીસ પટેલે તે ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને તુરત પહોંચતો કરવો.

(૨) પોલીસ પટેલ કોઈ માણુસને સદરહુ પ્રકારની પંચાતમાં બેસવાનું કહે તે માણુસ વાજબી કારણુ વગર પંચાતમાં બેસવાની ના કહેશે અથવા ગફલત કરશે તો તે ગુન્હો તેની ઉપર માજીસ્ટ્રેટની આગળ સાબીત થયા પછી તે ઘણામાં ઘણા પચાસ રૂપીયા સુધીના દંડને અથવા દંડ નહી આપશે તો એક મહીના સુધી કેદની સજાને લાયક થશે.

(૩) કાયદા વિરૂધ્ધ રીતે મરણ થયું છે એવું પંચાતનામાની હકીકત ઉપરથી જણાય તો પોતાનું ગામ જે ડીસ્ટ્રીક્ટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને પોલીસ પટેલે તાબડતોબ સુચના કરવી અને મોકલતાં રસ્તામાં મુડદું કોહી જવાની ધાસ્તી નહી હોય તો પાસેના સીવીલ સરજનની પાસે એવે પ્રસંગે મુડદાં તપાસવાને વઇદ ખાતાના જે અમલદારને સરકારે નીમ્યો હોય તેની પાસે મુડદુ તરત મોકલી દેવું. પછી તે સીવીલ સરજ્યને અથવા વઇદક ખાતાના બીજા અમલદારે મરણનું કારણ સોધી કહાડવાનો પ્રયત્ન કરવો. મુડદુ મોકલસું તો કોહી જશે અને તેની તપાસ કરવાથી કાંઇ ફાયદો થશે નહી અને ઉલટો ધોકો પોહોંચશે એવા સબબથી પોલીસ પટેલથી મુડદું મોકલી શકાતું ન હોય ત્યારે જે ડીસ્ટ્રીક્ટ પોલીસ થાણાની હદમાં તેનું ગામ હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે અમલદાર અને તેણે પોતાના તાબા માંહેના અમલદારોમાંથી કોઈ અમલદારને મોકલ્યો હોય તે અમલદાર અથવા માજીસ્ટ્રેટ મુડદુ બાળવાનો અથવા દાટવાનો હુકમ આપે ત્યાં સુધી પોલીસ પટેલે તે મુડદુ બાળવાની અથવા દાટવાની રજા આપવી નહી (જુઓ ક્રી-પ્રો-કો-ક. ૧૭૪–૧૭૫–૧૭૬).

**૧૨**–(૧) પોતાના ગામના ફલાણા માણસે મોટો ગુન્હો કર્યો છે એવું માનવાને સબબ હોય તો તેને પોલીશ પટેલે પકડવો અને પુરાવાના કામમાં આવે તેવી જે જણસો સુદ્ધાં તે માણસને પોતાનું ગામ જે પોલીશ થાણાની હદમાં હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે પોલીસ અમલદારની પાસે મોકલવો.

(૨) ઉપર કહ્યા પ્રમાણે પકડેલા માણસને ૨૪ કલાકની અંદર જે ડીસ્ટ્રીક્ટ પોલીસ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણામાં મોકલવો.

**૧૩**–(૧) જે મુકદમામાં શીક્ષા કરવાનો પોતાનો અધિકાર નહીં હોય તે મુકદમાની પોતાના કામના સબબથી પોલીસ પટેલને ચોકશી

કરવી પડે તે કરતી વખતે સાહેદીને બોલાવીને તેઓને પુછવાનો તથા તેઓની પાસે સત્ય સ્મરણ પુર્વક પ્રતિજ્ઞા કરાવીને તેઓની જુબાની લેવાનો અધિકાર અને સંતાડેલી જણસોને માટે ઝાડો લેવાનો અધિકાર પોલીશ પટેલને છે પણ રહેવાના ઘરનો ઝાડો ઘણીજ અગત્ય નહીં હોય તો પોલીશ પટેલે સુરજ આથમે ત્યારથી તે સુરજ ઉગે ત્યાં સુધી લેવો નહીં.

(૨) ઝાડો લેવા સારૂ તથા ફલાણું માણુસ ગુન્હેગાર છે એવું લાગતું હોય તે માણુસનો પીછો લેવા સારૂ બીજા ગામની હદમાં જઇને કામ કરવાનો પણ અધિકાર પોલીસ પટેલને છે પણ તે બાબત તેણે તે ગામના પોલીસ પટેલને તાબડતોબ ખબર કરવી અને તે ગામના પટેલે થાય તેટલી તેને મદદ કરવી અને ઝાડો લેવાનું અથવા પાછળ દોડવાનું કામ ચલાવવાનો જોખમ તે બીજા ગામના પટેલને માથે છે.

**૧૪**–પોતાના ગામની હદમાં હલકી મારામારી અથવા ગાળાગાળી કરવાનું કોઇ માણુસ ઉપર તોહમત આવ્યું હોય તો તેનો ઇનસાફ કરવાનો અને ગુન્હો સાબીત થાય તો તેને ઘણામાં ઘણા ૨૪ કલાક સુધી ગામના ચોરે કેદ રાખવાનો પોલીસ પટેલને અખત્યાર છે પણ ગુન્હો થયા પછી આઠ દહાડામાં ફરીઆદ થવી જોઇએ.

**૧૫**–(૧) જે ગામના તમે પોલીસ પટેલ છો તે ગામની હદમાં હેઠળ લખેલા ગુન્હામાંથી હરકોઇ ગુન્હાનું એટલે ચોરીના માલની આંકેલી કીંમત બે રૂપીયા ઉપર નહીં હોય તેવી હલકી ચોરીનું અથવા અપક્રિયાથી થએલું નુકશાન બે રૂપીયા કરતાં વત્તા રૂપીયાનું નહીં હોય એવી અપક્રિયા કીધાનું અથવા તમે પોતાની જાતે કાયદેસર હુકમ આપ્યો હોય તે હુકમને હરકત કરવાનું અથવા તે હુકમ માનવાની ના કહેવાનું તોહમત કોઇ માણુસ ઉપર આવે તો તેનો ઇનશાફ તમોએ કરવો એવી સનંદ પોલીસ પટેલનું કામ કરનારા માણુસને આપવાનો અધીકાર જીલ્લા માજીસ્ટ્રેટ છે.

(૨) અને ઉપર કહેલા કામોમાંનું હરકોઈ કામ કરવાની સાખીતી પોતાની આગળ જે માણુસ ઉપર થશે તેને પાંચ રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા ઘણામાં ઘણી અડતાળીશ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો અધીકાર સદરહુ પ્રમાણે જે પોલીસ પટેલને અખત્યાર મળ્યો હોય તે પટેલને છે. કાયદેસર હુકમને હરકત કરી હોય અથવા તે પ્રમાણે ચાલવાની ના કહી હોય તે પ્રસંગે દંડ નહી આપે તોજ કેદ કરવો.

**૧૬**–પોલીસ પટેલને ૧૫મી કલમની ૧લી રકમ પ્રમાણે અખત્યાર આપવામાં આવશે ત્યારે અને જ્યાં સુધી તેને તે અખત્યાર હશે ત્યાં સુધી તેને હેઠળ લખેલો અધીકાર પણ છે એમ સમજવું એટલે હેઠળ લખેલું હરકોઈ લોકોપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કોઇ માણુસ કરશે તો તેને એક રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા દંડ નહી આપશે તો ગામને ચોરે ઘણામાં ઘણા બાર કલાક સુધી કેદ રાખવાનો અધીકાર અને સદરહું લોકોપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કરવાનું જારી રાખવાની અથવા ફરી કરવાની મના કરવાનો પોલીસ પટેલને અધીકાર છે એમ સમજવું.

(૧) કોઇ માણુસ કોઇ જનાવરને મનમાં આવે તેમ અવિચારથી અથવા નીર્દયપણે બગડશે અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેની ઉપર જુલમ કરશે તે.

(૨) સાર્વજનીક કુવો અથવા તળાવ અથવા હવાડો જે કામસર નીમ્યો હોય તે કામમાં ઓછો ઉપયોગી પડે એવી રીતે તેમાં કોઇ માણુસ નહાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે અથવા કરાવશે તે.

(૩) કોઈ માણુસ મનાઈ કરેલી જગ્યાએ કચરો અથવા ગોબર કે પુંજો મુકશે તે.

(૪) કોઇ માણસ હરકોઇ સાર્વજનીક રસ્તામાં અથવા મહોલ્લામા અથવા માર્ગમાં અથવા રાહદારીની જગાએ ઝાડો પેશાબ કરીને ગંદકી કરશે અથવા દારૂ વીગેરે પીને તોફાન અથવા મસ્તી કરશે અથવા પોતાનાથી પોતાની સંભાળ નહી થાય એવો થઇ જશે તે.

(૫)–પાસે રહેનારાઓને તથા આવનાર જનાર લોકોને કંટાળો આવે તે રીતે ટાંકીમા અથવા ઉકરડામાં અથવા તેવાજ બીજા કસામાં કોઇ માણસ ગોજો પદાર્થ પાકા કારણ વગર જાણી જોઇને એકઠો થવા દેશે અથવા કોઇ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલા-માંથી અથવા સંડાસમાંથી અથવા બીજા તેવા કસામાંથી લોકોને આવવા જવાની જગોએ ગોજો પદાર્થ પાકા કારણ વગર જાણી જોઇને રહેવા દેશે અથવા જે તળાવ અથવા હોજ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં ચોમાસામાં જે વહેળામાંથી પાણી આવતું હોય તે વહેળામાં મુવેલું જનાવર નાખ્યાથી લોકોને ઉપદ્રવ થાય તે જગોએ નાખશે તે

૧૭–આ આકટની ૧૪મી ૧૫મી અને ૧૬મી કલમ પ્રમાણે કામ ચલાવવું હોય તે પક્ષકારોના દેખતા મોહેડે ચલાવવું ગુન્હો સાબીત થવાનુ દફતરમા લખ્યા પહેલા ગમે તે વખતે ફરીઆદ કાઢી નાખવાનો અધિકાર ફરીઆદ કરનારને છે પક્ષકારોના નામો તથા પોતાનો અભિપ્રાય તથા શીક્ષાનો ઠરાવ અથવા હુકમ અથવા ફરીઆદ કહાડી નાંખવાની વાત તથા કામ ચલાવવાની તારીખ પોલીસ પટેલે દફતરમાં લખવી અને જીલ્લાનો માજી-સ્ત્રેટ ફરમાવે તે નમુના પ્રમાણે તથા તે રસ્તે તથા તે વખતે તે દફતર (પોલીશ) પટેલ જે માજીસ્ત્રેટના પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ત્રેટને તેણે મોકલવું.

૧૮–પોતાના ગામમાં જે બેવારસી માલ જડયો હોય તે સઘળો માલ અથવા સન ૧૮૬૭ના મુંબઇના ડીસ્ટ્રીકટ પોલીસ એકટના ઠરાવ પ્રમાણે પોતાને જે માલ આપ્યો હોય તે સઘળો માલ પોલીસ પટેલે પોતાને સ્વાધીન રાખવો અને પોલીસ પટેલ જે માજીસ્ત્રેટના તાબામાં હોય

તે માજીસ્ત્રેટને તેણે રીપોર્ટ કરવો અને સદરહુ માજીસ્ત્રેટ હુકમ કરે તે પ્રમાણે કરવું પણ " ઢોરોના અતિક્રમણ બાબત " સને ૧૮૭૫નો ત્રીજો આક્ટ છે તેમાં કહેલા પ્રકારનો તે માલ હોય તો તે આકટમાં કહ્યા પ્રમાણે પોલીસ પટેલે ચલાવવું.

(જુંઓ ડીસ્ટ્રીકટ પોલીસ એકટ કલમ ૫૭મી)

**૨૧**—પોલીસ પટેલ જરૂરીના કામને લીધે ગામમાંથી ગેરહાજર હોય તે સબબથી અથવા એકાએક માંદો પડયાથી અથવા બીજા કાંઈ સબબથી તેનાથી પોતાનું કામ નહીં થાય ત્યારે તેણે પોતાનું કામ પોતાનો કોઇ કુટુંબી લાયક હોય તેને સોંપવું અથવા કોઇ કુટુંબી લાયક નહીં હોય તો બીજા કોઇ લાયક માણસને સોંપવું અને પોતે જે માજીસ્ત્રેટના પ્રત્યક્ષ તાબામાં હોય તે માજીસ્ત્રેટને તે બાબત તાબડતોબ રીપોર્ટ કરવો અને જે માણસને કામ સોપ્યું હોય તે માણસે પોલીસ પટેલનું કામ કરવું નહીં એવો માજીસ્ત્રેટને ત્યાંથી હુકમ આવે ત્યાં સુધી તેણે ગુન્હેગારનો ઇનસાફ કરી શિક્ષા કરવાના કામ સીવાય પોલીસ પટેલનું સઘળું કામ કરવું.

**૨૨**—આ આકટમાં "ડીસ્ટ્રીકટ પોલીસ થાણું " આ શબ્દો લખ્યા છે તેમાં જે પોલીસ અમલદારને સ્વાધીન થાણું હોય તે પોલીસ અમલદારના મુલકની હદમાંના ગામનો અથવા જગાનો સમાસ થાય છે એમ સમજવું.

---

## કબા એકટ (ઢોરોના અતીક્રમણ બાબતનો એકટ)

૧—આ આકટ ઇલાકાના મુખ્ય શહેરો સિવાય તથા સ્થાનીક સરકાર સરકારી ગેઝીટમા જાહેરનામું પ્રસિદ્ધ કરીને જે સ્થાનીક પ્રદેસને તે લાગુ નથી એમ વખતો વખત ઠરાવે તે પ્રદેસ સિવાય આખા બ્રીટીશ ઇન્ડીયાને લાગુ છે.

૬–આ આકટમા "પોલીસ, અમલદાર" આ શબ્દ લખ્યા છે તેમાં ગામના રખેવાળનો સમાવેસ થાય છે "ઢોરો" આ શબ્દ લખ્યા છે તેમાં હાથીઓનો તથા ઉંટોનો તથા ભેંસોનો તથા ઘોડાઓનો તથા ઘોડીઓનો તથા ખાંસી કરેલા ઘોડાઓનો તથા ટટુઓનો, તથા વછેરાઓનો તથા વછેરીઓનો તથા ખચરોનો તથા ગધેડાંઓનો તથા ડુકરોનો, ઘેટાંઓનો તથા મેંઢાઓનો મેઢીઓનો તથા ઘેટાંનાં બચ્ચાંઓનો તથા બકરાંઓનો તથા બકરીનાં બચ્ચાંઓનો સમાસ થાય છે એવુ સમજવું.

૬–ડીસ્ટ્રીકટના માજીસ્ટ્રેટે દરેક ડબા સારૂ ડબાવાળો નીમવો. પણ એવું ઠરાવ્યું છે કે મદ્રાસ ઇલાકામાં ગામના મુખીઓને અને મુંબઇ ઇલાકામાં પોલીસ પટેલોએ અથવા જ્યાં પોલીસ પટેલ નહીં હોય ત્યાંના ગામના મુખીએ પોતાના હુદ્દાના સબબથી ગામના ડબાવાળાનું કામ કરવું. માજીસ્ટ્રેટે જેને ડબાવાળો નીમ્યો હોય તે દરેક જણને કામ ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

હરકોઇ ડબાવાળાને સરકારના તાબામાં બીજી હરકોઈ ચાકરી કરવાનો અધિકાર છે, દરેક ડબાવાળો હીંદુસ્તાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે સરકારી નોકર છે એમ સમજવું.

૭–સ્થાનીક સરકાર વખતે વખતે ફરમાવે તેવા રજીષ્ટરો (એટલે નોંધો) રાખવા. અને પત્રકો મોકલવા.

૮–જ્યારે ઢોરો ડબામાં આણે ત્યારે ડબાવાળાએ પોતાના રજીષ્ટરમા હેઠળ લખેલો મજકુર દાખલ કરવો એટલે.

(અ) જનાવરની સંખ્યા, તથા વર્ણન (બ) તેઓને સદરહુ પ્રમાણે આણ્યાની તારીખ તથા વખત (ક) પકડી લાવનારનું નામ તથા રહેવાનું ઠેકાણું અને (ડ) માલમ હોય તો ધણીનું નામ તથા રહેવાનું ઠેકાણું. એવી વીગતે મજકુર દાખલ કરવો; અને રજીષ્ટરમા દાખલ કરેલા મજકુરની નકલ પકડનારને અથવા મુખત્યારને આપવી.

૯–ડબાવાળાએ ઢોર પોતાને સ્વાધીન લેઇને આ આકટમાં આગળ કહ્યું છે તે પ્રમાણે તેઓની વ્યવસ્થા થાય ત્યાં સુધી તેમને ઘાસ પુળેવીગેરે નાંખવો અને પાણી પાવું.

૧૦–હરકોઇ જમીન ખેડનારો અથવા તેનો વહીવટ કરનારો અથવા હરકોઇ જમીનના પાકનું અથવા ઉપજનું વાવેતર કરવા સારૂ જે માણસે નાણું ધીર્યું હોય તે માણસ અથવા સદરહુ પાક અથવા ઉપજ અથવા તેનો હરકોઈ ભાગ વેચાતો લેનારો અથવા ઘરેણે રાખનારો સદરહુ પ્રકારની જમીન ઉપર અતીક્રમણ કરીને તે જમીનનો અથવા તે પાકનો અથવા ઉપજનો બીગાડો કરનારાં ઢોરને પકડવાને અથવા પકડાવવાને અને જે ગામની તે જમીન હોય તે ગામને સારૂ કરેલા ડબામાં તે ઢોરોને ૨૪ કલાકની અંદર મોકલવાને અથવા મોકલાવવાને મુખત્યાર છે ઢોરોને સદરહુ પ્રમાણે પકડવાની (અ) હરકત નહી થવા બાબત અને ઢોરોને સદરહુ પ્રમાણે પકડનારા માણસો પાસેથી ઢોરો (બ) નહી છોડાવવા બાબત મદદ માગે તો પોલીસના સઘળા અમલદારોએ મદદ કરવી.

૧૧–સાર્વજનીક રસ્તા તથા રમવાની જગા તથા વાડીઓ તથા નહેરો તથા મોરીના કામો તથા બાંધો અને તેવાંજ બીજા કામો જે માણસોને સ્વાધીન હોય તે માણસોને તથા પોલીસ અમલદારોને સદરહુ રસ્તા તથા જગા તથા વાડીઓ તથા નહેરો તથા મોરીના કામો તથા બાંધો અને તેવાંજ બીજા કામો અથવા સદરહુ રસ્તાના, અથવા નહેરની અથવા મોરીના કામની અથવા બાંધની બાજુ અથવા બાજુના ઢોળાવ બગાડનારા ઢોરોને અથવા તે ઉપર અતીક્રમણ કરનારા ઢોરોને પકડવાનો અથવા પકડાવવાનો અધિકાર છે તે ઢોરોને ૨૪ કલાકની અંદર છેક પાસેના ડબામાં તેઓએ મોકલવા જોઇએ અથવા મોકલાવવા જોઇએ. (જુઓ ડીસ્ટ્રીકટ પોલીસ એકટ કલમ ૫૬ મી).

૧૨–હાલ નીચે લખ્યા પ્રમાણે દંડ લેવાનો ઠરાવ છે. હાથી–ચાર રૂપીઆ; ઉંટ અથવા ભેંસ–એક રૂપીઓ; ઘોડો અથવા ઘોડી અથવા

ખાસી કરેલો ઘોડો અથવા ટટુ અથવા વછેરો અથવા વછેરી અથવા ખચર અથવા બળદ અથવા ગોધો અથવા સાંઢ અથવા ગાય અથવા કલોડી—આઠ આના; વાછરડો અથવા વાછરડી અથવા ગધેડુ અથવા ડુકર—ચાર આના; ઘેટો અથવા મેંઢી અથવા મેંઢો અથવા ઘેટાનું બચ્ચું અથવા બકરૂં અથવા બકરીનું બચ્ચું—બે આના.

સદરહુ પ્રમાણે જે દંડ લીધો હોય તે સઘળો દંડ સરકાર સ્થાનીક વખતે વખતે ફરમાવે તે અમલદારની માર્ફતે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટની પાસે મોકલવો. દંડની અને ઢોરને ચારપુંજો નીરવાના તથા પાણી પાવાના ખરચના દરની યાદી દરેક ડબા ઉપર અથવા ડબા પાસે લોકોની નજરે સહેજ પડે તેવે ઠેકાણે મારવી.

૧૩—ડબામાં ઘાલેલા ઢોરનો ઘણી અથવા તેઓનો મુખત્યાર હાજર થઇને ઢોર વીશે દાવો કરે અને તે ઢોર બાબતનો દંડ તથા થએલો ખરચ આપે એટલે ડબાવાળાએ તે ઢોર તેને સ્વાધિન કરવા ઘણીએ અથવા તેના મુખત્યારે ઢોર પાછા લેતી વખતે તે બાબત ડબાવાળાના રજીષ્ટરમાં પોંચ ઉપર સહી કરવી.

૧૪—ઢોર ડબામાં ઘાલ્યાની તારીખથી સાત દીવસની અંદર ઢોર બાબત કોઈ દાવો ન કરે તો ડબાવાળાએ છેક પાસેના પોલીસ થાણાંના અમલદારને તે બાબત રીપોર્ટ કરવો અથવા તે કામ સારૂ ડીસ્ટ્રીકટના માજીસ્ત્રેટે જે બીજો અમલદાર નીમ્યો હોય તેને રીપોર્ટ કરવો.

૧૫—ઘણી અથવા તેનો મુખત્યાર હાજર થશે અને ઢોરો પકડયા તે વાત કાયદા વીરૂદ્ધ છે અને ૨૦મી કલમ પ્રમાણે ઘણી ફરીયાદ કરનાર છે એવા સબબથી દંડ તથા ખરચ આપવાની ના કહેશે તો ઢોરો બાબત થએલો દંડ તથા ખરચ તે અનામત મુકે એટલે ઢોર તેને સ્વાધીન કરવા.

૧૭—ચાર પુંજો કરવાનો તથા પાણી પાવાનો ખર્ચ ૧૬ મી કલમ પ્રમાણે કાપી લીધેલો હોય તે ડબાવાળાને

આપવો. ૧૩ મી કલમ પ્રમાણે સદરહુ પ્રકારના ખરચ બાબત જે રકમો ડબાવાળાને પોહોચે તે સઘળી રકમો તેણે પાસે રાખીને ખરચ કરવો.

૧૯–આ આકટ પ્રમાણે ઢોરનું લીલામ થાય ત્યારે પોલીસ અમલદારે અથવા આ આકટ પ્રમાણે બીજા નીમેલા અમલદારે અથવા ડબાવાળાએ હસ્તે તે ઢોર ખરીદ કરવા નહી.

ડબામાં ઘાલેલું ઢોર છોડી મુકવાનો અથવા સ્વાધીન કરવાનો માજીસ્ત્રેટે અથવા દીવાની કોર્ટે હુકમ કીધો નહી હોય તો ડબાવાળાએ તે ઢોર આ બાબના પહેલા ભાગમાં જે રીત કહી છે તે રીતે શીવાય બીજી રીતે છોડી મુકવું નહી અથવા તે સ્વાધીન કરવું નહી.

૨૭–કોઇ ડબાવાળો ૧૯મી કલમના ઠરાવ વીરૂદ્ધ ઢોર છોડી મુકશે અથવા ખરીદ કરશે અથવા બીજાને સ્વાધીન કરશે અથવા ડબામાં ઘાલેલા ઢોરને જોઇએ તેટલો ચારપુલો નાખશે નહી અને પાણી પાસે નહી અથવા જે કામો કરવાનુ તેને આ આકટમાં કહ્યું છે તેમાંનુ કાંઇ કામ કરવાનુ ચુકસે તો તે બીજી કાંઇ સીક્ષાને લાયક થશે તે સીક્ષા સિવાય વળી તેને માજીસ્ટ્રેની આગળ તેની ઉપર તે ગુન્હો સાબીત થાય તો પચાસ રૂપીયા સુધી દંડ લેવો. ઉપર કહેલો દંડ ડબાવાળાના પગારમાંથી કાપી લેવાનો અધિકાર છે.

## મુંબઇનો જુગાર રમવાની મના કરવા બાબતનો આકટ

૧–આ આકટ મુંબઈ શહેરને, સાષ્ટીના ટાપુને તથા સદરહુ શહેર તથા ટાપુ બહારના રેલ્વે સ્ટેશનના સઘળા ઘરોને તથા સદરહુ પ્રકારના સ્ટેશનના ઘરોના કોઇપણ ભાગમાં ત્રણ માઇલ કરતા વધારે છેટે નહી એવી સઘળી જગાઓને લાગુ છે, અને મુંબઇ ઇલાકામાની કોઇ પણ સ્થાનીક હદને સદરહુ આકટના સઘળા અથવા કોઇપણ ઠરાવો મુંબઇ સરકારી ગેઝીટમાં એકાદો હુકમ પ્રસિદ્ધ કરીને વખતે વખતે લાગુ પાડવાનો ગવરનર ઇનકાઉન્સીલને અખત્યાર છે.

૨-જુગાર રમવો એ સંજ્ઞામા. સટ્ટો કરવો એ શબ્દનો સમાવેશ થાય છે અને "જુગાર રમવાનાં સાધનો" એ સંજ્ઞામા જુગાર રમવાના વિષય અથવા સાહિત્ય તરીકે વપરાતી કોઇપણ વસ્તુનો સમાવેશ થાય છે

૬-મુંબઇ શહેરમા પોલીસ કમીસનરની આગળ અને બીજી જગા એ કોઇપણ ફર્સ્ટ ક્લાસ માજીસ્ત્રેટની આગળ અથવા જીલ્લાના પોલીસ સુપ્રન્ટેન્ડેન્ટની આગળ અથવા જે આસીસ્ટંટ સુપ્રન્ટેન્ડન્ટને આ અર્થ સરકારથી અધીકાર મળ્યો હોય તે આસીસ્ટંટ સુપ્રીનટેન્ડંટની આગળ ફલાણું ઘર અથવા ઓરડી અથવા જગા જુગારના અખાડા સારૂ વાપરવામાં આવે છે એવું માનવાને સબબ છે એ રીતે કસમ ઉપર ફરીઆદ થયા ઉપરથી જે ચોકસી કરવાની જરૂર હોય તે ચોકસી કર્યા પછી તેવો શક આવવાનો વ્યાજબી સબબ છે એવી તે પોલીશ કમીશ્નરની અથવા માજીસ્ત્રેટની અથવા પોલીશ સપ્રીન્ટેન્ડેન્ટની અથવા આશીસ્ટંટ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની ખાત્રી થયા પછી હરકોઈ ઇન્સ્પેકટરને અથવા ચીફકોન્સ્ટેબલથી ઉતરતો દરજ્જો જેનો ન હોય એવા પોલીસના બીજા વડા અમલદારને પોતાની નજરમા આવશે ત્યારે પોતાની સહીનું વિશેષ વારંટ આપીને નીચે લખ્યા પ્રમાણે એટલે (અ) સદરહુ પ્રકારના કોઇપણ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જરૂર પડે તેટલા માણસોની મદદ લઇને રાત્રે અથવા દહાડે અને જરૂર હોય તો જબરદસ્તીથી પેસવાનો અને (બ) ત્યાં જે માણસો મળે તે તે વખતે ખરેખર જુગાર રમતા હોય કે નહીં હોય તોપણ તે સર્વેને કેદ કરીને કોઈ માજીસ્ત્રેટની આગળ લેઇ જવાનો અને (ક) જે જુગાર રમવાના સાધનો તથા પેસા તથા પૈસા બાબતના કારણ તથા કીમતી જણસો ત્યાં જડે અને જેમનો જુગાર રમવા સારૂ ઉપયોગ કર્યો છે એવો અથવા તેવો ઉપયોગ કરવાનો ઇરાદો હતો એવો સંસય લાવવાનું વાજબી કારણ હોય તે સર્વે પકડવાનો અને (ડ) પોતે જે ઘરમા અથવા ઓરડીમા અથવા જગામા સદરહુ પ્રમાણે પેઠો હોય તેમા જુંગાર રમવાના સાધનો સંતાડ્યા છે એવું માનવાનો સબબ હોય ત્યારે તે ઘરના અથવા ઓરડીના અથવા જગાના સઘળા ભાગોનો તથા તેમાં સદરહુ મુજબ

પકડેલા અથવા કેદ કરેલા માણસોનો ઝાડો લેવાનો અને સદરહુ પ્રકારનો ઝાડો લેતા જુગાર રમવાના સાધનો જડે તે સર્વે પકડીને કબજામાં લેવાનો, અખત્યાર આપવાને સદરહુ કમીશનર અથવા માજીસ્ત્રેટ અથવા આસીસ્ટંટ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મુખત્યાર છે.

૭–છેલી કલમના ઠરાવોની રૂએ વારંટ આપ્યું હોય તે ઉપરથી જે કોઈપણ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પ્રવેશ કર્યો હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં અથવા તેમાં જે માણસો પકડાયા હોય તેમાંના કોઈપણ પાસે કુશળતાની રમત વગરની બીજી કોઈપણ રમતમાં વપરાતા હોય તેવાં કોઈપણ પાના અથવા પાસા અથતા જુગાર રમવાનો મેજ અથવા બોડ અથવા પટ અથવા પાટીયું અથવા જુગાર રમવાના બીજા સાધનો જડે ત્યારે માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદાર અથવા તે બંનેમાંના કોઈએ પણ આપેલી સતાની રૂએ વરતનારા કોઈપણ માણસના દેખતા ખરેખાત દાવ ચાલ્યો નહીં હોય તો પણ ઉલટું સાબીત નહીં ત્યાં સુધી થાય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો છે અને તેમાં પકડાએલા માણસો જુગાર રમવા સારૂ હાજર હતા એવો પુરાવો થાય છે એવુ સમજવું.

૯–ગમે તે દાવ રમતાં કોઇ પણ માણસ પકડાય તે પૈસા સારૂ અથવા સરત સારૂ અથવા વળતી સારૂ રમતો હતો એવું સાબીત કરવાની જરૂર નથી.

૧૦–આ આકટ વિરૂદ્ધ જુગાર રમવામાં જે માણસ સામેલ હોય તેની જુબાની સદરહુ પ્રમાણે જુગાર રમવા બાબત સાહેદની જુબાની પ્રમાણે માજીસ્ટ્રેટ જુગારના અખાડાના ધણીની ઉપરના અથવા તેના વહીવટદારની ઉપરના અથવા તે જુગારના અખાડાની સંભાળ અથવા વ્યવસ્થા જે રાખતો હોય તેની ઉપરના તહોમતનો ઇનસાફ કરતી વખતે લેશે અથવા માજીસ્ટ્રેની રૂબરૂ લેવામાં આવશે અને જુબાની આપતી વખતે તેને જે વાત પુછે તે સઘળી વાત તે માણસ પોતાની

માહીતગારી પ્રમાણે ખરેખરી અને જેવી હકીકત બની તેવી જાહેર કરશે અને તેને ઉપરથી તેને માજીસ્ટ્રેટની પાસેથી તે વાત જાહેર કર્યા બાબતનો લખેલો દાખલો મળશે તો તે માણસે તે વખત પહેલા તે જુગાર સંબંધી જે કંઇ કર્યું હશે તે બાબત તેમની ઉપર આ આકટ ઉપરથી કંઇ ફરીઆદ ચાલશે નહીં.

**ફેંસલા**–એક વાડી જેની આસપાસ ફકત વાડ કરી લીધી હોય તે જુગારનો અખાડો કહેવાય નહી. (૧૮૯૬ પ. રે. ન. ૧૪).

**૧૨**–પોલીસ અમલદારને નીચે પ્રમાણે કરવાનો અધિકાર છે એટલે—(અ) હરકોઇ રાજમારગમાં અથવા જગામાં અથવા રાહદારીના ઠેકાણામાં કોઇપણ માણસ કુશળતાની રમત વગરની બીજી કોઇ પણ રમતમાં વપરાતાં હોય તેવે પાને અથવા પાસે અથવા બોડે અથવા જુગાર રમવાનાં બીજાં સાધને પૈસા સારૂ અથવા બીજી કીમતદાર વસ્તુ સારૂ જુગાર રમતા પકડાશે તેને (બ) સદરહુ પ્રમાણે પક્ષીઓ તથા જનાવરો પ્રસિદ્ધ પણે લડાવવામાં કોઇ પણ માણસ હાજર રહીને મદદ અથવા સહાય કરતા પકડાશે તેને વારંટ વગર પકડવાનો અધિકાર છે અને સદરહું પ્રકારનાં રાજમાર્ગમાં અથવા રાહદારીના ઠેકાણામાં અથવા જે માણસને સદરહુ પ્રકારનો પોલીસ અમલદાર પકડશે તેની પાસે જે પક્ષીઓ તથા જનાવરો તથા જુગાર રમવાના સાધનો જડસે તે સઘળા પકડવાને તે અમલદાર મુખત્યાર છે. (હરકોઇ જગાએ ફકત કુશળતાનીજ રમત રમાતી હોય તેને આ આકટનો કોઇ પણ ઠરાવ લાગુ છે એમ સમજવું નહી (ક. ૧૩).

## ગાંડાપણા બાબતનો એકટ.

**૧**–આ આકટ આખા બ્રીટીશ હીંદુસ્તાનને લાગુ છે.

**૩**–ગાંડો માણસ–એટલે દીવાનો કે ચળી ગએલો માણસ–ગાંડો કેદી એટલે કોઇ સખસને આશ્રય સ્થાનમાં, તુરંગમાં કે સુરક્ષીત શીખવાની જગામા કેદ રાખવા માટે ફોજદારી કાયદા મુજબ હુકમ

કર્યો હોય તે સખસ એવો થાય છે. "આશ્રય સ્થાન" એટલે સરકારે સ્થાપેલું કે લાઇસન્સ આપેલું ગાંડા માણસોનું આશ્રય સ્થાન.

**૧૩**–પોલીસથાણું જેના હવાલામાં હોય એવો દરેક અમલદાર પોતાની હદમાં છુટા ભટકતા ફરતા માલમ પડતા જે ગાંડા માણસો જણાય તેમને, તેમજ પોતાની હદની અંદર ગાંડા થઈ ગયાના સબબથી જે માણસોના હાથથી ઘાત થવાની ધાસ્તી લાગતી હોય તેવા માણસોને પકડવા કે પકડાવવાને મુખત્યાર છે એવી રીતે પકડીને તેમને તાબડતોબ માજીસ્ટ્રેટ પાસે લઇ જવા જોઇએ તેમજ પોતાની હદમાં જે ગાંડા માણસનું જતન કે સંભાળ કરવાનો બંદોબસ્ત ન હોય, ને જે સગાવહાલા કે બીજાના હવાલામાં છે ને તેની બરદાસ્ત કરતો નથી તો તે બાબત તેણે માજીસ્ટ્રેટને રીપોર્ટ કરવો જોઇએ. (કલમ ૧૪–૧૫–૧૬ની રૂએ માજીસ્ટ્રેટને કરવાનાં કામો–ઇલાકાના મુખ્ય સહેરમાં પોલીસ કમીશ્નરે કરવા ને ત્યાં પોલીસથાણાના અમલદારના કામો ઇન્સ્પેકટર કરતા ઉતરતા દરજ્જાનો ન હોય તે અમલદારે કરવાં ક. ૧૭).

**૩૬**–આ આકટ પ્રમાણે જે હુકમ ઉપરથી આશ્રય સ્થાનમાં લીધેલા સખસને, લઈ જવામાં કે છોડી મુકવામાં આવે ત્યાં સુધી તે ઠેકાણે રાખવો ને તે નાસી જાય તો તે હુકમના આધારથી તેને કોઇ પોલીસ અમલદાર કે આશ્રય સ્થાનના હવાલાવાળો સખસ કે કોઇ અમલદાર તેને પકડવાને મુખત્યાર છે, ને તેને આશ્રય સ્થાનમાં લઈ જવાનો કે તેમાં લેવાનો કે અટકાવી રાખવાનો તેનો અધિકાર છે. આવો અધિકાર નાશી ગયાની તારીખથી એક મહીના સુધી ચલાવવો.

## રેલ્વે આકટ.

**૧**–આ આકટ ઉત્તર બ્રહ્મદેશ તથા બ્રીટીશ બલુચીસ્તાન સુધ્ધાં સઘળા બ્રીટીશ હીંદુસ્તાનને લાગુ પડશે અને મલીકામાઆઝમા સાથે મૈત્રી રાખનારા હીંદુસ્તાનના રાજાઓના અને સંસ્થાનોનાં મુલકોમાં રહેનારી મલીકામાઆઝમાની સઘળી પ્રજાને અને બ્રીટીશ હીંદુસ્તાનની

તેમજ સદરહુ મુલકોની હદ બહાર તથા પેલી ગમ રહેનારી મલીકામા આક્રમાતી સઘળી એતદેશીય પ્રજાને આ આકટ લાગુ પડશે.

૮૩-જે પોલીસ થાણાની સ્થાનીક હદમાં તે અકસ્માત બન્યો તે પોલીસ થાણાએ તે અકસ્માતની નોટીશ મળતાં નકામી ઢીલ ન કરતાં આપવી જોઇએ સદરહુ અકસ્માતની વીગત.

(અ) જે અકસ્માતથી માણસના જીવની હાની થઇ હશે અથવા ઇન્ડીયન પીનલકોડમાં વ્યાખ્યા કર્યા પ્રમાણે મહાવ્યથા થઇ હશે અથવા માલને ભારે નુકશાન થયું હશે તેવો અકસ્માત. (બ) જે ટ્રેઇનો પૈકી એક ઉતારૂની ટ્રેઇન હોય એવી ત્રેઇનોનું સામસામી અથડાવું તે (ક) ઉતારૂ લેઇ જનારી ત્રેઇનનું અથવા તેના કોઇપણ ભાગનું રેલ ઉપરથી નીચે ઉતરી આવવું તે, (ડ) જે જાતના અકસ્માતથી હમેશાં માણસના જીવની હાની થતી હોય અથવા ઉપર કહેલા પ્રકારની મહાવ્યથા થતી હોય અથવા માલને ભારે નુકશાન થતું હોય તેવો અકસ્માત (ઇ) ગવરનર જનરલ ઇન કાઉસીલ આ અર્થે ઇન્ડીયા ગેઝીટમાં જાહેર ખબર છપાવી પ્રસિદ્ધ કરે તેવા બીજા કોઇપણ પ્રકારનો કોઇપણ અકસ્માત.

૧૩૧-(૧) કલમો ૧૦૦, ૧૦૧, ૧૧૯, ૧૨૦, ૧૨૧. ૧૨૬, ૧૨૭, ૧૨૮, અથવા ૧૨૯માં અથવા કલમ ૧૩૦ (પેટા કલમ ૧) મા કહેલો કોઇપણ ગુન્હો કોઇ માણસ કરશે તો તેને વારંટ અથવા બીજા લેખી હુકમ વગર પકડવાનો અધિકાર રેલવેના કોઇપણ નોકરને અથવા કોઇપણ પોલીશ અમલદારને અથવા સદરહુ પ્રકારનો નોકર અથવા અમલદાર પોતાને મદદ કરવા સારૂ જે બીજા કોઇપણ માણસને બોલાવશે તે બીજા માણસને છે.

(૨) આ પ્રમાણે પકડેલા માણસને ઇનશાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમીટ કરવાનો અધિકાર જે માજીસ્ત્રેટને હશે તે માજીસ્ત્રેટની પાસે બનતી તાકીદે તેને લેઇ જવો.

રેલવે નોકર કામ ઉપર છતાં કેફી અવસ્થામાં હોવું ક. ૧૦૦,

રેલવે નોકર કામ ઉપર હોય ત્યારે સામાન્ય કાનુન માન્ય નહીં કરીને જે બાબત પોતાને નોટીશ મળી હશે તે કાનુન કે હુકમ માન્ય નહીં કરીને કે કંઇ ગફલતનું કે અવિચારનું કામ અથવા કસુર કરીને કોઇ માણસની સલામતી જોખમમાં નાંખે. કલમ ૧૦૧

ગાડીખાનું ઓરડી કે બીજી જગા સ્ત્રી માટે રાખેલ છે એવી ખબર છતાં કોઈ પુરૂષ કારણ વગર તેમા પેસે ને રેલવે નોકર બહાર જવાનું કહેવા છતાં ન જાય. ક. ૧૧૮

રોઇ રેલવે ગાડીમાં અથવા રેલવેના કોઇપણ ભાગ ઉપર કેફી અવસ્થામાં હશે અપકારક કે નિર્લજ કૃત્ય કરશે, બીભસ્ત શબ્દ બોલશે કે ગાળો દેશે અથવા જાણી જોઇને કે કારણ વગર કોઇ ઉતારૂના સુખમાં હરકત કરશે કે દીવો ઓલવશે. ક. ૧૨૦

રેલવે નોકર કામ કરતા કોઈ જાણીજોઇ હરકત કરશે અથવા અટકાવશે. ક. ૧૨૧

રેલવેમાં મુસાફરી કરનાર કે તે ઉપર હોય એવા માણસની સલામતી જોખમમાં નાખવાના ઇરાદાથી અથવા જોખમ પોહોંચવા સંભવ છે એમ જાણ્યા છતાં લાકડુ પથર કે બીજી વસ્તુ રેલવે ઉપર મુકશે, ફેંકશે, રેલા સ્લીપર અથવા બીજી વસ્તુ ઉપાડી લેશે, કાઢી નાંખશે, ઢીલો કરશે, ખશેડશે, રેલવેના સાંધા અથવા બીજા યંત્ર ફેરવશે, હરકોઈ સીગનલ અથવા દીવો કરસે, બતાવસે, સંતાડી દેશે કાઢી નાખશે અથવા રેલવે સંબંધી બીજુ કાંઇપણ કૃત્ય અથવા વાત કરશે કરાવસે અથવા કરવાની કોશીશ કરશે (ક. ૧૨૬) રોલીગ સ્ટોક તરફ અથવા સામા કે અંદર કે તેની ઉપર લાકડું પથ્થર, બીજી વસ્તુ કે પદાર્થ નાખસે, પડાવશે, અથડાવશે (ક. ૧૨૭) કોઇ ગેરકાયદેસર કૃત્ય કરીને કે કસુર કે ગફલત જાણી જોઇ કરીને રેલવેમાં મુસાફરી કરનાર અથવા તે ઉપર હોય એવા માણસની સલામતી જોખમમાં

નાખશે રેલીગ સ્ટોકને અડચણ કરશે કરાવશે (ક. ૧૨૮) કોઇ અવીચારથી કે ગફલતીથી કાંઈ કૃત્ય કરે અથવા જે કૃત્ય કરવા પોતે બંધાયલો હોય તે કરવામાં કસુર કરે ને તેમ કરવાથી મુસાફરી કરનાર અથવા રેલવે ઉપર હોય એવા માણસની જીંદગી જોખમમાં નાખવાનો સંભવ હશે. (ક. ૧૨૯) ઉપરની છેલી ચાર કલમો પૈકી કોઇપણ કલમમાં કહેલું અથવા સુચવેલું કંઇપણ કૃત્ય અથવા કસુર કર્યા બદલ બાર વરસની અંદરની વયનો કોઇ સગીર માણસ હરકોઇ રેલવેના સંબંધમાં ગુન્હેગાર હશે તેણે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૮૨ અથવા ૮૩ મી કલમમાં ગમે તે ઠરાવ હોય તોપણ ગુન્હો કર્યો છે એમ સમજવું. (ક. ૧૩૦ (૧)

**૧૩૨**–( ૧ ) ઉપરની છેલી કલમમાં કહેલા કોઇપણ ગુન્હા સીવાયનો આ આકટ મુજબનો બીજો કોઈપણ ગુન્હો કોઇ માણસ અથવા કલમ ૧૧૩ મુજબ માગેલું જાસ્તી હાંસલ અથવા બીજી રકમ આપવાને ચુકશે અથવા ના પાડશે અને તે નાશી જશે એમ માનવાનુ કારણ હોય અથવા તેનું નામ તથા ઠેકાણુ ખબર નહીં હોય તથા તે પોતાનું નામ તથા ઠેકાણું પુછેથી તે કહેવાની ના પાડે અથવા તેણે કહેલું નામ અથવા ઠેકાણું ખોટુ છે એમ માનવાને કારણ હોય તો રેલવેના કોઇપણ નોકરને અથવા કોઇપણ પોલીસ અમલદારને અથવા તે રેલવેનો નોકર અથવા પોલીસ અમલદાર પોતાને મદદ કરવા સારૂ જે બીજા કોઇ માણસને બોલાવશે તે બીજા માણસને વારંટ અથવા બીજા કાંઈ લેખી હુકમ વગર તે ગુન્હેગારને પકડવાનો અધિકાર છે (૨) પકડેલો માણસ હુકમ થાય તે વખતે માજીસ્ટ્રેટની રૂબરૂ હાજર થવા બદલ જામીન આપે એટલે અથવા તેનું ખરૂ નામ તથા ઠેકાણું જણાયું હોય તો એ પ્રમાણે હાજર થવા બદલ જામીન સીવાયનો મુચરકો લખી આપે એટલે તેને છોડી દેવો (૩) જો એવો માણસ જામીન આપી ન શકે તથા તેનું ખરૂં નામ તથા ઠેકાણું જણાય નહીં તો તેને હુકમત હોય એવા માજી-

સ્ટ્રેટની રૂબરૂ બનતી તાકીદે લેઇ જવો (૪) સને ૧૮૮૨ના ક્રિમીનલ પ્રોશીજર કોડના ૩૯ મા તથા ૪૨ માં બાબના ઠરાવો, લાગુ પડે તેટલે સુધી, આ કલમની રૂએ આપવાના જામીનને તથા લખી આપવાના મુચરકાને લાગૂ પડશે.

**૧૩૩**—આ આકટ મુજબ કહેલા કોઇપણ ગુન્હાનો ઇન્સાફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ શીવાય અથવા જે માજીસ્ટ્રેટનો અધિકાર બીજા વર્ગના માજીસ્ટ્રેટ કરતાં ઓછો નહી હશે તે માજીસ્ટ્રેટ સીવાય બીજા કોઇપણ માજીસ્ટ્રેટે કરવો નહી.

**ફેંસલો**—ઇન્ડીયન રેલવે આકટ મુજબ કોઈ સખસે ગુન્હો કર્યો હોય અને તે સખસ નાસી જશે એમ માનવાને કારણ હોય અથવા જેતું નામ અને રહેવાનુ ઠેકાણું જણાયું ન હોય અને તે સખસ પોતાનું નામ ઠામ જણાવવા ના પાડે અથવા જણાયા હોય તો તે ખોટા છે એવું માનવાને વ્યાજબી કારણ હોય અને તે ગૂન્હો પોલીસ અધિકારનો ન હોય તોપણ પોલીસ અધિકારના ગુન્હા માફક ક્રી. પ્રો. કો. ક. ૧૭૦ મુજબ તે કામ માજીસ્ટ્રેટ તરફ મોકલી આપવું જોઇએ. (મુા. હા. કો. ક્રિ. સ. પાન ૪) રેલવે પોલીસ પોતાને ખરાબ ચાલના જણાય એવા માણસોની તપાસ રાખવી જોઇએ અને એવા માણસો રેલવેમાં મુસાફરી કરતા જણાય તો તેઓનું ઠેકાણું વીગેરે નકી કરી લેવું જોઇએ તેઓને એવા માણસો સંબંધમાં જે શંકા જણાતી હોય તે તેઓએ સ્ટેશન માસ્તર તથા ટ્રેઇનના ગાર્ડને જણાવવી જોઇએ. અને જરૂર પડે તો અંદર પણ દાખલ થવું. વળી સ્ટેશન માસ્તરે પણ જો તેઓને યોગ્ય જણાય તો આવો માણસ જે સ્ટેશને ઉતરવાનો હોય તે સ્ટેશને તે ઉતરે છે કે કેમ તે બાબતનો તાર કરવો (મધ્ય પ્રાંત પોલીસ મેન્યુઅલ પૃ. ૮૩)

# હિંદુસ્તાનનો મોટર વાહનો બાબતનો આક્ટ.

૧–આ આકટના ત્રીજા ભાગ સિવાયનો બાકીનો આકટ બ્રિટીશ બલુચીસ્તાન, સોંથલ પ્રગણા તથા સ્પિટિ પરગણા શુદ્ધા આખા બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ પડે છે ત્રિજો ભાગ પ્રથમતઃ માત્ર મદ્રાસ, મુંબઇ, બંગાળા આગ્રા તથા અયોધ્યાના સંયુકત પ્રાંતો, પંજાબ, બ્રહ્મદેશ, બિહાર, અને ઓરીસા. નોર્થવેસ્ટ ફ્રન્ટીઅર પ્રાંત તથા દિલ્લીને લાગુ પડે છે. બીજા કોઇપણ પ્રાંતની સ્થાનીક સરકાર સ્થાનીક સરકારી ગેઝીટમાં જાહેરનામુ પ્રસિધ્ધ કરીને ત્રીજો ભાગ તે આખા પ્રાંતને અથવા તેના કોઇપણ ભાગને લાગુ પાડવાને મુખત્યાર છે.

૨–"મોટર વાહન" એ સંજ્ઞામાં જે વાહન, ગાડી અથવા જવા આવવાનું બીજું સાધન રસ્તા ઉપર સર્વતઃ અથવા અસંતઃ વીજળીક અથવા યાંત્રીક શકિતથી ચલાવવામાં આવતું હોય અથવા ચલાવી શકાય એમ હોય તેનો સમાવેશ થાય છે.

"સાર્વજનીક જગા" એ સંજ્ઞાનો અર્થ જે રસ્તા, સ્ટ્રીટ, માર્ગ અથવા બીજી જગા (પછી તે રાહદારીનો માર્ગ હોય કે ન હોય તે) માં લોકોને જવા આવવા દેવામાં આવતા હોય અથવા જે ઉપરથી પસાર થવાનો લોકોને હક હોય તે રસ્તો, સ્ટ્રીટ, માર્ગ, અથવા બીજી જગા એવો થાય છે.

ભાગ બીજો–સામાન્ય રીતે લાગુ પડનારા ઠરાવો.

૩–(૧) અઢાર વર્ષની અંદરની ઉમરના કોઇપણ સખસે મોટર વાહન કોઇપણ સાર્વજનીક જગામાં ચલાવવું નહીં.

(૨) મોટરવાહનના કોઇપણ માલીકે અથવા તે જેના હવાલામાં હોય એવા કોઇપણ સખશે એવું વાહન કોઇપણ સાર્વજનીક રસ્તામાં અઢાર વર્ષની અંદરની ઉમરના કોઇપણ સખસને ચલાવવા દેવું નહીં અને પેટા કલમ (૧) નું ઉલ્લંઘન થાય તે પ્રસંગે તે મોટર વાહન માલીકની અથવા જેના હવાલામાં તે હોય તે સખસની સમતીથી ચલાવવામાં આવ્યું હતું એવું અનુમાન કરવાને કોર્ટ મુખત્યાર છે.

૪–(અ) કોઇ પણ પોલીસ અમલદાર રાહદારીનું નિયમન કરવા સારૂ અથવા એવા સખ્શ ઉપર આ આકટની રૂયે ફોજદારીમાં કામ ચલાવવા માટે તેનું નામ તથા પત્તો નક્કી કરવા સારૂ અથવા આ આકટના ઠરાવોનો અથવા તેની રૂયે કરેલી કાનુનોનો અમલ કરવા માટેના કોઇ પણ કારણ સારૂ તેમ કરવાનું કહે ત્યારે, અથવા (બ) જેના હવાલામાં કોઇપણ જનાવર હોય તે સખસને એવો ભય લાગે કે તે જનાવર એવા મોટર વાહનથી ભડકે છે અથવા ભડકશે તો તે સખશ તેમ કરવાનું કહે ત્યારે અથવા (ક) જ્યારે તે એમ જાણુતો હોય અથવા તેને એમ માનવાને કારણ હોય કે એવું મોટરવાહન રસ્તા ઉપર હોવાથી કોઇપણ સખસને અથવા કોઇ સખસના હવાલામાં ના કોઇપણ જનાવર અથવા વાહનને અકસ્માત થયો છે ત્યારે તેણે તેમ કરવું જોઇએ અને તેની પાસે તેનું પોતાનું તથા તે મોટર વાહનના માલીકનું નામ તથા પત્તો માંગવામાં આવે તો તે પણ આપવા જોઇએ.

## ભાગ ત્રીજો—લાયસન્સ આપવા બાબત તથા નિર્બંધ રાખવા બાબત.

૮–મોટરવાહન ચલાવનારે પોતાનું લાઇસન્સ કોઇપણ પોલીસ અમલદાર માગે એટલે હાજર કરવું જોઇએ,

## મુંબઇનો ભાડાના વાહન બાબતનો કાયદો.

૨૪–વાહન હાકનાર કે તેનો ચાકર ગફલતથી કે ગેરચાલથી ઇજા કે નુકશાન કરે તેને તેવો ગુન્હો કરતાં જે કોઇ દેખે તેણે તેને પકડીને પોલીસને સ્વાધીન કરવો (ક. ૨૩) વાહન હાંકનારને કે તેના ચાકરની સાથે તકરાર પડે ત્યારે હમણાને હમણા પોલીસ કોર્ટમાં કે પોલીશ અમલદાર પાસે ચાલ એમ કહેવાનો ભાડે કરનારનેઅધિકાર છે.

૨૫–પરવાનાવાળાને, હાંકનારને કે તેના ચાકરને ભાડાનું વાહન ભાડા માટે ફેરવવાનું કહેવાનો અધિકાર પોલીસ અમલદારનેછે અને તે

પ્રમાણે કરવાનું તે વાજબી કારણ વગર ના કહેશે તો તેનો પચાસ રૂપીયા સુધી દંડ થશે.

૩૧—વાહનમાં રહી ગએલો માલ તેના હાંકનારે કે ચાકરે પોલીસ કમીશનરની કોર્ટમાં તાબડતોબ લઇ જઇ અનામત રાખવો ને ધણી હાજર થાય તો તેને પાછો આપવો.

૩૨—આ આકટ વિરૂધ્ધ ગુન્હો કરનારને નજરે પડતાં કોઇપણ પોલીસ અમલદાર કે કોન્સ્ટેબલ વગર વારંટ પકડવાને મુખત્યાર છે અને વાહનને પણ અટકાવી રાખવાને તેને અધિકાર છે.

૩૩—આ આકટ મુંબઇ શહેર કોલાબા ટાપુ તથા બંદરને અને એડન, અમદાવાદ, અહમદનગર, અલીબાગ, ખંડાળા, બાગલકોટ, વાંદરા વડોદરા કેમ્પ, બારસી, વસઇ, બેલગામ, બીંગાર. ભીમડી, બીજાપુર, ભરૂચ, ડાપોલી, ધારવાડ, હુબલી, કલ્યાણ, પુના, થાણા, સુરત, રાંદેર, લોનોલા, મહાબળેશ્વર, વહાર, નાસીક, સ્થળોએ લાગુ છે.

૩૪—મુંબઇ શહેર શીવાય પોલીસ કમીશનરને બદલે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને આ આકટ મુજબના અધિકાર છે.

૩૫—આ આકટ પ્રમાણે કરેલા ફેસલાપર અપીલ ચાલતી નથી

સીક્ષા પાત્ર ઠરાવેલી કલમો—પરવાના વગર વાહન રાખવા બાબત ક. ૨—પરવાના વગર કે પરવાનાનું બીલ્લુ પાસે રાખ્યા વગર વાહન ફેરવવું (ક. ૩,) પરવાનાવાળાની રહેવાની જગા બદલવાની ખબર નહીં આપવી. (ક. ૫,) પરવાનો રદ થઇ નવો પરવાનો મળ્યા પહેલાં વાહન ભાડે ફેરવવું. (ક. ૯,) મોકુફ તથા રદ થએલ પરવાનો પાછો આપવામાં ગફલત કરવી. (ક. ૧૦,) જે વાહન સારૂ પરવાનો હોય તે શીવાય બીજા વાહન સારૂં વાપરવો. (ક, ૧૩) વધારે ભાડુત લઇ જવા (ક. ૧૫) પરવાનાવાળો હાંકનાર કે ચાકર નંબર છુપાવે કે નોંધી લેતા અટકાવે (ક. ૧૬,) વાહન ભાડે કરનારની સમતી વગર બીજા માણસ બેસાડે (ક. ૧૭) ભાડાની યાદી વીગેરે જોવા ન આપે (ક. ૧૮,) બીજા ખાનગી

વાહનને રસ્તો ન આપે કે અટકાવ કરે, (ક. ૨૦;) વાહન હાંકનાર કે ચાકર દારૂથી છાકટો થાય, (ક. ૨૧,) હાંકનાર ભાડુ કરવાની ના કહેશે અથવા ભાડુ પહેલું માંગશે (ક. ૨૨) પરવાનાવાળો પોલીસ માજીસ્ત્રેટના હુકમ પ્રમાણે હાજર થવાને ચુકે. (ક. ૨૬)

## હિંદુસ્તાનનો ટ્રામવે બાબતનો કાયદો.

જે માણસ ટ્રામવેના કે તેની સાથે સંબંધ રાખતા કામના કોઇ ભાગમાં ડખલ કરશે, દુર કરસે, કે ફેરવસે, ટ્રામવેપર આડુ લાકડું, પથ્થર, કચરો કે બીજી ચીજ મુકશે કે ફેંકશે; ટ્રામવેનો ઉપયોગ કરતી કોઈ ગાડીને કાંઈ હરકત થાય એવું કૃત્ય કરશે, ઉપરના કૃત્યમાં મદદગારી કરશે, અને જે માણસ ટ્રામમાં મુસાફરી કર્યા પછી ભાડુ આપશે નહી અને અમુક અંતરનું ભાડુ આપી તેથી પેલી બાજુ જશે અને વધારાનું ભાડું આપશે નહી જે જગાનું ભાડું આપ્યું હશે તે જગોએ ઉતરવાની ના કહેશે તેણે પોતાનું નામ ઠેકાણું જો માગે તો તુર્ત આપવું જોઇએ અને જો તે નામ કે ઠેકાણું નહી આપે તો તેને પકડીને નજીકના પોલીસ થાણામાં મોકલવાનો દરેક ટ્રામવેના નોકરને અધીકાર છે. ખરૂ નામ ઠેકાણું નક્કી થયે તેને માજીસ્ટ્રેટની રૂબરૂ હાજર થવાનો મુચરકો લખી લેઈ તેને છોડી દેવો જોઇએ.

## સાર્વજનીક રસ્તા અને પુલો ઉપર વેરો લેવાનો કાયદો

ઠરાવેલા રસ્તા કે પુલ ઉપર લેવાના ટોલ આપવામાંથી લસ્કર, લઢાઇનો સાગાન, પોલીસ ઓફીસર અને પોલીસના હવાલામાં હોય તે માણસો બાતલ છે, ટોલના નાકેદારને મદદ કરવાની પોલીસની ફરજ છે,

## મુંબઇના સાર્વજનીક હોડી ઘાટ બાબતનો કાયદો.

૩—આવા હોડી ઘાટ ઉપર થઇને પસાર થવા માટે લેવાના ટોલમાંથી નોકરી ઉપરના સોલ્જરો, નોકરી ઉપરના પોલીસ અમલદારો, પોલીસને સ્વાધીન હોય એવા માણસ અને સરકારે જે સખસોને ખાસ બાતલ કર્યા હોય તે સખસોને આવેસમાંથી બાતલ કરવામાં આવ્યા છે સઘળા ખાતાના પટાવાળા, આબકારી ઇન્સ્પેક્ટરો વીગેરે બાતલ છે.

૧૬—આ આક્ટ વીરૂદ્ધના ગુન્હાની ચોકસી કરી સજા કરવાને મુંબાઇમાં પોલીસ માજીસ્ટ્રેટોને અને મુંબઇ બહાર જીલ્લામાં કોઇપણ માજીસ્ટ્રેટને અધીકાર છે.

## રૂ સંબંધી દગાનો આકટ.

૧—આ આક્ટ એડન શીવાય આખા મુંબઇ ઇલાકાને લાગૂ છે.

૬—જે કાંઈ રૂ આ આક્ટ પ્રમાણે જપ્તી થઇને શરકાર દાખલ થવાને પાત્ર છે એવું લાગવાનો પોતાને સબબ હોય તે રૂ ગમે ત્યાં હોય તે પકડીને અટકાવી રાખવાનો અથવા તે રૂ હરકોઇ પોલીસ ઓફીસરને સ્વાધીનમાં આપવાનો અધીકાર રૂ ના ઇન્સ્પેક્ટરને છે. સદરહુ પ્રકારનું રૂ પકડીને અટકાવી રાખવામાં રૂ ના ઇન્સ્પેક્ટરને મદદ કરવી તે દરેક પોલીસ ઓફીસરને અવશ્ય છે.

## જાનાવર તરફ થતું ઘાતકીપણું અટકાવવા બાબતનો આક્ટ.

૧—આ આક્ટ આખા બ્રિટીશ હિંદુસ્તાનને લાગુ છે.

૭—જો સબ ઇન્સ્પેક્ટરના દરજાથી ઉતરતા દરજાનો ન હોય એવા કોઇપણ પોલીસ અમલદારને એમ માનવાને કારણ હોય કે કોઇ પણ બકરાની બાબતમાં કલમ ૫ મુજબ ગુન્હો કોઇપણ જગાએ થાય છે, થવાની તૈયારીમાં છે અથવા થયો છે અથવા કોઇપણ સખસના કબજામાં માથાના ચામડાનો કોઇપણ ભાગ જેની સાથે વળગેલો હોય એવું બકરાનું ચામડું છે તો તેને તેવી જગામાં અથવા એવું કોઇપણ

ચામડું હોવાનું માનવાને તેને કારણ હોય એવી કોઇપણ જગામાં દાખલ થવાનો તથા ઝાડો લેવાનો અધીકાર છે અને એવું કોઇપણ ચામડું અથવા એવો ગુન્હો કરવામાં વાપરેલી અથવા વાપરવાનો ઇરાદો રાખ્યો હોય એવી કોઇપણ વસ્તુ અથવા ચીજ જપ્ત કરવાનો તેને અધીકાર છે.

૮–જો કોઇ પહેલા વર્ગનાં માજીસ્ટ્રેટને, પેટા ટુકડી માજીસ્ટ્રેટને પોલીસ કમીશનરને અથવા ડીસ્ટ્રીક્ટ સુપ્રીન્ટેન્ડંટ ઓફ પોલીસને લેખી ખબર મળયા ઉપરથી તથા તેની નજરમાં જરૂર જણાય તેવી ચોકસી કર્યા પછી એવું માનવાનું કારણ હોય કે અમુક જગામાં ચોથા, પાંચમાં તથા છઠ્ઠી કલમ વીરૂદ્ધ ગુન્હો થાય છે થવાની તૈયારીમાં છે અથવા થયો છે તો સદરહુ જગામાં પોતે જાતે દાખલ થઇને તેનો ઝાડો લેવાને અથવા પોતાના વારંટથી કોન્સ્ટેબલ કરતાં ઉંચા દરજ્જાના કોઇપણ પોલીસ અમલદારને તેનો ઝાડો લેવાનો અધીકાર આપવાને મુખત્યાર છે.

સન ૧૮૮૨ ના ક્રીમીનલ પ્રોશીજર કોડની રુએ લેવાના ઝાડા સંબંધી તે કોડના ઠરાવો પેટા કલમ (૧) તથા કલમ ૭ (અ) મુંજબ લેવાના ઝાડાના સંબંધમાં જેટલે સુધી લાગુ પાડી શકાય તેટલે સુધી તે ઠરાવો લાગુ પડશે. (કલમ ૪ ફુકા કરવા બાબદ શિક્ષા–કલમ ૫ કોઇપણ ઠેકાણે વીના કારણ ઘાતકીપણે જનાવર મારી નાંખવા બદલ શિક્ષા કલમ ૬ કામમા અથવા મહેનતમાં લગાડવાને અયોગ્ય હોય એવા જનાવરને કામમાં અથવા મહેનતમાં લગાડયા બદલ શીક્ષા ઠરાવેલ છે.

જનાવર–એ શબ્દનો અર્થ પાળેલું અથવા પકડેલું કોઇપણ જનાવર એવો થાય છે, ક. ૨ (૧)

રસ્તો–એ શબ્દમાં લોકોને જવા આવવાની છુટ હોય એવા રાહદારીના અથવા બીન રાહદારીના કોઇપિણ માર્ગનો, શડકનો, ગલીનો, ચોકનો, આંગણાનો અલી (બાંગ માહેના રસ્તા) નો, વાટનો અથવા ઉઘાડી જગાનો સમાવેશ થાય છે. ક, ૨ (૨)

# મીઠાં બાબતનો આકટ.

**૧**–આ આકટને મુંબઇનો મીઠાંનો આકટ કહે છે.

**૧૫**–ગેરકાયદેસર રીતે મીઠું પકવવાની, ખોદ્યાની, એકઠી કર્યાની, લઇ ગયાની, અને નવું મીઠું થયાની ખબર ગામ કામદારોએ ત્રણ દીવસની અંદર મેહસુલના અમલદારને, માજીસ્ટ્રેટને કે પોલીસ અમલદારને આપવી.

**૪૧**–વળી ગામના કામદારે તથા પોલીસ, કસ્ટમ, અફીણ, આબકારી, જંગલ તથા મુલકી ખાતાના દરેક અમલદારે આ કાયદા વિરૂદ્ધ ગુન્હાની ખબર મીઠા ખાતાના અધિકારીને આપવી. ગુન્હા થતા અટકાવવા અને મીઠા ખાતાના અમલદારોને મદદ કરવી.

**૪૪**–મીઠાના મહેસુલના અમલદારે કલમ ૩૯ મી રૂએ પકડેલા માણસને માજીસ્ટ્રેટ પાસે અથવા પોલીસ થાણાના અમલદાર પાસે મોકલી દેવો.

**૪૫**–આ આકટની રૂએ શિક્ષા કરવા લાયક ગુન્હો થયાની ખબર મળ્યા ઉપરથી પોલીસ અમલદારે ૧૮૮૨ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના કોગનીઝેબલ મુકદમા સબંધી ઠરાવો પ્રમાણે તે મુકદમાની ચોકસી તથા તજવીજ કરવી.

(કલમ ૪૭-૪૮-૪૯ શીક્ષા સબંધી છે.)

# મ્યુનીસીપાલ આકટ.

**૧**–આ આકટ મુંબઈ શહેર શિવાય આખા મુંબઇ ઇલાકાને લાગુ છે.

**૫૯ (૧૧ અ)**–કામ ઉપર હોય એવા લશ્કરી અથવા પોલીસ અમલદાર જવા બદલ અથવા તેના કબજામાં હોય તે કોઇપણ માણસ અથવા મીલકત લઇ જવા બદલ કોઇપણ ટોલ લઇ શકાશે નહી.

**૧૬૮**–(૧) જે કોઇપણ માણસ આ આકટના અથવા તે મુજબના કોઇપણ પેટા કાયદાના હરકોઇ ઠરાવ વિરૂદ્ધ પોલીસના કોઇ અમલદારના દેખતાં કાંઇપણ ગુન્હા કરે તેનું નામ તથા પતો તે અમલદારને માલમ નહી હોય અને તે પોતાનું નામ તથા પત્તો આપવાની ના કહે અથવા

નામ તથા પત્તો આપ્યાં છતાં તેના ખરાપણા બાબત તે પોલીસ અમલદારને શક આવવાનું કારણ હોય તો તે માણસને પકડવાને અખત્યાર સદરહુ પોલીસ અમલદારને છે અને તે માણસનું નામ તથા પતો ખરેખરો માલમ પડે ત્યાં સુધી તેને થાણામાં અટકાવી રાખવાનો અખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે પકડેલા હરકોઇ માણસને માજીસ્ટ્રેટની આગળ લાવતાં જેટલી વાર લાગે તે કરતાં વત્તી મુદ્દત સુધી અથવા ઘણામાં ઘણાં ચોવીસ કલાક કરતાં વત્તી મુદ્દત સુધી માજીસ્ટ્રેટના હુકમ વગર કોઇપણ રીતે અટકાવી રાખવો નહી,

(૨) તેમજ આ આકટના અથવા તે મુજબના કોઈપણ પેટા કાયદાના ઠરાવ વિરૂદ્ધ કાંઇ ગુન્હો થયો હોય તે બાબત મ્યુનીસીપાલીટીને તાબડતોબ ખબર આપવી અને મ્યુનીસીપાલીટીના સઘળા અમલદારો અને નોકરો પોતાનો કાયદેસર અખત્યાર ચલાવતા હોય ત્યારે તે સઘળા જણાને મદદ કરવી એ સઘળા પોલીસ અમલદારનું કામ છે.

## રાજદ્રોહી સભા અટકાવવા બાબતનો કાયદો
## (સને ૧૯૦૭ નો આકટ નંબર ૬ ઠો)

૪—જાહેર સભા ભરાવાના ઈરાદાની અને તેના વખત અને જગા બાબતની લેખી નોટીશ પ્રસંગ પ્રમાણે ડીસ્ટ્રીકટ સુપ્રિન્ટેન્ડેન્ટ ઓફ પોલીસને અથવા કમીશનર ઓફ પોલીસને ઓછામાં ઓછામાં ત્રણ દીવસ અગાઉ આપ્યા વગર અથવા પ્રસંગ પ્રમાણે ડીસ્ટ્રીકટ સુપ્રિન્ટેન્ડેન્ટ ઓફ પોલીશની અથવા કમીશનર ઓફ પોલીસની એવી સભા ભરવાની પરવાનગી મેળવ્યા વગર ભરવી નહીં ઇન્સ્પેકટરથી ઉતરતા દરજાનો નહી હોય એવો કોઇપણ પોલીસ અમલદાર લેખી હુકમ કરીને એક અથવા વધારે પોલીસ અમલદારોને અથવા બીજા સખસોને એવી કોઇ પણ સભાના કામનો રીપોર્ટ લેવા માટે તે સભામાં મોકલવા માટે મુખત્યારછે.

૭—જે કોઇપણ સખસ જાહેર કરેલ પ્રદેશમાંની કોઇપણ સાર્વજનીક જગામાં અથવા લોકોના જવા આવવાની જગામાં ૪થી કલમના ઠરાવોની રૂયે ભરેલી અથવા તે ઠરાવોના અમલમાંથી બાતલ કરેલી

જાહેરસભા સિવાયની જાહેર સભામાં પ્રસંગ પ્રમાણે જીલ્લા માજીસ્ટ્રેટની અથવા કમીશનર ઓફ પોલીસની અગાઉથી મેળવેલી લેખી પરવાનગી વગર જે કોઇપણ વિષયના લીધે ગડબડ થવાનો અથવા લોકોમાં ઉશ્કેરણી થવાનો સંભવ હોય એવા વિષય ઉપર અથવા કોઇપણ રાજકીય વિષય ઉપર તે વખતે હાજર હોય એવા સખસોની સમક્ષ, પ્રવચન, વ્યાખ્યાન અથવા ભાષણ આપશે તેને વગર વારંટે પકડવાનો અખત્યાર છે.

## સરકારી દસ્તાવેજો તથા ખબર બહાર ન પાડવા દેવા બાબતનો આકટ

**૧**–(૧)આ આકટ આખા બ્રિટીશ હિંદુસ્તાનને તથા નીચે લખેલી પ્રજાને લાગુ છે એટલે (અ) મલીકામા આઝમાની સાથે એક સંપ રાખનારા હિંદુસ્તાનમાંના રાજા, તથા સંસ્થાનના મુલકોમાંની મલીકામાઆઝમાની સર્વ પ્રજા અને (બ) બ્રિટીશ હીંદુસ્તાનની બહાર અને પેલી બાજુ રહેનારી મલીકામાઆઝમાની સર્વ પ્રજા અને (ક) બ્રિટીશ હિંદુસ્તાનની બહાર અને પેલી બાજુએ રહેનારી મલીકામા આઝમાની હિંદુસ્તાનની સર્વ દેશી પ્રજા

**૫**–(૧) સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદામાં ગમે તે ઠરાવ હોય તોપણ મલીકામાઆઝમાના તાબાના કોઇ કીલ્લા સબંધી દારૂખાના સબંધી, કારખાના સબંધી, ગોદી સબંધી, કાંપ સબંધી અથવા વહાણ સબંધી અથવા મલીકામાઝમાના લશ્કરના અથવા દરીઆઇ કાફલાના કામકાજ સબંધી આ આકટ મુજબ કરેલો દરેક ગુન્હો સદરહુ કાયદાના કારણ સારૂ કોગનીઝેબલ છે એમ સમજવું. પણ એવું ઠરાવ્યું છે કે એવા કોઇપણ ગુન્હાનું તોહમત જેની ઉપર આવ્યું હોય તે સખસને પહેલા વર્ગના માજીસ્ટ્રેટના હુકમ વગર જામીન ઉપર છુટો કરવો નહીં.

(૨) આ આકટ વિરૂદ્ધ બીજો કરેલ દરેક ગુન્હો નોનકોગનીઝેબલ છે એમ સમજવું.

૬-(૧) હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં વ્યાખ્યા કર્યા પ્રમાણે સરકરી નોકર હોય એવો કોઇપણ સ મરૂ લના મત પ્રમાણે કલમ ૫ મીની પેટા કલમ (૧) માં લખેલા ગુન્હા પૈકી કોઈપણ ગુન્હો કરે તેને પકડવાને મુખત્યાર છે અને એવા સખસે અથવા જે પોલીસ અમલદારે કોઇપણ માણસને એવો ગુન્હો કર્યાના તોહમત માટે પકડ્યો હોય તે પોલીસ અમલદારે અને એવા કોઇપણ તોહમત માટે પકડેલા કોઇ માણસને જે કોઇપણ પોલીસ અમલદારને હવાલે કર્યો હોય તે પોલીસ અમલદારે એવા માણસને એવો કીલ્લો, દારૂખાનું, ગોંદી, કાંપ અથવા વહાણ વિધમાન કાલે જેના કમાન્ડમાં હોય એવા અમલદાર પાસે અથવા પાસેમાં પાસેનું લશ્કરી થાણું જેના કમાન્ડમાં હોય એવા અમલદાર પાસે અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટની પાસે લઈ જવો અથવા મોકલવો.

(૨) જ્યારે એકાદ માણસને પેટા કલમ (૧) ની રૂયે કોઇ કમાન્ડીંગ અથવા બીજા અમલદારે પોતાને યોગ્ય લાગે તો એવા માણસને છોડી મુકવાને મુખત્યાર છે પણ જો તે તેને છોડી ન મુકે તો તેણે તે માણસને નકામી ઢીલ કર્યા વગર પાસેમા પાસેના પોલીસ થાણામાં અથવા પહેલા વર્ગના કોઇપણ માજીસ્ત્રેટ પાસે લઇ જવો અથવા મોકલવો.

(૩) જ્યારે એકાદા માણસને પેટા કલમ (૨) ની રૂએ એકાદા માજીસ્ત્રેટ પાસે લઈ જવામા અથવા મોકલવામાં આવ્યો હોય ત્યારે જાણે તેને સદરહુ કમાન્ડીંગ અથવા બીજા અમલદાર પાસે ન લઈ જતાં અથવા ન મોકલતાં એવા પોલીસ થાણામાં અથવા એવા માજીસ્ટ્રેટ પાસે લઇ જવામા આવ્યો હોય તે પ્રમાણે સન ૧૮૯૮ ના ફોજદાદી કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ઠરાવ કલમ ૭ માં બીજી રીતે ઠરાવ્યું હોય તે સીવાયને પ્રસંગે લાગુ પડશે.

૭-(૧) બીજા વર્ગના કોઇપણ માજીસ્ટ્રેટને આ આકટ વિરૂદ્ધ કરવામાં આવેલા કોઈપણ ગુન્હા માટે કોઈપણ માણસને ઇનસાફ કરવાનો અધીકાર નથી,

(૨) કોઇપણ કોર્ટે આ આકટ વિરૂદ્ધ કોઇપણ માણુ કરેલા ગુન્હા માટે તેનો ઇનસાફ કરવો હોય તો તેણે સ્થાનીક સરકાર અથવા ગવરનર જનરલ ઇન કાઉન્સીલની સંમતી વગર કરવો નહી

## આબકારી આકટ

૧–આ આકટ આખા મુંબઇ ઇલાકાને લાગુ છે

૩૮–(બ) આમા હવે પછી લખેલા જમીન સંબંધી ઠરાવોને પાત્ર રહીને ૩૮ (અ) કલમ પ્રમાણે પકડવામાં આવલા દરેક સખસને બીન જરૂરી ઢીલ કર્યા વગર જે સખસે તેને પકડયો હોય તે સખસે તે બાબતમાં હકુમત ધરાવતો હોય એવા માજીસ્ત્રેટ આગળ અથવા એકાદ પોલીસ થાણાના અમલદાર આગળ લઇ જવો અથવા મોકલી આપવો

૩૮(ક) આબકારી અમલદારોએ વગર વારંટે પકડેલા સઘળા દાખલાઓને સન ૧૯૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૧મી કલમના ઠરાવો લાગુ પડશે.

૩૯–આ આકટ પ્રમાણેનો ગુન્હો થયાનું પોતાને જણાય તેની તથા આ આકટ પ્રમાણે કોઇપણ ગૂન્હો કરવાનો ઇરાદો અથવા તેમાંથી પોતાને જણાય તેની આબકારી અમલદારને તાબડતોડ ખબર આપવાને (બ) આવો કોઇપણ ગુન્હો થાય છે એવું તેમને જણાય અથવા એવું માનવાનું તેમને કારણુ મળે તો તે ગુન્હો થતો અટકાવવા ને તેમનાથી બની શકે તેટલા વાજબી ઉપાયો લેવાને (ક) આ આકટના ઠરાવ અમલમાં મુકવામાં કોઇપણ આબકારી અમલદારને મદદ કરવાને સઘળા પોલીસ અમદારો બંધાયલા છે.

૪૦–(અ) માજીસ્ટ્રેટ તરફથી મળેલા વારંટ સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે બનાવવા બાબત

૪૧–આવી તપાસ ચલાવવા દરમ્યાન આ દરેક અમલદારે સન ૧૮૯૮ ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની રૂએ પોલીસ થાણાનો હવાલો રાખનાર પોલીસ અમલદારને કોગનીઝેબલ

ગુન્હાની તપાસના સંબંધમાં જે અધિકાર આપવામાં આવ્યા છે તે અધિકારો ચલાવવા પરંતુ એવું ઠરાવ્યું છે કે(૧) જે અમલદારને આવો અભિપ્રાય થાય કે કોઇ તોહમતદારને માંજીસ્ટ્રેટની પાસે મોકલવાનું વાજબી ગણાય એવો શંશય ઉત્પન્ન કરતો કોઈ પુરતો પુરાવો અથવા વાજબી સબબ નથી અથવા પકડેલા માણસને તાકીદ આપી છોડી મુકવા હરકત નથી તે આવા અમલદારે સદરહુ માણસ સદરહુ ગુન્હો સાંભળવાને અધિકારવાળા માજીસ્ટ્રેટ રૂબરૂ હાજર રહેવાનો પોતાને હુકમ કરવામાં આવે તો અને ત્યારે હાજર રહેવા બાબતનુ જામીનનું અથવા વગર જામીનનું ખત લખી આપે એટલે તેને છોડી દેવા અને તે મુકદમા બાબત તેણે તેના ઉપરી અમલદારને સંપુર્ણ રીપોર્ટ કરી તે રીપોર્ટ ઉપર પોતાને જે હુકમ મળે તે પ્રમાણે અમલ કરવો.

**૪૨**—કલમ ૩૬- ૩૭ તથા ૪૦ મી કલમ પ્રમાણે પકડેલા દરેક માણસ તથા દરેક વસ્તુ ૪૧ મી કલમ મુજબ અધિકાર ચલાવનારા અમલદારે તેને પકડયા ન હોયતો વાર ન લગાડતા છેક નજીકમાં આવા અધિકાર ચલાવનારા જે આબકારી અમલદાર હોયતેને મોકલવા અથવા આવો કોઈ અમલદાર વાજબી અંતરની અંદર ન હોય તો છેક નજીકનુ પોલીસ થાણુ જે અમલદારના હવાલામાં હોય તેને મોકલવા ક.૪૧(અ) જે દુકાનમાં કંઇ જકાતી પદાર્થ પરચુરણ વેચવામાં આવતો હોય તે પ્રકારની કોઇ દૂકાનના આ સખસ જો કોઈ હંગામો અથવા કાયદા વિરૂદ્ધ મંડળી થવાની તૈયારી ઉપર હોય અથવા થતા હોય તો જે માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર હાજર હોય તેન હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવવાનો અધિકાર છે એટલે પોતાને યોગ્ય લાગે તે મુદત સુધી તે દુકાન બંધ રાખવી એવું ફરમાવવાને અધિકાર છે

**સીક્ષા બાબત બાબ ૧૦ છે**

## હથીઆરનો કાયદો.

**૧**—આ આકટ આખા બ્રીટીશ ઇન્ડીયાને લાગુ છે પણ આ કલમના કોઈપણ ઠરાવ હેઠળ લખેલાને લાગુ નથી એમ સમજવું.

(અ) સમુદ્રમાં જનારાં કોઇ વહાણ ઉપરના હથીઆર અથવા યુદ્ધ સામગ્રી અથવા લસ્કરી સ્ટોર હશે તથા તે તે વહાણના સામાન્ય હથીઆરોનો અથવા સામાન સરંજામનો ભાગ હશે તે હથીઆરને અથવા યુદ્ધ સામગ્રીને, લશ્કરી કોરને અથવા (બ) સરકારી કોઇ નોકર અથવા સન ૧૮૫૮ ના હીંદુસ્તાનના વોલનટીયરોના આક્ટ પ્રમાણે પટામા નામ દાખલ થએલા કોઇ વોલનટીયર સદરહુ પ્રકારના સરકારી નોકર અથવા વોલટીઅર તરીકે પોતાનુ કર્તવ્ય કર્મ કરતો હોય ત્યારે અથવા સરકારના હુકમથી હથીઆર અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર તૈયાર કરવાને અથવા તેઓનું રૂપાતર કરવાને અથવા તે વેચવાને અથવા તે [દેશની] અંદર લાવવાને અથવા (દેશની) બહાર મોકલવાને અથવા એક જગાએથી બીજી જગાએ મોકલવાને અથવા ધારણ કરવાને અથવા કબજામાં રાખવાન લાગુ નથી.

૧૨—કોઈ હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર ( તે બાબત લાઈસેન્સ હોય કે નહી હોય તો પણ ) હેઠળ લખેલી રીતે તથા હેઠળ લખેલા પ્રસંગે લઇ.જતા કોઈ માણસ મળે ત્યારે એટલે કોઇ ગેરકાયદેસર કારણ સારુ વાપરવાના ઈરાદાથી અથવા તે ઉપયોગી થઈ પડવાના ઇરાદાથી તે લઈ જવામાં આવે છે તેવો શક આવવાનો વ્યાજબી સબબ મળે એવી રીતે અથવા એવે પ્રસંગે લઈ જતા જડે ત્યારે વગર વારંટે તને પકડવાનો તથા તેની પાસેથી સદરહુ પ્રકારના હથીઆરો અથવા યૂદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર લેવાનો અધીકાર કોઈ માણસને છે. માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદાર નહી હોય એવા કોઈ સખસે પકડેલું કોઈ માણસ અને સદરહુ પ્રમાણે લીધેલા હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર બને તેમ જલદી પોલીસ અમલદારને સ્વાધીન કરવો પોલીસ અમલદારે પકડેલા અથવા પોલીસ અમલદારને સ્વાધીન કરેલા સઘળા માણસો અને સદરહુ પ્રકારના કોઈ અમલદારે પકડેલા અથવા આ કલમ પ્રમાણે તેને સ્વાધીન કરેલા સઘળા હથીઆરો યુંદ્ધ સામગ્રી વગર કારણે વાર ન લગાડતા માજીસ્ટ્રેટની પાસે લઈ જવા.

૧૩—લાઇસિન્સ વગર અથવા લાઇસિન્સમાં જેટલે સુધી પરવાનગી આપી હશે તે કરતાં વધારે તથા જે રીતની પરવાનગી આપી હશે તે શીવાય બીજી રીતે કોઇપિણ હથીઆરો બાંધીને કોઇ માણસે ફરવું નહી. લાઈસેન્સ વગર અથવા લાઇસન્સના ઠરાવ તોડીને કોઇ માણસથી હથીઆરો બાંધીને સદરહુ પ્રમાણે ફરસે તેની પાસેથી હથીઆરો લેવાનો અધીકાર કોઈ માજીસ્ટ્રેટને અથવા પોલીસ અમલદારને અથવા જે બીજા અમલદારને તેના નામથી અથવા તેના હુદ્દાના સંબંધથી સ્થાનીક સરકારે આ બાબત અખત્યાર આપ્યો છે તેને છે.

૧૬—કોઈ માણસે હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર પોતાના કબજામાં રાખવો એ લાઇસિન્સ રદ થયાના લીધે અથવા તેની મુદત પુરી થયાને લીધે અથવા પંદરમી કલમ પ્રમાણે જાહેર નામુ કર્યાના લીધે ગેરકાયદેસર થતુ હશે તે માણસના કબજામાં હથીઆરો અથવા યુદ્ધ સામગ્રી અથવા લશ્કરી સ્ટોર હશે તે તેણે છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારની પાસે વગર કારણે વાર ન લગાડતા અનામત મુકવા. આ કલમ પ્રમાણે અનામત મુકેલા કોઇ પદાર્થનો માલીક તે પદાર્થ પોતાના કબજામાં રાખવાને અધીકાર પોતાને છે એ બાબતનું લાઇસિન્સ સદરહુ પ્રકારનો પદાર્થ સદરહુ પ્રમાણે જે તારીખે અનામત મુકયો હશે તે તારીખથી ત્રણ વરસની અંદર હાજર નહી કરે તથા તે પ્રદાર્થ પોતાને સોંપવાની બાબતની અરજી નહી કરે તો તે પદાર્થ સરકાર દાખલ થશે.

૧૮ અ–ઇલાકાના મુખ્ય શહેરની પોલીસનો કમીશ્નર જેની હકૂમતની સ્થળ સીમામાં સદરહુ પ્રકારનો લાઇસિન્સ ધારણ કરનારો હશે તે, પોલીસના કમીશ્નરને લોકના સુલેહ રાખવાને લોકના સુલેહ રાખવા સારૂ સદરહુ પ્રકારનું લાઇસિન્સ રદ કરવાની અથવા મોકૂફ કરવાની જરૂર લાગે ત્યારે કારણો હોય તે દફતરમાં લખીને તે પ્રમાણે કરવાનો અધીકાર સદરહુ પ્રકારના કમીસ્નરને છે વીગેરે.

૨૮—આ આકટ મુજબ સાક્ષી કરવા જોગ કોઇ ગુન્હો કર્યાની

જે જે માણુસને ખબર હશે તેણે તે બાબતની ખબર ન આપવાનું વાજબી કારણુ ન હોય ત્યારે છેક નજીકના પોલીસ અમલદારને અથવા માજીસ્ટ્રેટને ખબર આપવી જોઇએ વ્યાજબી કારણુ નહી હતું એ સાબીત કરવાનો બોજો તે માણુસ ઉપર રહેશે જે હથીઆર બાબત અથવા યુદ્ધ સામગ્રી બાબત અથવા લસ્કરી સ્ટોર બાબત આ આકટ વિરૂદ્ધ ગુન્હો કર્યો છે તે હથીઆરો તથા યુદ્ધ સામગ્રી અથવા લસ્કરી સ્ટોર રસ્તે જતી કોઇ પેટીમાં અથવા પ્યાકેજમાં અથવા ગાંસડીમાં છે એવો પોતાને સક હોય તે પેટી બાબત અથવા પ્યાકેજ બાબત અથવા ગાંસડી બાબત ખબર ન આપવાનું વ્યાજબી કારણુ નહી હશે ત્યારે લોઢાની સડક ઉપર ચાકરીમાં હોય એવા અથવા કોઇ હુડા ભાડુ કરનારે ચાકરીમાં રાખેલા દરેક માણુસે છેક પાસેના પોલીસ અમલદારને ખબર આપવી જોઇએ વ્યાજબી કારણુ નહતું એ સાબીત કરવાનો બોજો તે માણુસ ઉપર રહેશે.

૨૯—ઓગણીસમી કલમની ( ફ ) રકમ પ્રમાણે સીક્ષા કરવા જોગ ગુન્હા બાબત કોઇ પણુ સખસ ઉપર કામ ચલાવવું હોય તો ઇલાકાના મુખ્ય સહેરમાં પોલીસ કમીશનરની મંજુરી લીધા વગર ચલાવવું નહી વીગેરે.

( કલમ ૧૯ ફ:—ચૌદમી અથવા પંદરમી કલમના ઠરાવો તોડીને કોઇ હથીઆર અથવા યુદ્ધ સામગ્રી અથવા લસ્કરી સ્ટોર પોતાના કબ-જામાં અથવા નિબંધમાં રાખશે. )

## ગુન્હો કરનારી જાતોને નોંધવાનો તેમને નજર કેદમાં રાખવાનો તથા તેમના ઉપર નિર્બંધ રાખવાનો કાયદો સુધારવા બાબતનો આકટ.

૧—આ આકટ આખા બ્રીટીશ હીંદુસ્તાનને લાગુ છે.

૬—રજીષ્ટર તૈયાર થયા પછી સુપ્રીન્ટેન્ડેન્ટ ઓફ પોલીશના તાબામાં રાખવું.

૨૧—જે કોઇ સખસ ગુન્હો કરનારી જાતનો માણુસ હોય અને કાયદેસર કારણુ સિવાય (અ) ૫મી તથા ૭મી કલમની રૂએ કાઢેલી નોટીસ મુજબ હાજર થવાને ચુકે (બ) તે કલમોમાં ફરમાવ્યા મુજબ

કોઇપણ ખબર ઇરાદાથી ન આપે અથવા (ક) જ્યારે તેને ખબર આપવાનું ફરમાવવામાં આવે ત્યારે ખોટી ખબર સાચી તરીકે આપે અથવા (ડ) તેના આંગળાની છાપ લેવા દેવાની ના પાડે તેને વગર વારંટે પકડવાનો અધીકાર છે.

૨૫—જે કોઇ સખસ ગુન્હો કરનારની જાતનો નોંધાયલો માણસ હોય અને જે (અ) તેની રહેવાની જગા માટે ઠરેલા પ્રદેશની બહારના બ્રીટીશ હીંદુસ્તાનના કોઇપણ ભાગમાં ઠરાવેલા પાશ વીના કે પાશની સરતમાં જે જગા કે વખત લખેલ ન હોય એવી જગામાં એવા વખતે જડશે અથવા (બ) ઉદયોગીક ખેતીવાડી સંબંધી કે સન્માર્ગ પ્રવર્તક થાણા કે શાળામાંથી નાસી જશે તેને વગર વારંટે પકડવાનો અને હરકોઇ માજીસ્ત્રેટ આગળ લઇ જવાનો અધીકાર પોલીશના હરકોઇ અમલદારને કે ગામના મુખીને કે રખેવાળને છે અને તે માજીસ્ત્રેટ તે વાત સાબીત થાય તો તેને જે જીલ્લામાં થાણામા કે શાળામાં રહેવું જોઇતું હતું ત્યાં મોકલવાનો હુકમ કરવો.

૨૬—ગામમાં ગુન્હો કરનારી જાતના કોઇ સખસો રહેતા હોય તે ગામના દરેક મુખીએ રખેવાળ કે જે જમીન ઉપર આવા સખસો રહેતા હોય તે જમીનના દરેક ધણીએ સદરહું કોઇ સખસ ૫મી કલમ પ્રમાણે હાજર થવાને ચુકે તે બાબત કે તેવો માણુસ ગામમાંથી કે જમીનમાંથી જાય તે બાબત તેમ એવા મુખી રખેવાળ કે જમીનના માલીકે એવો માણુસ પોતાના ગામમાં કે જમીનમાં આવ્યાની ખબર તાબડતોબ પાસેના પોલીસ થાણાના અમલદારને ખબર આપવી જોઇએ.

## અફીણ સંબંધી કાયદો.

૧—આ આકટ ગવરનર જનરલ ઈન કાઉનશીલ ઇન્ડીયા ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતો વખત ફરમાવશે તે પ્રદેશને લાગુ થશે.

૧૪—એક સેસના અથવા પોલીસના અથવા કસ્ટમના અથવા મીઠાના અથવા અફીણના અથવા મહેસુલના ખાતા પૈકી હરકોઇ ખાતાનો જે

કોઇ અમલદાર પટાવાળા કરતા અથવા કોન્સ્ટેબલના કરતાં ઉંચા દરજ્જાનો હશે તથા જેને તેના હુદ્દાના હકથી સ્થાનીક સરકારે આ કલમ બાબત અખત્યાર આપ્યો હશે અથવા જેને ખુદ પોતાની માહેતી ઉપરથી અથવા કોઇ માણસે બાતમી આપી હશે તથા તે લખી લીધી હશે તે બાતમી ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે લાગવાનો સંભવ હશે તે એટલે આ આકટ પ્રમાણે પકડીને સરકાર દાખલ કરવાને જે અફીણ પાત્ર હશે તે અફીણ કોઇ ઇમારતમાં અથવા વહાણમાં અથવા ઘેરી લીધેલી જગામાં તૈયાર કરે છે અથવા રાખ્યુ છે અથવા સંતાડયું છે એવું લાગવાને સબબ હશે તે અમલદારને સુર્યોદયથી સુર્યાસ્ત સુધી હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધીકાર છે એટલે (અ) સદરહુ પ્રકારની હરકોઇ ઇમારતમાં અથવા વહાણમાં અથવા જગામાં પેસવાનો અને (બ) હરકત કરવામાં આવે તે પ્રસંગે કોઇ બારણું ભાંગવાનો તથા સદરહુ પ્રમાણે પેસવાનો તથા બીજો પ્રતિબંધ હશે તે દુર કરવાનો અને (ક) સદરહુ પ્રકારનું અફીણ તથા તે તૈયાર કરવામાં ઉપયોગ કરેલા સઘળા પદાર્થ અને જે બીજી કાંઇ જણસો પકડવાને અને (ડ) જે કોઇ માણસે આ આકટ પ્રમાણે અથવા જે વખતે જે બીજો કાયદો ચાલુ હશે તે કાયદા પ્રમાણે સદરહૂ પ્રકારના અફીણ સંબંધી કાંઇ ગુન્હો કર્યો છે એવું લાગવાનો પોતાને સબબ હશે તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને પોતાને યોગ્ય દેખાય તો તેને પકડવાનો અધીકાર છે.

૧૫–સદરહુ ખાતાઓ પઇકી કોઇપણ ખાતાના હરકોઇ અમલદારને હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો અધીકાર છે એટલે (અ) કાંઇ અફીણ તથા જે બીજી કાંઇ જણસ અગીયારમી કલમ પ્રમાણે અથવા અફીણ સરકાર દાખલ કરવાને પાત્ર છે એવું પોતાને લાગવાનો સબબ હોય તે અફીણ અથવા તે બીજી જણસ કોઇ ખુલ્લી જગામાં અથવા રસ્તે જતી હોય ત્યારે પકડવાનો (બ) જે કોઇ માણસે આ આકટ વિરૂદ્ધ અથવા સુદરહું પ્રકારના બીજા કોઈ કાયદા વિરૂદ્ધ ગુન્હો કર્યો છે

એવું લાગવાને પોતાને સબબ હશે તે માણસને અટકાવી રાખવાનો તથા તેનો ઝાડો લેવાનો અને સદરહુ પ્રકારના માણસના કબજામાં અફીણ હોય તો તેને તથા તેની સાથે જે કોઇ બીજુ માણસ હોય તેને પકડવાનો અધીકાર છે.

૧૬–ચૌદમી અથવા પંદરમી કલમ પ્રમાણે લેવાના સઘળા ઝાડા ફોજદારી કામ ચલાવવાની રીત બાબતની કાયદા માંહેના ઠરાવ પ્રમાણે લેવા.

૧૭–ચૌદમી કલમમાં કહેલા જુદા જુદા ખાતાઓના અમલદારોને સુચના આપી હોય તો અથવા દરખાસ્ત કરી હોય તો આ આકટ માંહેના આ ઠરાવ અમલમાં લાવવાના કામમાં એક બીજાઓને મદદ કરવી એ કાયદા પ્રમાણે અવશ્ય છે.

૨૦–ચૌદમી અથવા પંદરમી કલમ પ્રમાણે પકડેલું દરેક માણસ તથા જણસ વાર ન લગાડતાં છેક નજીકનું પોલીસ થાણું જે અમલદારને સ્વાધીન હોય તેની પાસે મોકલવી અને ઓગણીશમી કલમ પ્રમાણે પકડેલું દરેક માણસ તથા જણસ જે અમલદારે વારંટ કર્યું હોય તેની પાસે વાર ન લગાડતા મોકલવી.

૨૧—કોઈ અમલદાર આ આકટ પ્રમાણે કોઇ માણશને અથવા જણસને પકડશે ત્યારે તણે સરદહુ પ્રમાણે પકડયા પછી અડતાલીશ કલાકની અંદર સદરહું પ્રમાણે પકડયાની સઘળી હકીકતનો સંપુર્ણ રીપોર્ટ પોતાના ઉપરી અમલદારને કરવો.

૨૨— ખસખસના ઝાડનું ગેર કાયદેસર વાવેતર કર્યાનું કહેતા હોય એવા કામમાં પાક કહાડી લઇ જવો નહી પણ તે પાક તે કામનો નીકાલ થાય ત્યાં સુધી હેઠળ લખેલા અમલદારે જપ્ત કરવો એટલે પટાવાળા કરતાં અથવા કોન્સ્ટેબલ કરતાં ઉંચ્ચા દરજ્જાવાળા જે અમલદારને તેના હુદ્દાના હુકમથી આ કામ સારુ સ્થાનીક સરકારે અખત્યાર આપ્યો હશે તે અમલદારે જપ્ત કરવો અને તે કામનો નીકાલ જે માજીસ્ટ્રેટે કરવાનો હોય તે માજીસ્ટ્રેટ રૂબરૂ તે વાવેતર કરનારાઓ હાજર થવા સારૂ તેને વ્યાજબી રકમનો ( તે રકમ સદરહુ અમલદારે ઠરાવવી) જામીન આપવાને સદરહુ અમલદારે ફરમાવવું અને સદરહુ વાવેતર કરનાર સદરહુ જામીન વ્યાજબી વખતમાં આપવાને ચુકયા વગર તેને પકડવો નહી.

## નાટકના ખેલ બાબતનો આકટ

૧—આ આકટ આખા બ્રિટીશ ઈન્ડીયાને લાગુ છે.

૨—આ આકટમાં “ માજીસ્ટ્રેટ ” શબ્દનો અર્થ ઈલાકાના મુખ્ય શહેરમાં પોલીસ માજીસ્ટ્રેટ તથા બીજા ઠેકાણે ડીસ્ટ્રીકટનો માજીસ્ટ્રેટ એવો સમજવો.

૮—આ આકટ પ્રમાણે મના કરેલા કોઈ ખેલ સારુ ફલાણા ઘરનો અથવા ઓરડાનો અથવા જગાનો ઉપયોગ કરે છે અથવા કરવાનો છે એવું લાગવાનો કોઇ માજીસ્ટ્રેટને સબબ હોય તો સદરહુ પ્રકારના ઘરમાં અથવા ઓરડામાં અથવા જગામાં જરુર હોય તેટલી મદદ લેઈને રાત્રે અથવા દીવસે અને જરુર હોય તો જબરીથી પેસવાનો તથા તેમાં જે માણસો મળે તે સઘળાઓને કેદ કરવાના તથા તેમાં જે સીનેરી ( દેખાવના પડદા) તથા પોષાક તથા બીજા પદાર્થ મળસે તથા જે સદરહુ પ્રકારના ખેલ સારૂ ઉપયોગ કર્યો હોય તે અથવા કરવાનો ઈરાદો છે એવો વાજબી શક હોય તે સઘળી સીનેરીઓ તથા પોષાક તથા બીજા પદાર્થ પકડવાનો અધીકાર પોલીસના હરકોઈ અમલદારને પોતાના વારંટ ઉપરથી આપવાને અખત્યાર તે માજીસ્ટ્રેટને છે.

## હિંદુસ્તાનનો પ્રેસ બાબતનો આકટ.

૧—આ આકટ બ્રિટીસ હિંદુસ્તાનને લાગૂ છે.

૭-જ્યારે કોઇ છાપખાનું કે વર્તમાનપત્ર, બુક કે બીજા દસ્તાવેજની કોઈ નકલો આ આકટની રુએ જપ્ત થએલાં જાહેર કરવામાં આવ્યાં હોય ત્યારે સ્થાનીક સરકાર સબ ઈન્સ્પેકટરના હુદ્દાથી ઉતરતા દરજ્જાનો ન હોય એવા કોઈ પોલીસ અમલદારને જપ્ત કરવા માટે ફરમાવવામાં આવેલી મીલકત પકડવાનો તથા અટકાવી રાખવાનો અને જે જગામાં એવી મીલકત હોય કે હોવાનો શક હોય તે જગામાં કે (૨) એવા વર્તમાન પત્ર, બુક કે દસ્તાવેજની કોઈપણ નકલ વેચવા માટે, વહેંચવા માટે, પ્રસિદ્ધિ માટે કે લોકોને જોવા માટે રાખી હોય કે એવી

રીતે રાખ્યાનો શક હોય એવી જગામાં પેસવાનો ને એવી મીલકત માટે શોધ કરવાનો જેમાં અધીકાર આપ્યો હોય એવું વારંટ કાઢવાનું કોઇપણ માજીસ્ટ્રેટને ફરમાવવાને મુખત્યાર છે

આ કલમની રુએ કાઢવામાં આવેલું વારંટ જેટલા પ્રમાણમાં ઝાડો લેવાને લગતું હોય તેટલા પ્રમાણમાં ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા મુજબ ઝાડો લેવાના વારંટોની બજાવણી માટે જે રીત ઠરાવી છે તે રીત પ્રમાણે બજાવવું જોઈએ.

૧૨–સ્થાનીક સરકારને કયાંય પણ છાપેલા કોઇપણ વર્તમાનપત્ર બુક અથવા બીજા દસ્તાવેજમાં કલમ ૪ પેટા કલમ (૧) માં વર્ણવેલા પ્રકારના કોઇપણ શબ્દો, ચીન્હો, અથવા દ્રશ્ય આકારો આવતા લાગે તે પ્રસંગે તે સરકાર પોતાના મતના કારણ જણાવીને સ્થાનીક સરકારી ગેઝેટમાં જાહેરનામુ આપીને એવું વર્તમાનપત્ર, બુક, અથવા બીજો દસ્તાવેજ મલીકામાઆઝમાને જપ્ત થએલાં જાહેર કરવાને મુખત્યાર છે અને તે ઉપરથી કોઇપણ પોલીસ અમલદાર સદરહું જ્યાંથી મળી આવે ત્યાંથી પકડવાને મુખત્યાર છે અને સબ ઇન્સ્પેકટરના દરજ્જાથી ઉતરતા દર-દરજ્જાના ન હોય એવા કોઇપિણ પોલીસ અમલદારને જે કોઈ પણ જગામાં એવું વર્તમાનપત્ર, બુક, અથવા બાજો દસ્તાવેજ હોય અથવા હોવાનો યોગ્ય રીતે શક હોય ત્યાં પેસવાનો અને સદરહુ માટે શોધ કરવાનો વારંટથી અધીકાર આપવાને કોઇપણ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

(૨) આ આકટની રૂયે કાઢવામાં આવેલું દરેક વારંટ જેટલા પ્રમાણમાં તે ઝાડો લેવાને લગતું હોય તેટલા પ્રમાણમાં શને ૧૮૯૮ના ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા મુજબ ઝાડો લેવાના વારટોની બજાવણી માટે જે રીત ઠરાવી છે તે રીત પ્રમાણે બજાવવું જોઇએ.

---

# હિંદુસ્તાનનો વીજળી બાબતનો આકટ.

૧–આ આકટ આખા બ્રીટીશ હિંદુસ્તાનને લાગુ છે.

૩૦–લાઇસેન્સવાળા સિવાય બીજા કોઇપણ સખસે કોઇ સ્ટેટમાં કે કોઈ જગામાં એકસો કે તેથી વધારે માણસો એકઠા થવાનો સંભવ હોય કે જ્યાં કારખાનું કે ખાણુ હશે તે જગામાં ૨૫૦ કરતાં વધારે વારના દરે વીજળીની શકિત એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલવી હોય તો તે બાબતની સાત દીવસની લેખી નોટીશ જીલ્લા માજીસ્ત્રેટને કે ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસ કમીશનરને આપ્યા શિવાય તેમ કરવું નહીં.

૩૩–વીજળીક શકિત ઉત્પન્ન કરવાના કે મોકલવાના સંબંધમાં બએલા અકસ્માતથી જીવનું જોખમ થયું હોય કે શારીરીક ઇજા થઇ હોય તે બાબતની લેખી નોટીસ અકસ્માત થયા પછી ૨૪ કલાકની અંદર ઇલેકટ્રીક ઇન્સ્પેકટરને તેમજ જીલ્લા માજીસ્ટ્રેટને કે ઇલાકાના મુખ્ય શહેરમાં પોલીસ કમીશનરને માકલવી જોઇએ.

૩૯ જે કોઈ શખશ કોઇપણ વીજળીની શકિત બદદાનતથી કહાડી લે કે વાપરે કે ઉપયોગ કરે તેણે ફોજદારી કાયદા પ્રમાણે ચોરી કરી છે એમ સમજવું.

## જંગલનો આકટ.

૧–મુંબઇ ગવરનર અને લોઅર પ્રોવિન્સ તથા આસામ પ્રાંતના તથા પંજાબના લેફ્ટેનન્ટ ગવરનર અને અયોધ્યા તથા સેન્ટ્રલ પ્રોવીન્સના તથા આસામના ચીફ કમીશનર એ દરેક જે મુલક ઉપર રાજકારભાર ચલાવે છે તે મુલકમાં આ આકટ અમલમાં આવશે જંગલ સંબંધી ગુન્હો કરવામાં વાપરેલા હથીઆરો, ઢોર, ગાડા, વીગેરે માલ પકડવાનો અધિકાર ફોરેસ્ટ ઓફીસરને અથવા પોલીસના ઓફીસરને છે.

## યુરોપિઅન વેગ્રન્સી એક્ટ.

૧–આ આક્ટ બ્રીટીશ ઇન્ડીયાને લાગુ છે.

૩–"યુરોપીઅન પેટનું માણસ" આ શબ્દમાં યુરોપ, અમેરીકા, ઇષ્ટઇન્ડીઝ, આસ્ટ્રેલીઆ, રાશમેનીઆ, ન્યુઝીલંડ, નેટલ અને કેપ કોલોનીમાં જન્મેલા માણસોનો અને તેમના પુત્ર પૌત્રનો સમાસ થાય છે. નિરૂદયોગ ભટકનારો એ શબ્દમાં કામ ધંધા વગર, વગર ગુજરાનના સાધન વગર ભટકતો માલમ પડે તે માણુસ સમજવો.

૪–કલકતા, મુંબઇ અને મદ્રાસ શહેરની હદમાં કોઇ માણુસ નિરૂદયોગ ભટકનારો દેખાતો હોય તેને પાસેના માજીસ્ત્રેટ પાસે હાજર થવાનું તથા તે શહેરોની બહાર હોય તો છેક પાસેનો જે જસ્ટીસ ઓફ ધી પીશ પહેલા વર્ગના માજીસ્ત્રેટનો અધીકાર ચલાવતો હોય તેના પાસે હાજર થવાનું કહેવાને હરકોઇ પોલીશ અમલદારનો અધીકાર છે.

૧૯–માજીસ્ત્રેટ પાસે કોઇ માણુસ ૪થી કલમ પ્રમાણે કરતા છતાં જશે નહીં તો તેને વગર વારંટે પકડવાનો પોલીસને અધીકાર છે અને તે વાત સાબીત થએથી તેને એક મહીના સુધીની કેદની અથવા દંડની અથવા એ બેઉ શિક્ષા થશે.

## મુંબઇનો જમીન મહેસુલનો કાયદો (લેન્ડરેવેન્યુકોડ)

૧૭–ગામના કામ સંબંધી જે લેખ સરકારના અથવા લોકોના ઉપયોગ સારૂ જરૂરના હશે એટલે નોટીસો તથા મૈયતના પંચાતનામા. ફોજદારી પ્રકરણની જુબાનીઓ તથા તપાસણીઓ એવા સઘળા લેખ તલાટી જે ગામનું કામ કરતો હશે તે ગામના પટેલ અથવા તાલુકાના અથવા જીલ્લાના કોઇપણ ઉપરી મુલકી અથવા પોલીસ અમલદારે તૈયાર કરવાને ફરમાવ્યું હશે તો તે તૈયાર કરવાં એ પણ તલાટીનું કામ છે.

# કવાયત.

**સ્કવૉડડ્રીલ**—(હથીઆર સિવાય ખુલ્લી ફાઇલોમાં) એટેન્સન; સ્ટેન્ડ એટ ઈઝ, એટેન્સના રાઇટ ડ્રેશ, આઇઝ ફ્રન્ટ, ટર્નીંગ ટુ ધી રાઈટ (વન, ટૂ) ટર્નીંગ ટૂ ધી લેફ્ટ (વન ટુ) ટર્નીંગ એબાઉટ, (વન, ટુ) ઈંકિલાઇનીગ ટુ ધી રાઇટ (વન, ટૂ) ઇંક લાઈનીંગ ટૂ ધી લેફ્ટ (વન,ટૂ જજીંગધી ટાઇમ (રાઈટ, લેફ્ટ, યા. એબાઉટટર્ન રાઇટ યા લેફ્ટ ઇન્ક-લાઇન) સેલ્યુટ બાઇ નંબર્સ (વન, ટુ) સેલ્યુટ જજીગ ધી ટાઇમ (સેલ્યુટ) ક્વીક–માર્ચ; સ્કવાડ હૉલ્ટ; ક્વીક માચ; (સ્ટેપ આઉટ; સ્ટેપ સોર્ટ, માર્ક ટાઇમ(...પેઇસીઝ સ્ટેપ બેક–માર્ચ; ક્વીક માર્ચ, (ચેઇન્જ સ્ટેપ; ચેઇન્જ સ્ટેપ) ડબલ માર્ચ; સ્કાડ હોલ્ટ; રાઇટ યા લેફ્ટ કલોઝ; માર્ચ...પેઇસીઝ રાઈટ યા લેફ્ટ કલોઝ માર્ચ; સ્કવોડ હોલ્ટ રાઈટ; ટર્ન (લેફ્ટર્ન) એબાઉ ટર્ન, રાઈટ (યા) લેફ્ટ ઇંકલાઇન (સીંગલ રેન્કથી) રાઈટ (યા) લેફ્ટ ડ્રેશ; સ્કવૉડ નંબર; ઓપન રેંકસ, રીફાર્મ રેકસ; (સીંગલ રેકસથી માર્ચીંગ) બાય ધી રાઇટ (યા) લેફ્ટ (યા) બાય નંબર ક્વીક માર્ચ, ડબલ માર્ચ, ક્વીક માર્ચ, રાઈટ ઇન્ક લાઇન, રાંઇટ ફાર્મ. ક્વીક માર્ચ ફોરવર્ડ (હોલ્ટથી) રાઈટ ટર્ન ક્વીક માચ રાઈટ (યા) લેફ્ટ વ્હીલ, રીયર ફાઇલ્સકવર; ઓન ધી લેફ્ટ ફાર્મ સ્કવૉડ; ફોરવર્ડ (હોલ્ટથી સ્કવોડ ફોર્મ થવું) એટ ધી હોલ્ટ; ઓન ધી લેફ્ટ ફોર્મ સ્કવાડ (બે રેન્કથી) રાઈટ ડ્રેસ સ્કવોડ નંબર ઓપન રેન્કસ માર્ચ રીફાર્મ રેન્કસ માર્ચ બાય ધી રાઈટ (યા) લેફ્ટ ક્વીક માર્ચ (યા) ડબલ માર્ચ ધી સ્કવોડ વીલ રીટાયર, એબાઉટ ટર્ન ધી સ્કવોડ વીલ એડ-વાન્સ; એબાઉટ ટર્ન રાઇટ ઇંકલાઇન, રાઇટ ફાર્મ, ક્વીક માર્ચ; હાફ (યા) ક્વોર્ટર, (યા) રાઇટ (યા) લેફ્ટ ફાર્મ; રાઈટ ટર્ન; રાઈટ વ્હીલ; ઓન ધી લેફ્ટ (યા) રાઇટ ફાર્મ સ્કવોડ; એટ ધી હોલ્ટ; ઓન ધી રાઇટ (યા) લેફ્ટ ફાર્મ સ્કવોડ; એડવાન્સ ઇન સીગનલ ફાઇલ ફૉર્મ ધી રાઈટ; ક્વીક માર્ચ (માર્ચીંગમાં) ફાર્મ સીગલ ફાઇલ. ફાર્મ ટુ ડીપ ફોરવર્ડ, એટ ધી હોલ્ટ ફાર્મ ટૂ ડીપ (હોલ્ટ થી બેરેકમાં)

ફોર્મ ફોર્સ, ફોર્મ ટુ ડીપ, ફોર્મ ફોર્સ; રાઈટ (યા) લેફ્ટ, રાઈટ (યા) લેફ્ટ ટર્ન (માર્ચ કરતી વખતે) ફોર્મ ફોર્સ; રાઈટ (યા) લેફ્ટ ઈંકલાઈન હોલ્ટથી માર્ચ કરતા) ફોર્મ ફોર્સ ટ્રૂ ડીપ ફોર્મ ફોર્સ; રાઈટ (યા) લેફ્ટ વ્હીલ રીયર ફોર્સ કવર; ઓન ધી રાઈટ (યા) લેફ્ટ ફોર્મ સ્કવોડ ફોર વર્ડ સ્કવો હોલ્ટ, સ્કવોડ ડીસમીસ.

**રાઈફલ એકસર સાઈઝ**—સ્લોપ આર્મ્સ ઓર્ડર આર્મ્સઃ સ્લોપ આર્મ્સઃ પ્રીઝેન્ટ આર્મ્સ, સ્લોપ આર્મ્સ, ઓર્ડર આર્મ્સ, ફીકસ બેનેટસ, અન ફીકસ બેનેટસ. ટ્રેઈલ આર્મ્સ. ઓર્ડર આર્મ્સ, સોર્ટ ટ્રેઈલ સ્લોપ આર્મ્સ, ચેઈન્જ આર્મ્સ. ટ્રેઈલ આર્મ્સ, ચેઈન્જ આર્મ્સ, ચેઈન્જ આર્મ્સ, ચેઈન્જ આર્મ્સ સીક્યુર આમર્સ ચેઈન્જ સીક્યુર આર્મ્સ, ચેઈન્જ આર્મ્સ ચેઈન્જ આર્મ્સ (સ્લોપ આર્મ્સ ઓર્ડર આર્મ્સ પ્રાઉન્ટ આર્મ્સ, ટેક અપ આર્મ્સ સ્ટેન્ડ એટઈઝ સ્ટેન્ડ ઈઝી.

**પાઈલીગઆર્મ્સ**—પાઈલ આર્મ્સ, સ્ટેન્ડ કલીઅર (ફોલઆઉટ ફોલ ઈન સ્ટેન્ડ ટ્રૂ અન પાઈલ આર્મ્સ, ટ્રૂ, થ્રી.

**ઈન્સ્પેકશન**—ફીકસ બેનેટસ, રીયર રેંકવન પેઈશ સ્ટેપ બેક માર્ચ. આઈઝ ફ્રંટ અન ફીકસ બેનેટસ ફોર ઈન્સ્પેકશન, પોર્ટ આર્મ્સ, એટેન્સન, એકઝામીન આર્મ્સ, રોડ, હોપ, એટેન્સન રાઈટ ઈક લાઈન ઓપન પાઉચીઝ સટ પાઉચીઝ, લેફ્ટ ઈકિલાઈન, કલોઝ રેન્ક, માર્ચ

**સલામી**—ફીકસ બેનેટસ. આઈઝ, ફ્રંન્ટ જનરલ (રોયલ) સેલ્યુટ પ્રીઝેન્ટ આર્મ્સ, સ્લોપ આર્મ્સ, આર્ડર આર્મ્સ.

**ફાઈરીગ એકસરસાઈઝ**—(કવીક ટાઈમથી) સ્ટેન્ડીંગ—લોડ, રેડી, પ્રીઝેન્ટ, ફાયર, ઓર્ડર (યા) સ્લોપ આર્મ્સ સ્ટેન્ડીંગ ફાયર એવોલીરેડી હાફકોક આર્મ્સ, ઈઝ સ્પ્રીંગ, ઓર્ડર (યા) સ્લોપ આર્મ્સ—સ્ટેડીંગ ફાયર આ વોલી એન્ડ ઓર્ડર, રેડી, પ્રિઝેન્ટ, ફાયર ઓર્ડર (યા) સ્લોપ આર્મ્સ સ્ટેન્ડ એટ ઈઝ—એટેન્સન (નીલીંગ) રેડી, પ્રીઝેન્ટ ફાયર, ઓર્ડરઆર્મ્સ ફાયર આવેલી એન્ડ ઓર્ડર, રેડી. પ્રીઝેન્ટ ફાયર ઓર્ડર આર્મ્સ, વોલી ફાયરીંગ રેડી, ઓર્ડર આર્મ્સ, બોથ રેન્કસ સ્ટેન્ડીંગ. રેડી, ઈન્ડીપેન્ડન્ટ ફાયરીંગસ્ટેન્ડીંગ(યા) નીલીગ, રેડી, કમેન્સ, સીઝ ફાયર, ઓર્ડર આમર્સ

# જાહેર ખબર.

## મારા તરફથી પ્રસિદ્ધ થએલ પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | પ્રશ્નોત્રમાળા | ૦-૩-૦ |
| ૨ | ગાંડીયા તાવનો ગજબ | ૦-૦-૬ |
| ૩ | બેટ ગોમતીનો ભોમીઓ | ૦-૮-૦ |
| ૪ | બેટ દ્વારકાનો ભોમીઓ | ૦-૮-૦ |
| ૫ | પોલીસ એકીકરણ | ૧-૦-૦ |
| ૬ | ગામ કામદારના કર્તવ્ય | ૧-૦-૦ |
| ૭ | પોલીસ કર્તવ્ય | ૧-૦-૦ |

**આ સીવાય નીચેના પુસ્તકો છાપવા માટે તૈયાર છે તે**

| | | |
|---|---|---|
| ૧ | સુજાનનું ખુન (પુરાવાની પ્રપંચજાળ મનોવેધક નવલકથા) | ૧-૦-૦ |
| ૨ | ગુજરાતનો ભીલ્લ યાને બદમાસ બનીઓ (કુનેહભરી રીતે ગુન્હા કરવાની જુદી જુદી તદબીરો દસેક મનરંજન વાર્તાઓ) | ૧-૦-૦ |


કર્તા-

**નારદલાલ જેશંકર પોટા**

સબ પોલીસ ઇન્સપેકટર.

મુકામ પલસાણા-(વાયા સચીન)